## સ્વામીશ્રી વિરક્તાનંદ ગોવિંદજી ગ્રંથમાળાનો

# ઉપોદ્‌ઘાત

સદ્દગુ સ્વામીના ટ્રસ્ટીઓ તરફથી રૂ. ૮૦૦૦) ની સાડા ત્રણ ટકાની ગવર્ન્મેન્ટ પ્રોમિસરી નોટ્સ સોસાયટીને તા. ૧૧–૮–૨૯ ના રોજ આપવામાં આવી હતી. એવી શરતોથી કે એ રકમનું જે ઉત્પન્ન આવે તેનું ચાલુ ખર્ચ બાદ જતાં જે રકમ વધે તે (૧) અમદાવાદમાં આવેલા 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' ને ધાર્મિક તથા વૈદકગ્રંથના પ્રકાશન અર્થે આપવી, અને (૨) ભવિષ્યમાં 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' અટકી જાય અગર એ કામ ન કરે તો સોસાયટી પોતે તત્ત્વજ્ઞાનનાં તથા વૈદકનાં પુસ્તકો લખાવી પ્રસિદ્ધ કરે અને તે ગ્રંથમાળાને સદ્દગુ ફંડનું "સ્વામી શ્રી વિરક્તાનંદ ગોવિંદજી" એવું નામ આપે. તદનુસાર પ્રસ્તુત ફંડમાંથી નીચેનાં પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યાં છેઃ

| | | |
|---|---|---|
| ૧. મુંડકોપનિષદ્ | (મૂળ સાથે ગૂ. ભાષાંતર) | ૦–૮–૦ |
| ૨. પ્રશ્નોપનિષદ્ | ( ,, ) | ૦–૮–૦ |
| ૩. કેનોપનિષદ્ | ( ,, ) | ૦–૮–૦ |
| ૪. આયુર્વેદનો ઇતિહાસ | | ૧–૦–૦ |

ગુ. વ. સોસાયટી
અમદાવાદ
તા. ૧૮–૮–૪૨

જેઠાલાલ જી. ગાંધી
આસિસ્ટન્ટ સેક્રેટરી

# નિવેદન

**આયુર્વેદના** ઇતિહાસને ઓછા વધુ અંશે નિરૂપવાના ભૂતકાળમાં થયેલા પ્રયત્નોની નોંધ પ્રવેશકમાં કરી છે અને તેમાંથી મને મળેલા લાભનો ઋણસ્વીકાર પણ ત્યાં જ કર્યો છે પણ અહીં નિરૂપણની મારી પદ્ધતિ વિશે થોડી સ્પષ્ટતા કરવાની છે આયુર્વેદિક ગ્રન્થકારોના સમયની સંક્ષિપ્ત નોંધ કરીને આયુર્વેદિક સાહિત્યમાં જે વિષયોની ચર્ચા મળે છે તેની નોંધ સવિસ્તર કરવી એ એક પદ્ધતિ છે જુલિયસ જોલીએ પોતાના 'મેડિસિન' નામના જર્મન ગ્રન્થમાં એ પદ્ધતિનો સ્વીકાર કર્યો છે જેને ઉદ્દેશીને એ લખાયો છે તે આયુર્વેદના મૂળ ગ્રન્થોથી અજાણ પ્રાચ્યવિદ્યા પંડિતોને એવો ગ્રંથ જ ઉપકારક થાય પણ આ ઇતિહાસના વાચનારને માટે આયુર્વેદિક વસ્તુનું એવું સવિસ્તર નિરૂપણ મને આવશ્યક નથી લાગતું આયુર્વેદના મુખ્ય ગ્રન્થો સુલભ છે, ટિપ્પણીઓમાં પૂરા ઉલ્લેખો આપ્યા છે અને આ ઇતિહાસનો વાચનાર આયુર્વેદિક ગ્રન્થોથી પરિચિત હોવાનો સંભવ છે, એટલે વિશેષ માહિતીના જિજ્ઞાસુઓ મૂળ ગ્રન્થોમાં યથેચ્છ અવગાહન કરી શકશે અહીં આયુર્વેદશાસ્ત્રના વિકાસક્રમનો ખ્યાલ આવી શકે એટલી વીગતો આપી છે જોકે ચરકસુશ્રુતના વર્ણન પ્રસંગમાં આયુર્વેદના જુદા જુદા અંગોના વસ્તુની વીગતવાર નોંધ કરી હોવાથી વૈદ્યકસિદ્ધાન્તની નવી વાત જેમાં નથી એવા પાછળના ગ્રન્થોની નોંધ ટૂંકામાં જ લીધી છે

બીજું આયુર્વેદિક ગ્રન્થકારોના સમયની બાબતમાં તો સંસ્કૃત સાહિત્યના ઇતિહાસની જે સામાન્ય સ્થિતિ છે તે જ સંદિગ્ધ અટકળોવાળી સ્થિતિ આ ઇતિહાસમાં પણ છે અને કોઈપણ ગ્રન્થકારના જીવન વિશે તો અલ્પતમ માહિતી પણ

ભાગ્યે જ મળે છે આ સ્થિતિમાં ગ્રન્થકારોના ચરિત્ર સાથે એના ગ્રન્થોનો સંબંધ દર્શાવે એવો ઇતિહાસ લખવાનો તો સંભવ જ દૂર છે. પણ કાલાનુક્રમને ચુસ્તપણે વળગી રહેવું પણ શક્ય નથી, કારણ કે સમયની સંદિગ્ધતા ઉપરાંત ગ્રન્થો અને તેની ટીકાઓને એવો નિકટ સંબંધ છે કે મૂળ ગ્રન્થની વાત સાથે જ એના ઉપર બારસોચારસો વર્ષ પછી લખાયેલી ટીકાની વાત કરી લેવી જોઇએ. વળી આ સાહિત્યનો ઇતિહાસ છે, રાજકીય કે બીજા બનાવોનો ઇતિહાસ નથી, એટલે આયુર્વેદિક સાહિત્યના ભિન્નભિન્ન પ્રવાહોના સાતત્યને દૃષ્ટિપથમાં લેવા માટે પણ કાલાનુક્રમનું ચુસ્ત અનુસરણ જતું કરવું પડે છે છતાં કાલાનુક્રમ નક્કી કરવાનો બનતો પ્રયાસ કર્યો જ છે પણ આ ગ્રન્થને પુરાતત્ત્વીય ઊહાપોહનું સંગ્રહસ્થાન બની જતો અટકાવવાની મતલબથી એ પ્રકારની સવિસ્તર ચર્ચા મૂળમાં ભાગ્યેજ કરી છે, પણ પહેલાં થયેલી ચર્ચાઓના ઉલ્લેખો ટિપ્પણીઓમાં આપીને સંતોષ માન્યો છે

છેક વિ. સં. ૧૯૭૧માં સુરતમાં ભરાયેલી ગૂજરાતી સાહિત્ય પરિષદમાં આપેલા 'ગૂજરાતનું વૈદ્યક સાહિત્ય' એ નિબંધ દ્વારા આયુર્વેદના ઇતિહાસને લગતી ચર્ચાનો મેં આરંભ કર્યો અને સં. ૧૯૭૪માં 'આયુર્વેદ વિજ્ઞાન' માસિક શરૂ કર્યા પછી આયુર્વેદનો ઇતિહાસ કોઇક દિવસ લખવાની ધારણાથી આ-વિ.માં ઐતિહાસિક ઊહાપોહના લેખો–સ્વતંત્ર કે અનુવાદાત્મક ચાલુ પ્રકટ થયા કરે એવો પ્રયત્ન જારી રાખ્યો પરિણામે ઠીક સામગ્રી એકઠી થઈ ગઈ હતી અને આ ઇતિહાસ લખતાં પહેલાં થઈ ગયેલા ઐતિહાસિક ઊહાપોહની પુનરુક્તિ કરવાની જરૂર ન હોવાથી મૂળમાં નિર્ણયો આપવાનું અને ટિપ્પણીઓમાં પહેલાં પ્રસિદ્ધ થયેલ ચર્ચાઓના ઉલ્લેખો આપવાનું યોગ્ય ગણ્યું છે ઉલ્લેખોમાં 'આયુર્વેદ વિજ્ઞાન' વિશેષ પ્રમાણમાં જોવામાં આવશે, તેનો આ ખુલાસો છે.

આયુર્વેદના મુદ્રિત અમુદ્રિત સર્વગ્રન્થોની એક યાદી પ્રકટ થાય એ બહુ જરૂરનું છે. પણ હજી સુધી એવી સંપૂર્ણ યાદી પ્રકટ થઈ નથી. અમુક અમુક પુસ્તકાલયોની યાદીઓ પહેલાં તથા હાલમાં બહાર પડી છે, પણ એ ઉપરથી એક સંપૂર્ણ યાદી તૈયાર કરવાનો પ્રયત્ન થયો નથી. આયુર્વેદના ઇતિહાસ માટે એવી યાદી અગત્યનું સાધન હોવા છતાં એનો અભાવ ઇતિહાસ લખવામાં નડવાનુ કારણ નથી. આયુર્વેદનો સળંગ ઇતિહાસ ઉકેલી શકાય એટલું પ્રત્યેક યુગનું આયુર્વેદિક સાહિત્ય પ્રસિદ્ધ થઈ ગયું છે.

દક્ષિણભારતના આયુર્વેદિક સાહિત્યનું જુદું પ્રકરણ કરવું પડયું છે. ત્યાંના ઘણા ગ્રન્થો હજી દેવનાગરી લિપિમાં ઉપલબ્ધ નથી એટલે ફક્ત નામો ઉતારીને સંતોષ માન્યો છે.

ઈ. સ. ૧૩ મા ૧૪ મા શતક પછીનાં છસ્સો વર્ષમાં ઘણી નાની મોટી ગ્રન્થ રચના થઈ છે. એમાંથી વધારે વપરાતા ગ્રન્થોની વીગતો આપી છે જ્યારે બાકીનાની છેવટ એક યાદી આપી છે. અલબત્ત આ યાદી સંપૂર્ણ નથી.

આધુનિક સમયનું વીગતવાર ઐતિહાસિક અવલોકન કરવા જતાં જુદું પુસ્તક થાય એટલી માહિતી ઉપલબ્ધ છે. પણ અહીં તો આધુનિક આયુર્વેદિક પ્રવૃત્તિના ભિન્ન ભિન્ન પ્રકારોની જ નોંધ, આયુર્વેદના સમગ્ર ઇતિહાસમાં આધુનિક સમયનું સ્થાન દર્શાવવા પૂરતી કરી છે.

મુંબઈ,
કાર્તિક સં. ૧૯૯૮ } દુર્ગાશંકર કે. શાસ્ત્રી

# અનુક્રમણિકા


વિષય ... પૃ.

## પ્રથમ ખંડ

પ્રવેશક ... ૩
વૈદિક સમય અને અશ્વિ દેવો ... ૧૨
વેદમાં આયુર્વેદનાં બીજ ... ૧૫
- વેદકાલીન વૈદ્ય ... ૨૨
- વૈદિક ઔષધશાસ્ત્ર ... ,,
- વૈદિક શારીર ... ૨૪
- શારીર ક્રિયા ... ૩૦
- રોગવિજ્ઞાન ... ૩૨
- નિદાન ... ૪૦
- કૃમિવિજ્ઞાન ... ૪૨
- શલ્ય તંત્ર વગેરે વિષયો ... ૪૪

## દ્વિતીય ખંડ

આયુર્વેદની સંહિતાઓ ... ૫૫
- ચરકસુશ્રુતની પરંપરા ... ૫૭
- ભેલસંહિતા ... ૭૪
- હારીતસંહિતા ... ૭૬
- ધન્વન્તરિ અને સુશ્રુતનો સમય ... ૭૬
- નાગાર્જુન ... ૮૦
- કાશ્યપ સંહિતા અથવા વૃદ્ધજીવકતંત્ર ... ૮૩
- ચરકસુશ્રુત-ભેલનું પૌર્વાપર્ય ... ૮૫
- ગાય, અશ્વ અને હાથીનું વૈદક ... ૮૮
- પાલકાપ્યનો હસ્ત્યાયુર્વેદ ... ૯૨
- વિલુપ્ત તંત્રો અને સંહિતાઓ ... ૯૫
- પ્રાચીન બૌદ્ધ સાહિત્ય અને આયુર્વેદ ... ૯૭

# પ્ર વે શ ક

યુરોપીય પ્રાચ્ય તત્ત્વવેત્તાઓમાંના મોટા ભાગે એવો અભિપ્રાય ફેલાવ્યો છે કે પ્રાચીન ભારતીય લોકોએ આધ્યાત્મિક, ધાર્મિક અને તાર્કિક વિષયોનો જ વિચાર કર્યો છે; ભૌતિક વિષયોને તો સ્પર્શ જ કર્યો નથી. પરિણામે ભૌતિક–પ્રત્યક્ષ ઉપલબ્ધ વિષયોને સમજવાની અશક્તિ હિન્દુઓમાં વંશપરંપરાથી ઊતરી આવી છે. અત્યારે આ દેશના વતનીઓની બુદ્ધિ ભૌતિક વિષયોને ગ્રહણ કરવા સમર્થ છે કે નહિ એ વિશે અથવા આ વિષયમાં તેઓની બુદ્ધિશક્તિની ન્યૂનતાનાં ઐતિહાસિક કારણો વિશે વિચાર કરવાનો આ પ્રસંગ નથી; પણ પ્રાચીન ભારત ઉપરનો ઉપરો આરોપ સર્વાશે ખરો નથી એમ આયુર્વેદિક સાહિત્યનો ઇતિહાસ જોતાં સ્પષ્ટ દેખાય છે.

આપણા પૂર્વજોએ અધ્યાત્મવિદ્યામા તથા ધર્મવિચારમાં અસાધારણ ઉન્નતિ પ્રાપ્ત કરી હતી એ વાત ખરી છે. પણ બધા આર્યો વનમાં બેસીને અધ્યાત્મચિંતન, ધર્મચિંતન કે કાવ્યાદિની રચનામાં ગૂંથાયેલા રહેતા અને જગતમા શું ચાલે છે, કેમ ચાલે છે, એ બાબતનો એમને વિચાર જ નહોતો આવતો એવી યુરોપીય વિદ્વાનોની કે તેઓને અનુસરનાર કેટલાક અન્ય વિદ્વાનોની માન્યતા જ્યોતિઃશાસ્ત્રના કે આયુર્વેદના વિશાળ સાહિત્યને જોતાં અથવા અર્થશાસ્ત્ર કે મહાભારતના અભ્યાસદ્વારા તત્કાલીન સમાજસ્થિતિનું ચિત્ર જોતાં, યથાર્થ નથી લાગતી[1]. ઊલટું

[1] કવિવર રવીન્દ્રનાથ ઠાકુર આપણી પ્રાચીન સભ્યતાને ઉપવનની સભ્યતા કહે છે તે પણ ઐતિહાસિક દૃષ્ટિએ અર્ધસત્ય છે

પોતાની આસપાસના જગતમાં શું ચાલે છે એનું સૂક્ષ્મ અવલોકન કરતા અને પોતાનાં અવલોકનોનાં ફળોને, સાહિત્યદ્વારા, ઉપદેશદ્વારા, તથા વ્યવહારમાં સાક્ષાત્ ઉપયોગદ્વારા જગતને લાભ આપવા આ દેશમાં સર્વત્ર ઘૂમતા ઉત્સાહી આર્યોનું ચિત્ર ખડું થાય છે.

વર્તમાનકાળમાં પ્રયોગપદ્ધતિથી તથા સૂક્ષ્મદર્શકયંત્ર, દૂરદર્શકયંત્ર વગેરે ઉપકરણોની મદદથી જે અનેક વિજ્ઞાનશાસ્ત્રોનો અપૂર્વ વિકાસ થયો છે તેનો તો પ્રાચીનકાળમાં સંભવ જ નથી. પણ નરી આંખે કરેલાં સૂક્ષ્મ અને વિશાળ અવલોકનો તથા એ ઉપરથી તીક્ષ્ણ મર્મગ્રાહી બુદ્ધિ વડે પ્રાપ્ત કરેલા અનેક તલસ્પર્શી સિદ્ધાન્તો આયુર્વેદિક સાહિત્યમાં સ્થળે સ્થળે ચતુર જોનારને દેખાય છે.

કોઈ પણ દેશના પ્રાચીન કાળનાં મુખ્ય વિજ્ઞાનશાસ્ત્રો બેઃ (૧) વૈદ્ય ( Science of Medicine ) અને (૨) જ્યોતિષ. આ બે મુખ્ય શાસ્ત્રોમાં કેટલાંક અવાંતર શાસ્ત્રોનો સમાવેશ થઈ જાય છે. ફળજ્યોતિષને બાજુએ રાખીએ, એમાં કાંઈ તથ્યાંશ છે કે નહિ એ પ્રશ્નને અનિશ્ચિત માનીએ, પણ ખગોળ અને ગણિત વિષયમાં આ દેશના પ્રાચીન આર્યોએ જે જ્ઞાન મેળવેલું તે જ્યોતિઃશાસ્ત્રના ગ્રંથોમાં જળવાઈ રહ્યું છે.[1]

આયુર્વેદમાં પણ એકથી વધારે વિજ્ઞાનોનો સમાવેશ થાય છે. અત્યારે પાશ્ચાત્ય વૈદ્યકશાસ્ત્રમાં પારંગત થવા માટે જેટલાં શાસ્ત્રોનું જ્ઞાન આવશ્યક ગણાય છે, તેટલાની જૂના વખતમા આશા ન

---

૧ જ્યોતિઃશાસ્ત્ર આ દેશમાં કેટલું ખેડાયું હતુ તે જાણવા માટે જુઓ શ્રી. શં. બા. દીક્ષિતે રચેલ 'ભારતીય જ્યોતિઃશાસ્ત્ર' (મરાઠી). તેમ જ જ્યોતિઃશાસ્ત્રના ગ્રન્થોમાં કેવું ઊંચી કક્ષાનું ગણિત છે તે જોવા માટે જુઓ 'આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા' ( પુરાતત્ત્વમંદિર ગ્રન્થાવલી)માં અ. શ્રી. નારાયણનું વ્યાખ્યાન.

રાખી શકાય. પણ શારીર ( Anatomy, and Physiology ) દ્રવ્યગુણશાસ્ત્ર (Materia Medica, Pharmacy) કાયચિકિત્સા (Medicine), રસશાસ્ત્ર (Chemistry), સ્વસ્થવૃત્ત (Hygiene), રોગવિજ્ઞાન ( Pathology ), શલ્ય અને શાલાક્ય તંત્ર ( Surgery ), પ્રસૂતિતંત્ર ( Midwifery & Gynaecology), કૌમારભૃત્ય ( Paediatrics ) અગદતંત્ર, ( Toxicology ), પશ્વાયુર્વેદ (Veterinary Science ) વગેરે અનેક વિષયોનું થોડુંઘણું જ્ઞાન પ્રાચીન વૈદ્યોને હતું એમ આયુર્વેદિક સાહિત્ય જોતાં જણાય છે. આ ભૌતિકશાસ્ત્રોનું પ્રાચીન સ્વરૂપ આજનાં પાશ્ચાત્ય ધોરણથી માપવું ન જોઈએ. એ જમાનામાં બીજા દેશોએ આ વિષયોમાં કેટલી નિપુણતા મેળવી હતી એ ધ્યાનમાં રાખતાં અને એ વખતની સાધનસંપત્તિ જોતાં પ્રાચીન આર્યોએ કેટલી વૈજ્ઞાનિક ગ્રહણશક્તિ ( Scientific insight ) કેળવી હતી એ જ જોવાનું છે. આપણાં દુર્ભાગ્યે પાછળથી વૈજ્ઞાનિક શોધખોળની બુદ્ધિ આપણા પૂર્વજોમાં ઓછી થઈ ગઈ અને પંડિત વૈદ્યોએ જૂના ગ્રન્થોના અધ્યયનમાં જ સંતોષ માનવા માંડ્યો એટલે ઉપર કહેલાં આયુર્વેદાંગભૂત શાસ્ત્રોનો વિશેષ વિકાસ થયો નહિ; પણ વૈદ્યકને લગતા દરેક વિષયમાં બે હજાર વર્ષ પૂર્વે આયુર્વેદના આચાર્યો કેવા ઉત્સાહથી શોધખોળ કરતા હતા, એમનું અવલોકન કેટલું વિશાળ તથા સૂક્ષ્મ હતું, અને અવલોકનને પરિણામે તેઓ કેવા પ્રમાણપુરઃસર સચોટ સિદ્ધાંતો બાંધતા એ સમજવા માટે પ્રાચીન આયુર્વેદિક ગ્રન્થો ઉત્તમ સાધન છે.

પ્રાચીન ભારતીય આર્યોની બુદ્ધિની ઉન્નતિ અને અવનતિનો ક્રમ આયુર્વેદના ઇતિહાસમાં અતિ સ્પષ્ટ દેખાય છે. કેટલાક ઇતિહાસપર્યેષકોના મત પ્રમાણે વૈદ્યકવિદ્યાની ઉન્નતિ અવનતિ ઉપરથી અને એ વિદ્યાની પ્રજામાં થતી કદર ઉપરથી તે તે પ્રજાની સભ્યતાનું માપ નીકળે છે. આ ધોરણ યથાર્થ હો કે ન હો, પણ

આ દેશના ઇતિહાસમાં તો વૈદ્યકવિદ્યાની ઉન્નતિ સાથે આપણી સભ્યતાની, અનેક વિદ્યાઓની તથા કળાઓની પણ ઉન્નતિ થતી દેખાય છે, અને એની અવનતિ સાથે અવનતિ થતી દેખાય છે. ખરી રીતે સર્વ ઉન્નતિનું મૂળ પ્રજાની જીવનશક્તિ છે, અને એ શક્તિના વૃદ્ધિહ્રાસની વૈદ્યકવિદ્યા સારી નિદર્શક છે એટલી વાત નિર્વિવાદ લાગે છે

'સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ'ના લેખક તરીકે પ્રસિદ્ધ એ એ. મેકડોનલના નીચેના વચન ઉપરથી પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞોની વૃત્તિ સ્પષ્ટ દેખાશે

'પ્રાચી। હિંદીઓના વૈદ્યકગ્રંથોની ખરી કીમત વિશે જે તજ્જ્ઞોએ એ પુસ્તકો તપાસ્યાં છે તેમનો અભિપ્રાય ઊંચો નથી. હિંદુઓની બુદ્ધિએ આ દિશામાં કાંઇ મહાન કર્યું હોય એ સંભવિત નથી, કારણ કે તેણે ભૌતિક વિજ્ઞાન વિશે કદી પણ વલણ બતાવ્યું નથી શસ્ત્રવિદ્યામાં કાંઇ પણ કીમતી કામ કર્યાનો દાવો હિંદ રાખી શકે તો તે કૃત્રિમ નાક બનાવવાનો છે'[1]

આ વચનોની પ્રેરક વૃત્તિ સ્પષ્ટ છે એને વિવેચનની અપેક્ષા નથી. છેલ્લી વાત કબૂલ કર્યા વગર છૂટકો નહોતો, કારણ કે યુરોપીય શસ્ત્રચિકિત્સકો કાપેલાં નાકકાન સાજાં કરવાની શસ્ત્રક્રિયા

---

1 With regard to the intrinsic value of the works of the old Indian writers on medicine, the opinion of competent judges who have hitherto examined them is not favourable Nor is it likely that the Indian mind, since it never showed any aptitude for natural science, should have accomplished anything great in this direction Probably the only valuable contribution to surgery to which India can lay claim is the art of forming artificial noses

'Imperial Gazetteer of India,' Vol II p 266

( Rhinoplasty ) હિંદુસ્થાનમાંથી આધુનિક કાળમાં જ શીખ્યા છે એ ઇતિહાસપ્રસિદ્ધ હકીકત છે. પણ આ એક જ કળા અકસ્માત્ કેમ ઉદ્ભવે? એની પછવાડે શારીર વગેરે શાસ્ત્રોનું જ્ઞાન હોવું જોઇએ, એટલો પણ વિચાર મેકડોનલ સાહેબને આવ્યો નથી– કારણ કે હિંદુઓમાં ભૌતિક શાસ્ત્રોનું જ્ઞાન સંભવે જ નહિ એ દૃઢ માન્યતા. આવા પૂર્વગ્રહનો જ બીજો દાખલો જોવો હોય તો "હિંદુઓની વૈદ્યકવિદ્યાનો દશમાથી સોળમા શતકમાં વિકાસ થયો છે અને વાગ્ભટ, માધવ તથા શાર્ઙ્ગધરના ગ્રન્થોમાં ચરક અને સુશ્રુતનાં બીજ છે" એવો જર્મન પ્રાચ્યતત્ત્વવિદ્ હાસનો મત છે. આ અનુમાન કેટલું હાસ્યાસ્પદ છે એ કહેવાની જરૂર જ નથી. આ દેશના સામાન્ય વૈદ્યો પણ ચરક સુશ્રુત મૂળગ્રન્થો છે અને એ ઉપરથી વાગ્ભટ માધવે ગ્રન્થો લખ્યા છે એટલું જાણે છે. વાગ્ભટ અને માધવ ચરક સુશ્રુતનો વારંવાર નામથી નિર્દેશ કરે છે. ડા. હર્નલ પોતે હાસના ઉપર કહેલા મતને એક મશ્કરી જ ગણે છે. મેકડોનલ અને હાસના મતો પાશ્ચાત્ય વિદ્વાનોની આ વિષયની સામાન્ય વૃત્તિના નમૂનારૂપ છે. પણ છેલ્લાં કેટલાંક વર્ષોથી જોલી હર્નલ જેવાના પ્રયાસોને લીધે આ વલણમાં સુધારો થયો છે. અને એ શુદ્ધ થયેલી દૃષ્ટિના દાખલારૂપે ન્યુબર્ગર ( Neuberger )-નો અભિપ્રાય ટાંકી શકાય. એ વિદ્વાન કબૂલ કરે છે કે "હિંદુઓનું વૈદક કદાચ એ લોકોની ઉત્તમોત્તમ સિદ્ધિઓને નહિ પહોંચતું હોય પણ એ શિખરની નજીક તો પહોંચે જ છે. અને જ્ઞાનની સમૃદ્ધિ, તર્કની તલસ્પર્શિતા અને વ્યવસ્થિત વિચારણાને લીધે પ્રાચ્ય વૈદકમાં અગ્રસ્થાન લે છે."[૧]

---

૧ 'The medicine of the Indians, if it does not equal the best achievements of their race, at least nearly approaches them, and owing to its wealth of knowledge, depth of speculation and systematic considera-

આમ અભિપ્રાયમાં સુધારો થયા છતાં ખેદ સાથે કહેવું પડે છે કે સંસ્કૃત સાહિત્યની સર્વ શાખાઓનો અતિ ઝીણવટથી અને ઊંડા ઊતરીને અભ્યાસ કરનાર પ્રાચ્યવિદોએ આયુર્વેદના પ્રાચીન ગ્રન્થોને ઘણાં વર્ષો સુધી એ રીતે જોયા નહિ, અને એ વિષયમાં મત આપવાના જે અધિકારીઓ એટલે કે દાક્તરો તેઓ તો સ્વાભાવિક રીતે પૂર્વગ્રહગ્રસ્ત; પરિણામે આયુર્વેદિક સાહિત્યની પ્રમાણમાં ઉપેક્ષા થઇ છે.

છતાં આયુર્વેદના ઇતિહાસને ઉકેલવાના પ્રયત્નોનો ય ઇતિહાસ છે. વિલ્સન, રોયલ અને વાઇઝનાં લખાણો સૌથી જૂનાં છે. વિલ્સનનો પહેલો લેખ છેક ઈ. સ. ૧૮૨૩ માં અને રોયલનો ગ્રન્થ ઈ. સ. ૧૮૩૭ માં પ્રકટ થયેલો, જ્યારે વાઇઝનાં લખાણો ઇ. સ. ૧૮૪૦ અને ૧૮૪૬ માં પ્રકટ થયેલાં.[1]

અંગ્રેજી ભાષામાં પ્રકટ થયેલાં આ લખાણો ઉપરાંત ગ્લેન્ઝલર અને લેસેન જેવાનાં ફ્રેન્ચમાં તથા વેડર આદિનાં જર્મન ભાષામાં જૂના વખતમાં લખાણો થયાં છે. વળી પ્રાચ્યવિદ્યાના પંડિતોએ પ્રાચ્યવિદ્યાને લગતાં વિવિધ સામયિકોમાં વારંવાર

tion takes an outstanding place in the history of oriental medicine.' Neuberger: 'History of Medicine' Trans by Playfair, Vol. I, p. 437.

૧ (1) WILSON—On the Medical and Surgical Sciences of the Hindus ('Oriental Magazine', 1823).
Indian Physicians at Bagdad, 'J. R. A. S.'
(2) ROYLE—'An Essay on the Antiquity of Hindu Medicine', London, 1837.
(3) WISE—'Commentary on the Hindu System of Medicine', Calcutta, 1845, London 1860,
'Medical Knowledge of the Hindus', 'Lancet', Vol. II, 1846.

આયુર્વેદના ઇતિહાસને લગતા વિવિધ વિષયોને સ્પર્શતાં લખાણો આપ્યાં હોય એ સ્વાભાવિક છે જોકે એ સર્વની અહીં નોંધ કરવી અનાવશ્યક છે.[૧] પણ છેલ્લાં સાઠ વર્ષમાં પાશ્ચાત્ય તેમજ અનત્ય પુરાવિદોએ એક પ્રાચીન વિદ્યા તરીકે તથા વૈદ્યોએ તેમજ આયુર્વેદપ્રેમી દાક્તરોએ વૈદકવિદ્યાના રસથી આયુર્વેદના ઇતિહાસને ઉકેલવાના જે પ્રબળ પ્રયત્નો કર્યા છે તેની દિગ્દર્શક નોંધ અહીં કરવી જોઈએ.

ઈ. સ. ૧૮૮૦ માં મુંબઈના ડૉ. અન્ના મોરેશ્વર કુન્તે બી. એ.; એમ. ડી. એમણે સટીક 'અષ્ટાંગહૃદય'નું સંપાદન કરતાં તેની પ્રસ્તાવનામાં આયુર્વેદના ઇતિહાસની ચર્ચા કરી છે. પછી 'વૈદ્યક શબ્દસિન્ધુ' નામથી વૈદ્યક શબ્દોનો કોશ ઈ. સ. ૧૮૯૪ માં છપાવતા તેના સંપાદક કવિરાજ શ્રી ઉમેશચન્દ્ર ગુપ્તે આયુર્વેદના ઇતિહાસનું ટૂંકું અવલોકન કર્યું છે. પણ ગ્રન્થાકારે તો આયુર્વેદના ઇતિહાસનો પહેલો ગ્રન્થ ગોંડલના ઠાકોર સાહેબ સર ભગવતસિંહજીનો ઈ. સ. ૧૮૯૬ માં બહાર પડેલો 'એ શૉર્ટ હિસ્ટરી ઑફ આર્યન મેડીકલ સાયન્સ'[૨] જ છે.

જોકે સૂક્ષ્મ અને સ્વતંત્ર અન્વેષણનો દાવો કરી શકે એવું આ પુસ્તક નથી, પણ તે પ્રથમ હોવાથી પાછળનાઓને ઠીક ઉપયોગમાં આવ્યું છે. પણ ઊંડા અભ્યાસની અને ઐતિહાસિક અન્વેષણની સ્પષ્ટ પ્રતીતિ કરાવતું, આયુર્વેદના ઇતિહાસનું પહેલું

---

૧ શ્રી. ગિરીશચન્દ્ર મુખોપાધ્યાયના 'હિસ્ટરી ઑફ ઇંડિયન મેડીસીન',-ના બીજા ગ્રન્થમાં પૃ. ૮૧ થી ૮૭ માં 'બિબ્લિઓગ્રાફી ઑફ વર્ક્સ ઑન ઇંડિયન મેડીસીન' આપેલ છે તે જિજ્ઞાસુએ જોવી

૨ આ અંગ્રેજી પુસ્તકનું શ્રી. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાએ કરેલું ગુજરાતી ભાષાન્તર સયાજી સાહિત્યમાળાના ૧૦૦ મા પુષ્પ તરીકે વડોદરાથી પ્રસિદ્ધ થયું છે. પણ દિલગીરી સાથે કહેવું પડે છે કે અતિશય બેદરકારીથી કરવામાં આવેલું હોઇને એ નિરુપયોગી નીવડ્યું છે.

પુસ્તક તો ઈ. સ. ૧૯૦૧ મા 'એન્સાઈક્લોપીડિયા ઑફ ઇંડો-આર્યન રીસર્ચ'ના એક મણકા તરીકે પ્રકટ થયેલું પ્રો. જુલિઅસ જાલીએ જર્મન ભાષામા લખેલુ 'મેડીસીન' છે. પછીના પુરાવિદોએ એનો છૂટથી ઉપયોગ કર્યો છે.

તે પછી એ એફ. રૂડોલ્ફ હર્નલે આયુર્વેદના ઐતિહાસિક અન્વેષણને લગતા પ્રકીર્ણ લેખો પુરાતત્ત્વના સામયિકોમા લખીને, 'મેડીસીન ઑફ એનશંટ ઇંડિયા', ગ્ર ૧, જેના ઉપોદ્ઘાતમાં આયુર્વેદના ઇતિહાસનું નિરૂપણ છે તે ઈ સ. ૧૯૦૭ મા પ્રકટ કરીને તથા 'નાવનીતક' જેવા ગ્રન્થના સપાદનથી તથા તેના ૧૯૧૪ માં લખેલા ઉપોદ્ઘાતથી આયુર્વેદના ઇતિહાસ ઉપર વણો પ્રકાશ પાડયો છે.

આ સમય દરમિયાન જ પ્રખર રસશાસ્ત્રપડિત પ્રફુલ્લચન્દ્ર રાયે ઈ. સ ૧૯૦૨ અને ૧૯૦૯ મા પ્રકટ કરેલા 'હિસ્ટરી ઑફ હિન્દુ કેમિસ્ટ્રી'ના બે ભાગના ઉપોદ્ઘાતમાં આયુર્વેદના ઇતિહાસનુ તથા રસશાસ્ત્રના ઐતિહાસિક મૂલ્યનુ નિરૂપણ કર્યું છે[1] એ જ અરસમા કવિરાજ શ્રી વિરજાચરણ ગુપ્તે ઈ. સ ૧૮૦૮ મા પ્રકટ કરેલા 'વનૌષધિદર્પણ'ના ઉપોદ્ઘાતમા આયુર્વેદિક સાહિત્યનુ બગાળીમા વિવરણ કર્યું છે પણ આ સર્વથી ઐતિહાસિક નિર્ણયોની અને મૌલિકતાની બાબતમા ચડી જાય એવો તો મ. મ કવિરાજ ગણનાથ સેન સરસ્વતીનો ઈ. સ ૧૯૧૩ મા પ્રકટ થયેલા 'પ્રત્યક્ષ શારીર'નો સસ્કૃત ઉપોદ્ઘાત છે પછી ઈ. સ ૧૯૨૩ થી ૨૭ સુધીમા 'હિસ્ટરી ઑફ ઇંડિયન મેડીસીન'ના ત્રણ ગ્રન્થો પ્રકટ

૧ આ 'હિસ્ટરી ઑફ હિન્દુ કેમિસ્ટ્રી'નુ ભાષાન્તર (જોકે એને ભાષાન્તર કહ્યુ છે પણ છે સાર જ) રા પર્જન્યરાય વૈકુંઠરાય મેઢ એમ એ., બી. એસસી નુ ગ્ર વ સો એ સ. ૧૯૭૩ મા પ્રકાશિત કર્યુ છે. પણ એ અસલ દોષોથી દૂષિત છે. એ ભાષાન્તરના દોષોના દાખલાઓ માટે જુઓ 'આયુર્વેદવિજ્ઞાન', પુ ૪, પૃ ૩૨૧ ઉપર લખેલુ અવલોકન

કરીને કવિરાજ ડો. ગિરીશચન્દ્ર 'મુખોપાધ્યાયે આયુર્વેદની ઐતિહાસિક ચર્ચામાં ભારે અર્પણ કર્યું છે. પછી પં. હરિપ્રપન્નજીએ ઇ. સ. ૧૯૨૮ માં 'રસયોગસાગર'ના ઉપોદ્ઘાતમાં વૈદિક આયુર્વેદનું ઘણું વિવરણ કર્યું છે, અને છેવટ નેપાળ-રાજગુરુ પં. હેમરાજ શર્માએ ઈ. સ. ૧૯૩૯ માં 'કાશ્યપસંહિતા'ના સ્વતંત્ર ગ્રન્થ જેવા ઉપોદ્ઘાતમાં આયુર્વેદના પ્રાચીન ઇતિહાસનો અતિ વિસ્તારથી તથા પુષ્કળ ઊહાપોહ કરીને વિચાર કર્યો છે.[૧]

મેં ઉપર નોંધેલા ઐતિહાસિક વિવરણના પ્રયત્નોનો બનતો લાભ લીધો છે. જોકે અંગ્રેજી સિવાયની ફ્રેંચ, જર્મન વગેરે ભાષામાં લખાયેલું સાહિત્ય મેં નથી જોયું. પણ મેં જે નિરૂપણ કર્યું છે તે ઉપર કહેલા ગ્રન્થોમાંથી કોઈ પણ એક અથવા વધારેના અનુવાદરૂપ કે સારરૂપ નથી. પણ આયુર્વેદના મૂળગ્રન્થોના અવલોકન ઉપરથી તથા સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં તેમ જ આ દેશના સાંસ્કૃતિક ઇતિહાસમાં આયુર્વેદિક સાહિત્યનું જે સ્થાન મને દેખાય છે તે ઉપરથી સ્વતંત્ર રીતે કરેલું છે.

આયુર્વેદનો સંપૂર્ણ અને વિગતવાર ઇતિહાસ લખવાનો અહીં ઉદ્દેશ નથી. એ માટે થવો જોઇએ તેટલો ઐતિહાસિક ઊહાપોહ હજી થયો નથી. હજી ઘણાં સંદિગ્ધસ્થાનો છે. આયુર્વેદના ગ્રન્થો પણ હજી પૂરા છપાયા નથી. જે છપાયા છે તે પણ સુવિવેચિત સંપાદનો નથી. તેમ ગ્રન્થનું કદ પણ મર્યાદિત રાખવાનું હોઈને આ સંક્ષિપ્ત ઐતિહાસિક નિરૂપણ છે.

વળી આ નિરૂપણમાં મારું લક્ષ્ય આયુર્વેદની પ્રાચીનતા કે મહત્તા સ્થાપવાનું પણ નથી; મને આયુર્વેદિક વિચારોનો જે ક્રમ દેખાયો છે તેનું સામાન્ય ચિત્ર દોરવાનું છે.

---

૧ આયુર્વેદના ઇતિહાસ સંબંધી ઉપલબ્ધ સાહિત્યની ઉપલી નોંધ કેવળ દિગ્દર્શક છે, સંપૂર્ણ નથી; એની જરૂર પણ નથી. છતાં જિજ્ઞાસુને એ નોંધમાં ઉલ્લેખિત ગ્રન્થોમાં વિશેષ માહિતી જરૂર મળી રહેશે.

# વૈદિક સમય અને અશ્વિદેવો

વૈદ્યકનો આરંભ ખરી રીતે મનુષ્યના સામાજિક જીવનના આરંભથી શરૂ થાય છે એમ કહી શકાય. સ્વાભાવિક પ્રેરણાને વશ થઈ કેટલાંક પ્રાણીઓ પણ ઝેરી વનસ્પતિના વારણરૂપ વનસ્પતિને શોધી કાઢી તેનો ઉપયોગ કરે છે, એમ કેટલીકવાર કહેવામાં આવે છે. એ સાચું હોય કે ન હોય પણ જંગલી મનુષ્યોને વૈદ્યક કહી શકાય એવું કાંઈક જ્ઞાન હોય છે એ તો ચોક્કસ છે, અને આ દેશના મૂળ વતનીઓ પછી જેને સિન્ધુ સંસ્કૃતિ કહેવામાં આવે છે અને જેની નિશાનીઓ મોહેન્જોડેરો, હરપ્પા વગેરે સ્થળોમાંથી મળી છે[1] તે લોકો અને દ્રાવિડ જાતિના લોકો[2] એ બધા પાસે કાંઈક વૈદ્યકજ્ઞાન હતું, અને વૈદિક કાળના પ્રાચીન આર્યોમાં જે પહેલા વૈદ્યો થયા તેઓએ આ મૂળવતનીઓના વૈદ્યકજ્ઞાનનો કાંઈક લાભ લીધો છે એમ મને લાગે છે.

અશ્વિદેવવિષયક તેમ જ રુદ્રવિષયક વૈદિક કથાઓમાં એ બે દેવોને બીજા કરતાં કાઇક હલકા ગણવાની જે વાત આવે છે તેનું મૂળ આર્યેતર લોકો અને વૈદિક આર્યો વચ્ચેના વૈદ્યક સંબંધી તથા લિંગપૂજા સંબંધી વ્યવહારમાં રહેલું છે. અશ્વિદેવોને બીજા દેવો કરતા હલકા ગણવાનો પહેલો ઉલ્લેખ તૈ. સં. (૬–૪–૯–૩), મૈ સં. (૪–૬૨), શતપથ બ્રાહ્મણ (૪–૧–૫–૧૪) વગેરે બ્રાહ્મણોમાં

---

૧. કોલસા જેવો કાળો પદાર્થ મોહેન્જોડેરોના ખોદકામમાથી મળ્યો છે, જે શિલાજીત હોવાનો સંભવ જૂની શોધખોળ ખાતાના કેમિસ્ટના મતે છે. જો એ સાચુ હોય તો ઘણુ સૂચક છે. ('Mohenjodaro and its Civilization' Vol. II, કાશ્યપસંહિતાનો ઉપોદ્‌ઘાત. પૃ. ૨૨૪, ૧.)

૨ ઐતિહાસિક કાળમાં જે દ્રાવિડ વૈદ્યક તરીકે ઓળખાય છે, તેમા સ્થાનિક અંશો હોવા છતા એ મુખ્યત્વે આયુર્વેદની જ એક શાખા છે. પણ ઉપર જે કહ્યુ છે તે તો પ્રાગ્વૈદિક કાળના દ્રાવિડો વિશે છે.

મળે છે. અને તેમાં વૈદક ધંધા (ભેષજ) સાથે સંબંધ હોવાને લીધે મનુષ્યના સમાગમમાં આ દેવોને આવવું પડે છે, માટે તેઓ યજ્ઞના ભાગને લાયક નથી એમ કહેલું છે. આ કથનનો ઐતિહાસિક દૃષ્ટિથી વિચાર કરીએ તો વૈદિક આર્યોમાંથી વૈદક ધંધો કરનારા આર્યો ધંધાનાં કેટલાક રહસ્યો પડોશી અનાર્યો પાસેથી શીખવા માટે તેઓના સંબંધમાં આવ્યા હોય અને પાછલા બ્રાહ્મણકાલમાં અનાર્યો સાથેના વ્યવહાર તરફ તિરસ્કાર વૃત્તિ ઉત્પન્ન થતાં વૈદ્યોના દેવ ગણાતા અશ્વિદેવો યજ્ઞના ભાગ માટે અયોગ્ય હોવાની દંતકથા ઉત્પન્ન થઈ હોય એવી મારી કલ્પના છે.

અશ્વિદેવો પુરાણોમાં દેવવૈદ્ય તરીકે પ્રસિદ્ધ છે. અને આયુર્વેદિક સાહિત્યની સંપ્રદાયપરંપરામાં અશ્વિદેવો પાસેથી ઇન્દ્રે આયુર્વેદનું જ્ઞાન મેળવ્યું અને તેની પાસેથી ભરદ્વાજે મેળવ્યું એવું સ્પષ્ટ કથન છે. છતાં વેદમાં અશ્વિદેવો એટલે વૈદ્ય-દેવો એવો અર્થ નથી. નિરુક્તકાર સ્પષ્ટ કહે છે કે [1] "દ્યાવાપૃથિવી એ જ અશ્વિન્ અથવા દિવસ રાત એ જ અશ્વિનો. કેટલાક સૂર્ય અને ચન્દ્રને અશ્વિન કહે છે. પણ ઐતિહાસિકો 'પુણ્ય કર્મ કરનારા રાજાઓ' એવો અર્થ કરે છે." આ રીતે યાસ્ક જે ઐતિહાસિક અર્થ કરે છે તેને અશ્વિનોનો વૈદિક પર્યાય નરૌ ટેકો આપે છે.[2]

ઋગ્વેદમાં અશ્વિનોને દીર્ઘ હાથવાળા અને નિત્ય યુવાન કહ્યા છે.[3] વૈદિક મંત્રોમાંથી અશ્વિનોનું જે વર્ણન મળે છે તે ઉપરથી ગોલ્ડસ્ટકર જેવો સંસ્કૃતવિદ્ વિદ્વાન ધારે છે કે અશ્વિનોની દેવ-

---

૧ तत्र कौ अश्विनौ द्यावापृथिवी इत्येके ।
अहोरात्रौ इत्येके। सूर्यचन्द्रमसौ इत्येके।
राजानौ पुण्यकृतौ इत्यैतिहासिकाः । निरुक्त १२-१

૨ ઋ. ૧-૩-૨, ૧-૧૮૦-૪ આદિ

૩ ઋ. ૧-૩-૧, ૭-૬૭-૧૦ આદિ

કથામા એ ભિન્ન તત્ત્વો એકત્ર થયેલા છેઃ (૧) પ્રાકૃતિક અને (૨) માનુષ. જેમાં અશ્વિનોના પ્રકાશાત્મકરૂપનું વર્ણન છે તે નિરુક્તાનુસાર દ્યાવાપૃથિવી કે સૂર્યચન્દ્ર કે રાત્રિદિવસનું પ્રાકૃતિક રૂપ અને જેમાં વૈદ્યક ઉપચારોની વાત આવે છે તે માનુષ રૂપ.

અશ્વિદેવો વિશે વધારે વિચાર કરવાની જરૂર નથી,[1] કારણ કે વેદમાં કાંઈ કેવળ અશ્વિદેવને વૈદ્ય કહેલ છે એમ નથી, પણ રુદ્રને પે વારવાર ભિષક્ ( भिषक्तम ) કહેલ છે.[2] એક રીતે રુદ્રની સ્થિતિ અશ્વિદેવને મળતી છે. જેમ અશ્વિદેવને યજ્ઞમા ભાગને યોગ્ય નહોતા ગણવામાં આવતા, તેમ જ રુદ્રને પણ નહોતા ગણવામા આવતા. દક્ષ પ્રજાપતિએ રુદ્રને યજ્ઞમાં ન બોલાવ્યા અને રુદ્રે દક્ષ-યજ્ઞનો ભગ કર્યો વગેરે કથા પુરાણોમા પ્રસિદ્ધ છે.[3] અશ્વિ અને રુદ્ર ઉપરાત અગ્નિ, વરુણ ઇન્દ્ર, મરુત્ તથા સરસ્વતીને પણ ભિષક્ કહેલ છે.[4] પણ આ પ્રકારના ભિન્નભિન્ન દેવને ભિષક કહેનારા મ ત્રોમાથી કે ભિષર્ દેવવિષયક બીજા મ ત્રોમાથી કે તેની કથાઓમાથી આયુર્વેદના વિચારોનું મૂળ પકડવા યોગ્ય કશુ મળતું નથી,[5] એટલે એનો વિચાર પડતો મૂકી આયુર્વેદિક વિચારોનો કેટલો અ શ વૈદિક સાહિત્યમા મળે છે તે જ તપાસીએ

---

૧ અશ્વિદેવના સમગ્ર વિષય પરત્વે જુઓ 'આયુર્વેદવિજ્ઞાન' પુ. ૨૨, અ ૪-૫ મા પ્રકટ થયેલો 'અશ્વિદેવો અને આયુર્વેદનો ઇતિહાસ' એ લેખ.

૨ જુઓ ઋ. ૨-૩૩-૪, યજુર્વેદ ૧૬-૫.

૩ જુઓ મારો 'શૈવ ધર્મનો સ ક્ષિપ્ત ઇતિહાસ', ૧૯૩૬, પૃ ૬૨.

૪ અથર્વ ૫-૨૯-૧, યજુર્વેદ ૨૧-૪, ૨૧-૧૫, ૨૮-૯ ઋગ્વે૰ ૨-૩૩-૧૩, યજુર્વેદ ૨૧-૩૦.

૫ જેને આ રીતે ઊ ડા ઊતરવુ હોય તેણે 'આયુર્વેદસ દેશ' ફરવરી, ૧૯૩૪ મા 'ભિષક્ કા વૈદિક સ્વરૂપ' એ લેખ તથા 'હિસ્ટરી ઓફ ઇંડિયન મેડીસન' અ. ૧-૨ મા અશ્વિ આદિના વિસ્તારથી ઉલ્લેખો આપ્યા છે તે જોવા

# વેદમાં આયુર્વેદનાં બીજો

પૌરાણિક માન્યતા પ્રમાણે વેદ અનાદિ છે અને આપણી બધી વિદ્યાઓનું મૂળ વેદ છે. આ માન્યતામાં એટલું ઐતિહાસિક સત્ય જરૂર છે કે વેદના કાળથી પ્રાચીનતર કાળમાં આપણી નજર પહોંચી શકતી નથી. સંસ્કૃત સાહિત્યની પરંપરામાં વ્યાકરણ, નિરુક્ત વગેરે જેમ વેદાંગ ગણાય છે, તેમ આયુર્વેદ ઉપવેદ ગણાય છે. ચરક અને સુશ્રુત બેયના મત પ્રમાણે આયુર્વેદને અથર્વવેદનો ઉપવેદ ગણવો જોઈએ.[1] બીજા ત્રણ વેદો કરતાં અથર્વવેદમાં વૈદાને લગતાં સૂચનો વધારે છે, એટલે આ માન્યતા તદ્દન સ્વાભાવિક છે. છતાં ચરણવ્યૂહમાં આયુર્વેદને ઋગ્વેદનો ઉપવેદ કહ્યો છે, એ આશ્ચર્ય લાગે છે.

વૈદિક સમાજમાં તાવ, શરદી, ઉધરસ, ઝાડા વગેરે વારંવાર થતા રોગોનો તથા લડાઈઓમાં બાણો તથા બીજાં હથિયારો વાગવાથી થતાં વ્રણોનો ઉપાય શોધવા માટે તીક્ષ્ણ વિચારશક્તિવાળા ઋષિઓની બુદ્ધિ પ્રયત્ન કરે એ સ્વાભાવિક છે. આ વિષયમાં વિચારને આગળ વધવા માટે સામગ્રી પણ પુષ્કળ હતી. પંજાબનાં અને હિમાલયના પડધારનાં જંગલો હજારો વનસ્પતિઓથી ભર્યાં હતાં. યજ્ઞોમાં હોમવાનાં પશુના અવયવો કાપી કાપીને હોમવાના હોવાથી વૈદિક ઋષિઓનુ શારીરજ્ઞાન વધતું જતું હતું. યુદ્ધોમાં પણ વાગેલાં બાણનાં ફળાં કાઢતા તથા કપાયેલા અવયવો ઉપર પાટાપીંડી કરતાં શલ્યતંત્ર (Surgery) નુ જ્ઞાન મળતું હતું. આવી અનુકૂળ પરિસ્થિતિમાં તીવ્ર બુદ્ધિશાળી તથા પ્રવૃત્તિશીલ વૈદિક

---

१ तत्र भिषजा पृष्टेनैवं चतुर्णामृक्सामयजुरथर्ववेदानामात्मनोऽथर्ववेदे भक्तिरादेश्या। चरक सू–अ. ३०

इह खल्वायुर्वेदमष्टाङ्गमुपाङ्गमथर्ववेदस्य। सुश्रुत सू–अ–१

ઋષિઓ વૈદ્યક વિદ્યામાં ઊંડા ઊતરે એ સહજ છે. પણ આમ તર્ક ઉપર આધાર રાખવાની જરૂર નથી, એ વખતના વેદોના વૈદ્યક જ્ઞાનની ચોક્કસ નિશાનીઓ મળે છે

ઋગ્વેદ અને અથર્વવેદના મંત્રોમા તથા જુદાજુદા વેદના બ્રાહ્મણોમાં વૈદ્યક વિષયને લગતા સૂચનો છૂટાછવાયા છે. જોકે આ જાતનાં સર્વ સૂચનોનો કોઈએ ખાસ અભ્યાસ કર્યો નથી. વૈદિક મંત્રોમા જે પારિભાષિક શબ્દો છે તેમાના ઘણા ચરક સુશ્રુતાદિ આયુર્વેદિક સાહિત્યમા વપરાયા નથી, એટલે વૈદિક વૈદ્યના વૈદ્યક-જ્ઞાનનુ બરાબર માપ તો નહિ જ આવે. વળી વેદોમાં મુખ્યત્વે ધાર્મિક વિચારોનો સગ્રહ કરવામા આવ્યો છે, એટલે વેદમા સૂચન નથી મળતુ માટે એ વખતના વૈદ્યને અમુક જ્ઞાન નહિ જ હોય એમ કહેવુ પે મુશ્કેલ છે.

બીજુ એ પણ ધ્યાનમા રાખવાનુ છે કે ઋગ્વેદના મંત્રો મોટે ભાગે અથર્વવેદના મંત્રો કરતા પ્રાચીનતર છે. પણ કેટલીક વાતો ઋગ્વેદના સમયમા પ્રચારમા હોવા છતા એમા ન સગ્રહાતા અથર્વવેદમા સગ્રહાઈ છે અથર્વવેદના મંત્રોનુ વસ્તુ ૧૪ પ્રકારમા વહેચાયેલુ છે. તેમાના બે પ્રકારો (૧) ભૈષજ્ય (રોગો અને ભૂત-બાધાને લગતા) મંત્રો, અને (૨) આયુષ્ય (દીર્ઘજીવન અને તદુરસ્તી માટેના) મંત્રો આયુર્વેદને લગતા છે બીજી રીતે કેટલાક શાન્ત અથવ ભેષજ આથર્વાણ અને ઘોર અથવા આભિચારિક આથર્વાણ આવા અથર્વમંત્રોના બે ભાગ પાડે છે. આમાંથી વૈદ્ય પહેલા ભાગમા આવે છે અથર્વવેદના વૈદ્યક મંત્રો ભેષજ નામથી, આરોગ્યકર વનસ્પતિ ભેષજા નામથી, અને આરોગ્યકર પાણી ભેષજી એ રીતે બહુવચનાત્મક નામથી વર્ણવાયેલ છે.

ભેષજમાથી નીકળેલો ભૈષજ્ય શબ્દ ઋગ્વેદમા કે અથર્વવેદમા નથી, પણ કૌશિક સૂત્રના ભૈષજ્ય પ્રકરણો (૨૫ થી ૩૨)માં અને બ્રાહ્મણોમા વપરાયો છે

એટલું તો ચોક્કસ છે કે અથર્વવેદના ભૈષજ્ય મંત્રો તદનુગત ક્રિયાઓ સાથે દુનિયાના કોઈ પણ સાહિત્યમાં જળવાઈ રહેલા પુરાતન વૈદ્યકનો પૂરો હેવાલ રજૂ કરે છે.[1] ઋગ્વેદનાં થોડાંક સૂક્તો જેમાં આ બાબત છે તે ખરી રીતે એ જ જાતનાં અને એ જ વિષયનાં છે. ( જુઓ ઋ. ૧૦-૧૩૭, ૧૬૧, ૧૬૩; ૧-૧૯૧; ૭-૫૦; ૮-૯૧; ૧૦-૫૭ તથા બીજા છૂટક મંત્રો. ) આ જાતના મંત્રોમાં કહેલી કેટલીક વાતો હિંદી આર્યો અને ઇરાની આર્યો જે વખતે સાથે રહેતા હતા તે વખતના જેટલી જૂની હોવી જોઈએ, કારણ કે સં. भेषज શબ્દ સાથે ઇરાની બીસેઝા ( Baesaza ), भेषजमंत्र સાથે મંથ્ર બીસેઝા ( Manthra Baesaza ) સોમભૈષજ સાથે હોમ બીસેઝા વગેરે શબ્દોનું સામ્ય સ્પષ્ટ સૂચક છે. વળી અવસ્તાની તંદુરસ્તી અને દીર્ઘજીવન માટેની પ્રાર્થનાઓમાં વેદ પેઠે વનસ્પતિઓનો ઉલ્લેખ મળે છે. અવસ્તામાં અને વેદમાં ખસ રોગ માટે पामन् શબ્દ છે. આથી પણ આગળ વધીને એ-કુન્હે નામના પાશ્ચાત્ય પંડિતે તો ક્રિમિ વિશેના ટયુટોનિક જાદુનું તદ્-વિષયક વૈદિક મંત્રો સાથે સામ્ય બતાવ્યું છે. પણ આ તો કદાચ કાકતાલીય હોય, અથવા જૂની પ્રજાઓના વિચારની સમાનતાનું પરિણામ હોય.

અથર્વવેદમાં જોકે વૈદ્યક વિષયને લગતા મંત્રો ઘણા છે, પણ તેનું વર્ગીકરણ કરવું મુશ્કેલ છે. કેટલાક શબ્દો રોગવાચક છે એમ સમજાય છે, પણ કયો રોગ વિવક્ષિત છે તે કળાતું નથી, કારણ કે એ શબ્દો ઘણી વાર આયુર્વેદિક સાહિત્યમાં દેખાતા નથી. અને વૈદિક મંત્રોમાં તાવ ( तक्मन् ) જેવા એક બે રોગ સિવાય કોઈનાં લક્ષણો કહ્યાં નથી. કેટલીક વાર ઘણા

---

૧ 'એન્સાઈક્લોપીડિયા ઓફ ઇંડો આર્યન રીસર્ચના એક મણકા તરીકે અથર્વવેદ ઉપર બ્લૂમફીલ્ડનું સરસ પુસ્તક પ્રકટ થયું છે, અને તેનો મેં ઘણો ઉપયોગ કર્યો છે.

રોગો એક જ પ્રાર્થનામાં સાથે મૂકી દીધા છે. રોગ અને ભૂતાવેશને જુદાં પાડ્યાં નથી. રોગનિવારક તરીકે જે કહેલું છે તે માંત્રિક છે કે ઉપચારક્રિયાસૂચક છે, તે પણ ઘણી વાર સ્પષ્ટ નથી થતું. જાદુઈ ચીજો મોટે ભાગે વનસ્પતિજન્ય હોય છે. પણ ઘણી વનસ્પતિનાં નામોનો અર્થ સમજાતો નથી. સાંકેતિક ચિકિત્સા (Symbolic treatment)નો દાખલો જોઈએ તો કમળાના પીળા રંગને પીળા સૂર્યમાં તથા પીળાં પક્ષીઓમાં મોકલે છે તથા ગાયના રાતા રંગને એને સ્થાને સ્થાપે છે (અ ૧-૨૨) એ પૂરતો સૂચક છે. પણ તાવ ઉપર કુષ્ઠ (કઠ) અને ક્ષત ઉપર પીપરની પ્રાર્થના છે તેમાં માદળિયાં તરીકે જ ઉપયોગ ઉદ્દિષ્ટ હશે કે દવા તરીકે પણ એનો નિર્ણય કોણ કરી શકે?

વેદનાં વૈદ્યકને લગતાં સૂચનોને જરા વિગતથી તપાસીએ એટલે આ વિષય વધારે સ્પષ્ટ થશે. વૈદ્યવાચક સં. भिषक् શબ્દ ઋગ્વેદ સંહિતામાં તથા પાછળનાં વૈદક સાહિત્યમાં સામાન્ય રીતે વપરાયો છે.[1] પાછળનાં ધાર્મિક સાહિત્યમાં વૈદક ધંધાને હલકો ગણ્યો છે.[2] વૈદક ધંધા તરફની આ અરુચિ છેક યજુર્વેદ સંહિતાઓ જેટલી જૂની જણાય છે;[3] જેમા વૈદક ધંધા (भिषज) સાથે સંબંધ હોવા માટે અશ્વિદેવોનો તિરસ્કાર કર્યો છે. આ ધંધાને લીધે અશ્વિદેવોને મનુષ્યોના સમાગમમા બીજા દેવો કરતાં વધારે આવવુ પડે છે. એ માન્યતામાં આભડછેટની વૃત્તિ સ્પષ્ટ દેખાય છે. પણ પ્રાચીનતર વૈદિક

---

૧ ऋ-२-२३-४, ६-५०-७, ८-११२-१ વગેરે, अ-वे-५ २९-१, ६-२४-२; वा सं-१६-५, १९-१२, ३०-१०; तै-स-६-४-९-२.

૨ જુઓ आ ध-सू-१-६-१८-२०, १९-१५, गौ-ध-सू-१७-१७ वा-ध-सू-१४-२-१९, विष्णु ५१-१०.

૩ तै-स-६-४-९-३, मै-स-४-६-२, श-ब्रा-४-१-५-१४.

સાહિત્યમાં આ વૃત્તિ નથી દેખાતી. અશ્વિદેવને,[૧] વરુણદેવને[૨] તથા રુદ્રદેવને વૈદ્ય ભિષક્ કહ્યા છે. રુદ્રને તો ઋગ્વેદના એક મંત્રમાં ભિષક્તમ કહ્યા છે.[૩] ત્યારે યજુર્વેદના એક મંત્રમાં દેવોના વૈદ્ય કહ્યા છે.[૪] ઋગ્વેદના એક આખા સૂક્તમાં એક વૈદ્ય પોતાની ઓષધિઓની તથા એના રોગહર ગુણોની પ્રશંસા કરે છે.[૫] વળી અશ્વિદેવોની આશ્ચર્યકારક ચિકિત્સાના ઉલ્લેખો વેદમાં ઘણે સ્થળે છે. લંગડાને ચાલવાની તથા આંધળાને જોવાની શક્તિ અશ્વિદેવોએ આપ્યાનું અનેક મંત્રોમાં કહ્યું છે.[૬] એક સ્થળે ઋજ્રાશ્વને એના પિતાએ આંધળો કર્યો હતો, અને તે આંધળા ઋજ્રાશ્વને વૈદ્ય અશ્વિદેવોએ નેત્રો આપ્યાં એમ સ્પષ્ટ મંત્રવચન છે.[૭] વળી ચ્યવનને તથા પુરંધિના પતિને ફરી યુવાન કર્યાનું ઋગ્વેદમાં જ કહ્યું છે.[૮] એક સૂક્તમાં વિશ્પલાને લોઢાનો પગ આપ્યાનું વર્ણન છે.[૯] વિશ્પલા ઘોડીનું નામ છે એમ કેટલાક વિદ્વાનોનો મત છે, એ જો ખરું હોય તો વધારે આશ્ચર્યકારક ગણાય. અશ્વિદેવોના ચિકિત્સા સંબંધી આ મુખ્ય ચમત્કારો છે. આથી પણ આગળ વધીને એક મંત્રમાં આથર્વણ દધીચ નામના ઋષિને ઘોડાનું માથું લગાડી

---

૧ ऋ-१-११६-१६, १-१५७-६, ८-१८-८, ८-८६-१, १०-१९-३, अ-वे-७-५३-१ વગેરે.

૨ ऋ-१-२४-९

૩ ऋ-२-३३-४

૪ वा-स-१६-१४

૫ ऋ-१०-९-७

૬ ऋ-१-११२-८, १०-३९-३

૭ ऋ-१-११६-१७

૮ ऋ-१०-३९-४ તથા १०-३९-७

૯ ऋ-१-११६-१५, १०-३६.

દીધેલું અને એ ઘોડાના માથાથી દધીચ ઋષિએ અશ્વિનોને 'મધુ'-નો ઉપદેશ કર્યો એમ કહ્યુ છે.[૧] આ કથા બૃહદારણ્યક ઉપનિષદ (મધુબ્રાહ્મણ)માં પણ છે. પુરાણોમા રુદ્રે યજ્ઞનુ માથુ કાપી નાખ્યુ અને અશ્વિદેવોએ પોતાને યજ્ઞમા ભાગ આપવાની શરતે પાછુ સાધી આપ્યુ એવી કથા છે. આયુર્વેદિક સાહિત્યમા વૃદ્ધ ચ્યવન રસાયનપ્રયોગથી ફરી યુવાન થયા (ચ–ચિ–અ–૧) એ રીતે પહેલા કહેલ વૈદિક મત્રનો અનુવાદ છે અને અશ્વિદેવોએ યજ્ઞનુ માથુ શસ્ત્રચિકિત્સાથી ફરી સાધી આપ્યુ માટે શલ્યતત્ર આયુર્વેદના આઠ અગોમા ઉત્તમ છે, એ રીતે સુશ્રુતે પૌરાણિક કથાનો શલ્યતત્રની પ્રશસામા ઉપયોગ કર્યો છે (સુશ્રુત સૂ–અ–૨.)

આધળાને ફરી દેખતો કરી શકાય, લૂલાને ફરી ચાલતો કરી શકાય, ઘોડીનો પગ ભાગી ગયો હોય તો એને બદલે લોઢાનો પગ નાખી શકાય, વૃદ્ધ માણસોને ફરી જુવાન કરી શકાય અને છેવટ કપાયેલું માથુ પણ સાજુ કરી શકાય, એ તો વૈદક વિદ્યાના મોટા ચમત્કારો ગણાય. પણ આજનુ મોટરની ઝડપે આગળ વધ્યે જતુ પાશ્ચાત્ય વૈદુ આ બધુ કરી શકતુ નથી અને વૈદિક કાળમાં આર્ય વૈદ્યો આ ચમત્કારો કરી શકતા હોય એમ માનવાનુ કાંઈ કારણ નથી મત્રો પોતે તથા સુશ્રુત વગેરે પણ દેવોમાં—માણસોમા નહિ—આવી ચમત્કારિક શક્તિ માને છે, છતા આવા વૈદ્યક સબધી ચમત્કારો દેવોને આરોપાય ત્યારે કાંઈક વૈદ્યક એ સમાજમા ચાલતું હોય ખરુ. એ વખતના વૈદ્યો કાંઈક શસ્ત્રચિકિત્સા પણ કરી શકતા હશે, વધારે નહિ તો ઘા ઉપર કોઈ વનસ્પતિનાં પાનની લુબદી મૂકતા હશે, વહેતા ઘા ઉપર પાટાપીંડી કરતા હશે. અથર્વવેદના એક મત્રમાં તો સ્પષ્ટ રીતે કપાયેલા હાડકાંને સાંધનારી ઓષધિનો ઉલ્લેખ છે[૨] બીજે પણ શસ્ત્રસાધ્ય રોગોમાં

૧ ઋ–૧–૧૧૭–૨૨

૨ અ–૪–૧૨–૧

મંત્રો સાથે ઓષધિઓનો જ ઉપયોગ કરેલો દેખાય છે, સુશ્રુત પેઠે શસ્ત્રચિકિત્સામાં ઉપયોગી શસ્ત્રો, અનુશસ્ત્રો કે યંત્રોનો ઉલ્લેખ નથી. અર્થાત્ સુશ્રુતમાં કહેલી છે તેટલી શસ્ત્રચિકિત્સા વૈદિક સમય પછી ઘણે વખતે વિકસી છે. તો પછી એમાં ન કહેલા ચમત્કારો વૈદિક સમયના વૈદ્યો શસ્ત્રૌષધની મદદથી સાધતા હોય એવી કલ્પના હાસ્યાસ્પદ છે. ( દેવો અને દૈવી ચમત્કારોનો અહીં પ્રસંગ જ નથી.)

મંત્રો[1] અને ઓષધિઓ ઉપરાંત વૈદિક ઋષિઓ રોગહર તરીકે પાણી (જલાપ)નો પણ ઉપયોગ કરે છે.[2] ઋગ્વેદના એક ઋષિ કહે છે કે ' પાણીમાં અમૃત છે, પાણીમાં ઓષધ છે.[3] બીજા પણ એ અર્થના અનેક મંત્રો છે.

ઋગ્વેદના વૈદ્યકવિઓએ પાણીમાં જરૂર કાંઈક રોગહર શક્તિ માની છે. પણ આ ભાવના હિંદી અને યુરોપી આર્યો જે વખતે સાથે રહેતા તે વખત જેટલી જૂની છે એમ બે ય પ્રજાઓનાં પ્રાચીન સાહિત્યની સરખામણીથી જણાય છે. કદાચ શીત અને ઉષ્ણ સ્નાનના ફાયદા પાણીનો રોગહર મહિમા ગાનાર ઋષિના જાણવામાં હોય; પણ હાલમાં જલોપચારશાસ્ત્ર (Hydropathy)-નો જે વિકાસ થયો છે તેને તો આધુનિક જ માનવો પડશે. પાછળના આયુર્વેદિક સાહિત્યમાં જલોપચારની ઝાઝી વાત નથી એ ઉપરથી ઉપલા અનુમાનને પુષ્ટિ મળે છે. હાલમાં મંત્ર સાથે પાણીનુ પ્રોક્ષણ કરવામા આવે છે તેમ એ વખતે-પણ મંત્રેલું

---

૧ ઓષધિ જેટલી જ કે તેથી વધારે રોગહરશક્તિ મંત્રોમાં પ્રાચીન ઋષિઓએ માની છે. પંચવિંશ બ્રા. (૧૨-૯-૧૦) કહે છે. भेषजं वा आथर्वणानि–આથર્વણ મંત્રો જ ઔષધો છે.

૨ ऋ-૧-૪૩-૪

૩ ऋ-૧-૧૭-૧૮

પાણી છાંટતા હશે કે પીવા આપતા હશે. પાણીને ત્રિશ્વભેષજ આ કારણથી-કહ્યુ હશે.

### વેદકાલીન વૈદ્ય

ઋગ્વેદના વખતમાં જ વૈદ્યક એક ધંધો ગણાતું હતુ એમ સૂચવનારાં પ્રમાણો છે.[1] 'હુ કવિ છું. મારો પિતા વૈદ્ય છે, અને માતા ખાંડનારી છે એ રીતે અમે ધનની ઇચ્છાથી જુદું જુદું કામ કરીએ છીએ,' એ મંત્રમાં[2] તથા અન્યત્ર પણ વૈદ્યક ઋગ્વેદના સમયમાં પે ધંધા તરીકે ચાલતું હોય એમ જણાય છે. યજુર્વેદમાં પુરુષમેધનાં બલિઓની ગણતરીમાં વૈદ્યનું પણ નામ છે.[3]

વૈદિક સમયમાં, મંત્રો, જળ અને ઓષધિ વડે ઉપચાર કરનાર આથર્વણ વૈદ્ય કેવો હશે એ નીચેના ઋગ્વેદના મંત્રમાં બહુ સુંદર રીતે વર્ણવ્યું છે:

> यत्रौषधीः समग्मत राजानः समिताविव ।
> विप्रः स उच्यते भिषग्रक्षोहामीवचातनः ॥ ऋ. १०–९७

સમિતિમાં જેમ રાજાઓ એકઠા થાય છે તેમ જે વૈદ્ય પાસે ઓષધિઓ એકઠી થઈ હોય તે રાક્ષસોને હણનાર તથા રોગોનો નાશ કરનાર વિપ્ર વૈદ્ય કહેવાય છે.

વૈદિક વૈદ્યનું કર્તવ્ય આ મંત્ર બહુ સ્પષ્ટ રીતે બતાવે છે. આયુર્વેદિક વૈદ્યનો આદર્શ આથી ઘણો આગળ વધેલો છે, અને એની સાધનસંપત્તિ પણ વિશાળ છે.

### વૈદિક ઔષધશાસ્ત્ર

વૈદિક સમયના વૈદ્યક વિશે આટલા સામાન્ય વિવેચનથી જ એટલું તો સ્પષ્ટ સમજાયુ હશે કે આયુર્વેદના પ્રાચીનતમ ગ્રન્થોમાં

---

१ ऋ–९–११२–२

२ ऋ–९–१२–२–३

३ वा–सं. ३०–१०; तै. ब्रा. ३–४–४–६.

જેટલા વૈદ્યક વિષયોની જેટલી વિગતવાર માહિતી છે તેટલી વિગતનો તો વૈદિક સમયમાં સંભવ જ નથી. પણ એ બધા વિષયો વિશે બીજાત્મક સૂચનો પણ વેદમાં મળવાં જોઈએ એવી આશા ખોટી છે. છતાં આશ્ચર્યકારક લાગે એટલા બધા વૈદ્યક વિષયોનું કાંઈક સૂચન વેદોમાં મળે છે. વેદોમાંથી લગભગ સો જેટલી વનસ્પતિઓનાં નામો મેં તારવ્યાં હતાં.[1] પછી મહામહોપાધ્યાય ગૌ. હી. ઓઝાના અભિનંદન ગ્રન્થમાં શ્રી. એકેન્દ્રનાથ ઘોષે 'વૈદિક સાહિત્યે ઉદ્ભિદેર કથા' નામનો લેખ બંગાળીમાં લખ્યો છે, જેમાં ૧૨૯ વનસ્પતિનામો ઉલ્લેખેલાં છે.[2] પણ આ બધી વનસ્પતિઓનો ઔષધીય ઉપયોગ જાણવામાં હતો એમ કહેવું મુશ્કેલ છે. કેટલીક વનસ્પતિનાં નામો લાકડાંના ઉપયોગને અંગે તો કેટલાંક સૃષ્ટિવર્ણનના પ્રસંગમાં મળે છે.

કેટલાંક નામો વનસ્પતિનામો છે એમ સમજાય છે, પણ કઈ વનસ્પતિનાં છે તે સમજાતું નથી, કારણ કે પાછલા આયુર્વેદિક સાહિત્યમાં એ નામો દેખાતાં નથી. પણ અઘેડો (अपामार्ग), કઠ (कुष्ठ), ગૂગળ (गुग्गुलु), પીપર (पिप्पली) વગેરે પાછળથી ખૂબ વપરાયેલી વસ્તુઓનો રોગ દૂર કરવામાં ઉપયોગ થયો છે, એ ઘણું સૂચક છે. અલબત્ત, કોઈ પણ વનસ્પતિનો માંત્રિક ક્રિયાથી તદ્દન છૂટો ઔષધીય ઉપયોગ કહ્યો હોવા બાબતમાં શંકા છે.

વનસ્પતિઓ ઉપરાંત લોઢું, સોનું, સીસું, કલઈ, કાંસું અને ત્રાંબું એટલી ખનિજ ચીજોની પણ વૈદિક ઋષિઓને માહિતી હતી. પણ દવા તરીકે કોઈ પણ ખનિજના ઉપયોગનો વૈદિક સાહિત્યમાં ઉલ્લેખ હોય એમ જાણવામાં નથી.

---

૧ જુઓ 'આયુર્વેદવિજ્ઞાન', કાર્તિક, ૧૯૭૮.

૨ શ્રી. એકેન્દ્રનાથ ઘોષના લેખના ગુજરાતી અનુવાદ માટે જુઓ 'આયુર્વેદવિજ્ઞાન'ના ૧૯૩૬ આશ્વિન અને ૧૯૩૭ કાર્તિક અંકો.

પ્રસગમા ગવીની શબ્દ દ્વિવચનમા જ જુદા અર્થમા ગર્ભાધાનયોગ્ય અવયવના અર્થમા વપરાયો છે

प्रजापते श्रेष्टेन रूपेणास्या नार्या गवीन्योः ।

पुमास पुत्रमाधेहि दशमे मासि सूतवे ॥ અ. વે ૫-૨-૫-૧-૩

આ ઉપરથી તો ગવીની શબ્દનો વેદકાળમા નિશ્ચિત અર્થ હોય એમ જણાતુ નથી

**શારીરક્રિયા**—શારીરરચના વિશે વેદમા કેટલુ બધુ છે તે જોયુ પણ હૃદય, ફેફસા, મહાસ્રોત વગેરે શારીર અવયવોની ભિન્નભિન્ન ક્રિયાઓ જેથી આ શરીર જીવતું રહે છે તેનું વધારે વર્ણન વેદમા હોય એ આશા ખોટી છે આ પ્રાકૃતશારીર (Physiology) શાસ્ત્રનો આ જમાનામા જ ખાસ વિકાસ થયો છે, ચરકસુશ્રુતમા એનો ઝાઝો વિસ્તાર નથી પણ કેટલીક સાદી માન્યતાઓ પ્રચારમા આવી ગઈ છે શરીરનું પચભૂતાત્મકપણુ આયુર્વેદે માન્યુ છે ઉપનિષદના સમયમા એ માન્યતા પ્રચારમા આવી હતી (જુઓ તૈ ઉ વલ્લી ૨) વળી ઋગ્વેદમા અનેક મત્રોમા ત્રિધાતુ[1] શબ્દ છે વેદભાષ્યકાર સાયણાચાર્ય ત્રિધાતુશર્મનો અર્થ वातपित्तश्लेष्मधातुत्रयप्रशमनविषय એવો અર્થ કરે છે એ અર્થ બરાબર હોય તો આયુર્વેદનો ત્રિદોષવાદ ઋગ્વેદના ઋષિના જાણવામા હતો એમ ઠરે પણ એ સભવિત નથી સામાન્ય રીતે શરીરના ત્રણ ભાગ વિવક્ષિત હશે છાદોગ્ય ઉપનિષદનો ત્રિવૃત્વાદ જેમા

---

૧ त्रिर्नो अश्विना दिव्यानि भेषजा
त्रि पार्थिवानि त्रिरुदत्तमद्भ्य ।
ओमान शंय्योर्मम कायसूनवे
त्रिधातु शर्म वहत शुभस्पती ॥ ऋ १ ३४ ६

तथा ऋ १-१८३-१, ३-२६-७, ३-५६-६, ४-४२-१ વગેરે જુઓ

તેતે અવયવમાંથી રોગ દૂર કરવાની વાત એ સૂક્તમાં છે. એ કાંઈ શારીર અવયવોના વર્ણનનું સૂક્ત નથી. વળી વૈદિક સાહિત્યમાં આયુર્વેદના વર્ગીકરણની કે વ્યવસ્થાની આશા ન જ રખાય.

પણ શારીર વિશે છૂટીછૂટી પુષ્કળ માહિતી વેદોમાં મળે છે. કેટલાક શારીર શબ્દો અને કેટલીક માહિતી વેદમાં એવી મળે છે કે જે પાછલા આયુર્વેદિક સાહિત્યમાં નથી. દાખલા તરીકે, મૂત્રપિંડ માટે वृक्कौ શબ્દ આયુર્વેદમાં મળે છે, જ્યારે વેદમાં मतस्ने શબ્દ છે જેનો કેટલાક વિદ્વાનો મૂત્રપિંડ અર્થ કરે છે. એ ઉપરાંત વૈદિક સાહિત્યમાં पुरीतत શબ્દ હૃદયાવરણવાચક કે ક્ષુદ્રાન્ત્રવાચક છે. वनिष्ठु શબ્દનો કોઠામાં સફરો અર્થ આપ્યો છે; પણ કવિરાજ ગણનાથ સેન એનો અર્થ બસ્તિના મૂળમાં રહેલ એક ગાંઠ–Prostrate gland કરે છે.[1] વળી અથર્વવેદમાં એક ગવીની શબ્દ છે જેનો અર્થ કવિરાજ ગણનાથ સેન મૂત્રપિંડમાંથી બસ્તિમાં મૂત્ર લઈ જનારી બે નળીઓ ( Ureters ) એમ કરે છે.[2] આયુર્વેદિક સાહિત્યમાં मूत्रवह[3] શબ્દ ઉપરના અર્થને સૂચવે છે. પણ ગવીની જેવો શબ્દ વેદમાં હોવા છતાં આયુર્વેદિક આચાર્યોએ તે કેમ નહિ વાપર્યો એ જરા આશ્ચર્યકારક લાગે છે. આયુર્વેદની સંહિતાઓ રચાઈ ત્યારે પણ વેદો દુર્બોધ થઈ ગયા એમ માનીએ કે કાં તો હાલમાં આપણે ખોટો અર્થ કરીએ છીએ એમ માનીએ; પણ વસ્તુસ્થિતિ આવી છે. આવી શંકા થવાનું કારણ પણ છે. કવિરાજ ગણનાથ સેન अ. वे. ૧–૩ ના આધારે ગવીની શબ્દનો મૂત્રવહ નળી અર્થ કરે છે, પણ अ. वे. માં અન્યત્ર ગર્ભાધાનના

૧ 'પ્રત્યક્ષ શારીર'નો અંગ્રેજી ઉપોદ્‌ઘાત પા. ૧ .

૨ यद् आन्त्रेषु गवीन्योर्यद्वस्तावधि संश्रुतं ।
एवा ते मूत्रं मुच्यतां बहिर्बालिति सर्वकम् ॥ अ. वे. १–३–६

૩ मूत्रवस्तिमभिप्रपन्ने मूत्रवहे द्वे । सु. शा. अ. ९.

પ્રસંગમાં गवींनीं શબ્દ દ્વિવચનમાં જ જુદા અર્થમાં ગર્ભાધાનયોગ્ય અવયવના અર્થમાં વપરાયો છે:

प्रजापते श्रेष्टेन रूपेणास्या नार्या गवीन्योः।

पुमांसं पुत्रमाधेहि दशमे मासि सूतवे ॥ અ. વે. ૫-૨-૫-૧-૩

આ ઉપરથી તો गवीनीं શબ્દનો વેદકાળમાં નિશ્ચિત અર્થ હોય એમ જણાતું નથી.

**શારીરક્રિયા**—શારીરરચના વિશે વેદમાં કેટલું બધું છે તે જોયું. પણ હૃદય, ફેફસાં, મહાસ્રોત વગેરે શારીર અવયવોની ભિન્નભિન્ન ક્રિયાઓ જેથી આ શરીર જીવતું રહે છે તેનું વધારે વર્ણન વેદમાં હોય એ આશા ખોટી છે. આ પ્રાકૃતશારીર (Physiology) શાસ્ત્રનો આ જમાનામાં જ ખાસ વિકાસ થયો છે, ચરકસુશ્રુતમાં એનો ઝાઝો વિસ્તાર નથી; પણ કેટલીક સાદી માન્યતાઓ પ્રચારમાં આવી ગઈ છે. શરીરનું પંચભૂતાત્મકપણું આયુર્વેદે માન્યું છે. ઉપનિષદના સમયમાં એ માન્યતા પ્રચારમાં આવી હતી (જુઓ તૈ ઉ. વલ્લી, ૨). વળી ઋગ્વેદમાં અનેક મંત્રોમાં त्रिधातु[1] શબ્દ છે. વેદભાષ્યકાર સાયણાચાર્ય त्रिधातुशर्मनो અર્થ वातपित्तश्लेष्मधातुत्रयप्रशमनविषयं એવો અર્થ કરે છે. એ અર્થ બરાબર હોય તો આયુર્વેદનો ત્રિદોષવાદ ઋગ્વેદના ઋષિના જાણવામાં હતો એમ ઠરે; પણ એ સંભવિત નથી. સામાન્ય રીતે શરીરના ત્રણ ભાગ વિવક્ષિત હશે. છાંદોગ્ય ઉપનિષદનો ત્રિવૃત્વાદ જેમાં

१ त्रिर्नो अश्विना दिव्यानि भेषजा
त्रिः पार्थिवानि त्रिरुदत्तमद्भ्यः ।
ओमानं शंयोर्ममकाय सूनवे
त्रिधातु शर्म वहतं शुभस्पती ॥ ऋ. १. ३४. ६.
तथा ऋ. १-१८३-१, ३-२६-७, ३-५६-६, ४-४२-१ વગેરે જુઓ.

ધાતુ શબ્દ વપરાયો છે તેને જ આયુર્વેદિક ત્રિદોષવાદનું મૂળ માનવું પડશે. છાં. ઉ. કહે છે કે "ખાધેલું અન્ન ત્રણ રૂપે વહેંચાય છે. તેનો સૌથી જાડો ભાગ છે તે મળરૂપ થઈ જાય છે, જે મધ્યભાગ છે તેમાંથી માંસ થાય છે, તેનો જે સૂક્ષ્મ ભાગ છે તે મનરૂપ થાય છે. એ જ રીતે પીધેલા પાણીમાંથી જે સ્થૂળ ભાગ તે મૂત્રરૂપ થાય છે, જે મધ્યભાગ તે લોહીરૂપ થાય છે, જે સૂક્ષ્મભાગ તે પ્રાણરૂપ થાય છે."[1]

જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોની વાત આયુર્વેદમાં જેવી છે તેવી જ ઉપનિષદોમાં છે. (જુઓ પ્રશ્નોપનિષદ ૪.) એ જ રીતે પાંચ પ્રાણો અને એનાં કર્મો ઔપનિષદ અને સાંખ્યસાહિત્યમાંથી આયુર્વેદે લીધાં છે. (यस्मिन्प्राणः पंचधा संविवेश। मुण्डक.)[2] અન્નની પાચનક્રિયા થઈને શરીરના અવયવો બંધાય છે અને શુક્ર એનું શ્રેષ્ઠ પરિણામ છે એટલું ઉપનિષદોમાં મળે છે. વળી તંત્રોમાં નાડીચક્રનો જબરો વિસ્તાર છે. અંગ્રેજીમાં જેને nervous system કહે છે તેને જ તાંત્રિકોએ નાડીચક્ર કહેલું છે એમ આજે કવિરાજ ગણનાથ સેન વગેરે વિદ્વાનો માને છે. તાંત્રિક નાડીચક્રની પ્રત્યેક વિગતનો nervous system સાથે મેળ બેસાડવો જરૂર મુશ્કેલ છે, છતાં કેટલીક

---

૧ अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातु तत्पुरीषं भवति, यो मध्यमस्तन्मांसं योऽणिष्ठस्तन्मनः। आप पीतास्त्रेधा विधीयन्ते तासां यः स्थविष्ठो धातुस्तन्मूत्रं भवति यो मध्यमस्तल्लोहितं योऽणिष्ठस्तत्प्राणः ॥ छा. उ. ६-५-१,२

૨. ઇન્દ્રિયોનો ઉલ્લેખ અથર્વવેદમા (૧૯-૯-૫) અને શતપથમાં મળે છે. અને પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન પાંચે પ્રાણોનાં નામ શતપથ (૧૪-૬-૯-૨૭) મા મળે છે તથા અથર્વવેદ (૧૧-૧૦-૪)-માં એક સમાન સિવાય બાકી ચારેનાં નામ મળે છે અને સમાનનું યજુર્વેદ (वा. सं. २२-२३)માં મળે છે.

વાતો અદ્ભુત રીતે મળી રહે છે આ નાડીઓનો ઉલ્લેખ ઉપનિષદોમાં મળે છે. પ્રશ્નોપનિષદ કહે છે કે " હૃદયમા આ આત્મા છે ત્યા એકસો એક નાડીઓ છે, તેમાથી દરેકની સો સો શાખાઓ છે અને એ પ્રત્યેકમાંથી બોતેર બોતેર હજાર પ્રતિશાખાઓ નીકળે છે. આ બધીમા વ્યાનવાયુ ફરે છે " ( પ્રશ્નોપનિષદ ૩ ) ટૂંકામાં પ્રાકૃતશારીર વિશે આયુર્વેદમા જે થોડુ વિવેચન છે તેનુ બીજ વેદમાં, ખાસ કરીને ઉપનિષદોમા જ મળે છે [1]

વેદમા રુધિરવાહિની માટે ધમની અને હિરા જેવા શબ્દો મળે છે એ ઉપર નોધ્યુ જ છે પણ એટલા ઉપરથી શ્રી વૈદ્ય પ. રામગોપાલ શાસ્ત્રી પેઠે વેદકાલીન ભિષક્ પરાકાષ્ઠાની ઉન્નતિએ પહોચ્યો હતો અને સર્વ પ્રકારની રક્તસચરણની વિધિ જાણતો હતો એમ કહેવુ એ ઐતિહાસિક કથન નથી—ભક્તિપ્રેરિત ઊર્મિવાક્ય છે [2]

**રોગવિજ્ઞાન**—રોગથી થતુ દુ ખ એવુ પ્રત્યક્ષ છે કે જ ગલીમાં જગલી મનુષ્ય પણ રોગી સ્થિતિ ઓળખી શકે, છતા જગલી માનસ ભૂતાવેશ જેવા કારણો કલ્પે એ સ્વાભાવિક છે જેમ જેમ વિત્ત કેળવાતું જાય, તેમ તેમ રોગનુ સ્વરૂપ તથા તેના કારણો સ્પષ્ટ સમજાવા લાગે આથર્વણ વૈદ્યનુ રોગજ્ઞાન કેટલુ વિસ્તૃત હતું એ ચોક્કસ કહેવુ મુશ્કેલ છે, પણ વેદોમા કેટલાક રોગનામો તથા એકમે રોગોના લક્ષણો સ્પષ્ટ મળે છે

---

૧ અથર્વવેદ ( ૨-૧૭-૪ તથા ૨-૧૭ ૫ ) ના વૈશ્વાનર તથા વિશ્વભર શબ્દોનો પંડિતજીએ જઠરાગ્નિ અર્થ કર્યો છે તે સાચો હોય તોપણ નામથી વિશેષ એ મત્રોમા કાઇ નથી સાયણે પણ વિશ્વમ્ભરનો અર્થ જઠરાગ્નિ સૂચવ્યો છે

૨ એથી વિરુદ્ધ આયુર્વેદમા પણ રક્તસચલન નથી, એવા મત માટે જુઓ હૃદય ઉપર રેનોલ્ડ એફ જી સુવરનો 'આયુર્વેદવિજ્ઞાન ' ૧૯૦૧ ના અ કોમા પ્રસિદ્ધ થયેલો લેખ, ખાસ પૃ ૧૬૧-૧૬૨

તાવ માટે આયુર્વેદમાં જ્વર શબ્દ છે, પણ અથર્વવેદમાં તક્મન્ શબ્દ છે જે પાછળથી નથી વપરાયો. આ તક્મન્ ટાઢિયા તાવનો વાચક છે એમ જણાય છે. પહેલાં ટાઢ આવવી, પછી ગરમી થવી, વળી એકાંતરો તરિયો વગેરે ભેદોનો સ્પષ્ટ ઉલ્લેખ છે.[1]

જ્વરને ચરક રોગોમાં મુખ્ય ગણે છે. આજે જ્વર આ દેશનાં મનુષ્યોની ઘણી મોટી સંખ્યાનો ભોગ લે છે. ચરક સુશ્રુતના વખતમાં એ એવો જ ભયંકર હશે એમ ચરક સુશ્રુતનાં વચનો ઉપરથી જણાય છે. અથર્વવેદમાં એની ભયંકરના સ્પષ્ટ છે. मीमारस्ते तक्मन्हेतयः ( अ. वे. ५-२२-१० ).

તાવની ઓળખાણ (diagnosis) તો આથર્વણ વૈદ્યને પૂરી હતી. આજની પેઠે તે વખતે પણ શરદ્‌ઋતુમાં તાવ વધારે આવતો હશે. तृतीयकं वितृतीयं सदन्दिमुत शारदम् ( अ. वे. ५-२२-१३ ). તાવના ઉધરસ, શરદી, માથાનો દુખાવો વગેરે ઉપદ્રવોનો પણ સ્પષ્ટ ઉલ્લેખ છે. તાવને પરિણામે થતા કમળાનું પણ વર્ણન મળે છે. તક્મનાશન ( જ્વરહર ) તરીકે કુષ્ઠ ( કઠ )નાં ખાસ વખાણ કર્યાં છે.[2]

અલબત્ત તાવ જેટલો વિસ્તાર બીજા કોઈ રોગનો નથી મળતો, પણ શીર્ષામય, શરદી, ઉધરસ, ક્ષય, કમળો, વગેરે રોગો ઓળખાયા હોય એમ દેખાય છે. જળોદરનો વ્યાધિ આ દેશમાં ઘણો જૂનો છે. વરુણના અપરાધનું પરિણામ એને ગણેલ છે.

---

૧ नमः शीताय तक्मने नमो रूराय शोचिषे कृणोमि ।
यो अन्येद्युरुभयद्युरभ्येति तृतीयकाय नमो अस्तु तक्मने ॥
અ. વે. ૧-૨૫-૪

यो अन्येद्युरुभयद्युरभ्यति । अ. वे. ७-११६-२.

૨ તાવના ઉલ્લેખ માટે જુઓ अ. वे. १-२५, ५-२२, ६-२०, १९-३९, ५-४, ९-८-६, ७-११६ વગેરે.

( જુઓ આજીગર્ત શુનઃશેપની પ્રસિદ્ધ કથા. ) અથર્વવેદનાં ત્રણ સૂક્તો ( ૬-૧૦, ૭-૮૩, ૬-૨૪ ) આ રોગનું ઝાંખું સૂચન કરે છે. અ. વે. ૬-૨૪-૧ માં હૃદયરોગનો ઉલ્લેખ છે તેમાં જળોદર હૃદ્રોગનું પરિણામ હોય છે એવું કદાચ સૂચન હોય. અ. વે. ૧-૨, ૨-૩ અને ૬-૧૪ માં આસ્રાવ રોગનું નામ છે. ટીકાકારો અતિસાર અર્થ કરે છે, તે બરાબર છે. પણ કદાચ મૂત્રાતિસાર, રક્તસ્રાવ વગેરેનો પણ આસ્રાવમાં સમાવેશ કર્યો હોય. ૬-૯૦ માં વિષૂચીનો ઉલ્લેખ છે. પાછળથી એ શબ્દ કોલેરા માટે વપરાયો છે. અથર્વવેદમાં યે એ જ અર્થ વિવક્ષિત હશે ? જેમ અતિસારનો ઉલ્લેખ છે તેમ કબજિયાતનો હોવો જોઇએ. પણ બંધ થઈ ગયેલા પેશાબને છૂટો કરવા વિશે તો આખું એક સૂક્ત છે ( જુઓ અ. વે. ૧-૩ ). આ સૂક્તમાં તારા ઉપસ્થને ભેદું છું ( प्र ते भिनद्मि मेहनं......एवा ते मूत्रं मुच्यताम् । અ. વે. ૧-૩-૭ ) એ રીતે શબ્દો છે એમ પેશાબ લાવવા માટે અંદર સળી નાખવાનું સૂચન હશે ?

અ. વે. ૨-૮, ૨-૧૦ અને ૩-૭ માં ક્ષેત્રિય અર્થાત્ વારસામા ઊતરતા રોગને દૂર કરવાની પ્રાર્થનાઓ છે.[1] કોઈક વનસ્પતિને ક્ષેત્રિયનાશની કહી છે.

यक्ष्मा ( ऋ-१०-१६३ ) શબ્દ સામાન્ય રીતે રોગવાચક છે, અને અથર્વવેદના ઉપર ઉદાહરેલા ૨-૩૩ માં જુદાજુદા અવયવમાથી યક્ષ્મા દૂર કરવાનું કહ્યું છે.[2] એ જોતાં યક્ષ્માથી સામાન્ય રીતે રોગ અથવા માત્ર પીડા વિવક્ષિત હશે. અમદાવાદના ૨૫ મા નિ. ભા. વૈદ્યસંમેલનમાં નૂતન રોગ પરિષદના પ્રમુખ પ.

---

१ नम· क्षेत्रस्य पतये वीरुत्क्षेत्रियनाशन्यपक्षेत्रियमुच्छतु । અ. વે. ૨-૮-૫.

२. अक्षीभ्यां ते नासिकाभ्या कर्णाभ्यां छुबुकादधि ।
यक्ष्म शीर्षण्यं मस्तिष्कान्जिह्वाया विवृहामि ते ॥ २-३३-१.

કનૈયાલાલ વૈદ્યે આ સૂક્તના મંત્રો ટાંકી ક્ષયના હાલ મનાતા ભેદોની ખબર હતી એવો જે અર્થ કાઢ્યો છે, તે સાચો નથી. વાજસનેયી સંહિતા (૧૨–૯૭)માં સો જાતના યક્ષ્માનો ઉલ્લેખ છે ત્યાં સો જાતના અથવા ઘણી જાતના રોગો વિવક્ષિત લાગે છે. રોગોને સો જાતના કહ્યા છે એટલા ઉપરથી પણ રોગોનું કાંઈક પૃથક્કરણ એ કાળમાં થયું હશે એમ માનવું જોઈએ.

**રાજયક્ષ્મા–ક્ષય**—વળી ઋગ્વેદ (૧૦–૧૬૩) માં તથા અ. વે. માં રાજયક્ષ્મા શબ્દ છે (૩–૧૧–૧). રાજયક્ષ્મા શબ્દનો આયુર્વેદિક સાહિત્યમાં ક્ષય અર્થ થાય છે. આ મંત્રમાં પણ ક્ષય અર્થ વિવક્ષિત છે એમ સાયણ કહે છે અને ટીકામાં તૈ. સં. (૨–૫–૬)નું વચન ઉતારે છે. "રાજા એટલે ચંદ્રમાને ક્ષય પહેલાં થયો માટે રાજયક્ષ્મા કહેવાય છે" એ તૈત્તિરીયસંહિતાની વ્યુત્પત્તિ ચરકે સ્વીકારી છે (ચરક ચિ. અ. ૮ શ્લો. ૯).

યજુર્વેદની સંહિતાઓમાં[1] યક્ષ્માની ઉત્પત્તિ વર્ણવતાં યક્ષ્માને ત્રણ પ્રકારનો કહ્યો છે–રાજયક્ષ્મા, પાપયક્ષ્મા અને જાયાન્ય. આમાંથી રાજયક્ષ્મા વિશે ઉપર કહ્યું. પાપયક્ષ્મા શબ્દ સ્પષ્ટાર્થ નથી, સામાન્ય રીતે ખરાબ દરદ એટલો અર્થ થાય. મહાકુષ્ઠ વિવક્ષિત હોવાનો સંભવ ખરો. અથર્વવેદમાં (૩–૧૧–૧) રાજયક્ષ્મા સાથે જ અજ્ઞાતયક્ષ્મા શબ્દ છે, એનો અર્થ તો ન ઓળખાયેલો રોગ એમ જ કરવો જોઈએ. આ અજ્ઞાતયક્ષ્મા વિશે આગળ કૌશિકસૂત્રના પ્રસંગમાં થોડું વધારે વિવેચન કર્યું છે. જાયાન્ય કયો રોગ છે એ નક્કી કરવું મુશ્કેલ છે. વેદભાષ્યકાર સાયણે જાયાન્યનો અર્થ રાજયક્ષ્મા કર્યો છે તે કદાચ ખોટો હશે. પણ પં. હરિપ્રપન્નજી મીફિલિસ (syphilis) અર્થ કરે છે તે બેસતો નથી.

---

૧. तै–सं–२–३–५२, वा–सं–१३–३
मै–सं–८–२–७, श–ब्रा–४–१–३९

જાયાન્ય શબ્દના અર્થ માટે આયુર્વેદિક પંડિતોમાં ઘણો મતભેદ છે. ઝીમર સાયણને અનુસરે છે. ઝીમરની વિરુદ્ધ બ્લુમફીલ્ડે જાયાન્યનો અર્થ ફિરંગ–સીફિલિસ કર્યો છે અને પંડિતજી એને અનુસરે છે. રૉથે નજલો (gout) અર્થ કર્યો છે. જ્યારે વ્હીટની કયો રોગ વિવક્ષિત છે એ નક્કી જણાતુ નથી એમ કહે છે. મેક્ડોનલ અને કીથ પોતાનો મત આપતા જ નથી.[1]

पक्षीजायान्यः पतति (અ. ૭-૭૬-૪) એ મંત્રનુ પંડિતજીએ કરેલુ વ્યાખ્યાન વાંચ્યા પછી પણ એ રોગ સીફિલિસ હોય એમ ખાતરી થતી નથી. એટલું જ નહિ પણ સુશ્રુતોક્ત ઉપદંશ પણ આધુનિક સીફિલિસ–ફિરંગ હોય એમ લાગતું નથી. ઉપદંશના વર્ણનમા અતિમૈથુનાદિ કારણથી પુરુષની જનનેન્દ્રિય ઉપર ચાંદાં અને સોજો થવાનુ વર્ણન સુશ્રુતમા મળે છે, એટલી વાત સાચી, પણ એ ચાંદાંને ફિરંગજન્ય (સીફિલિટિક) ગણવા જેવો પુરાવો નથી દેખાતો. કેટલાક વળી કુષ્ઠના વર્ણનમા ફિરંગના કેટલાંક લક્ષણો જુએ છે, પણ ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાય બી. એ., એમ. ડી., એફ. એ. એસ. બી પેઠે મને પણ 'ભાવપ્રકાશ'ના સમય પહેલા આ દેશમા સીફિલિસ થતો હોય અથવા એ રોગના લક્ષણો કોઈએ બરાબર જોયા હોય એ વિશે શંકા રહે છે.[2]

**અર્શ**—વાજસનેયી સંહિતામા એક જ મંત્રમા બલાસ, અર્શ, ઉપચિત્, અને પાકારુ એ રીતે ચાર રોગોનો સાથે ઉલ્લેખ છે. આમાથી અર્શ શબ્દનો તો અત્યારે પ્રચલિત અર્થ વેદમાં પણ વિવક્ષિત લાગે છે. ઉપચિત્ એ અપચિત્, અપચી,

---

૧. 'વેદિક ઇન્ડેક્સ', ગ્ર ૧, પૃ ૨૮૬.

૨ 'હિસ્ટરી ઓફ ઇંડિયન મેડીસીન,' ગ્ર ૧, પૃ. ૧૩૮ થી ૧૮૭ અને 'આયુર્વેદવિજ્ઞાન' પુ ૨, પૃ ૨૪૨, તથા પુ ૧૦, પૃ. ૩૭૧

એમાં કોઈ શંકા કરવાનું કારણ લાગતું નથી. અપચીનો જુદો ઉલ્લેખ પણ મળે છે. (અ. વે ૬–૮૩)

રોગવાચક બલાસનો અથર્વવેદમાં અનેક સ્થળે ઉલ્લેખ મળે છે (અ–વે–૪–૯–૮; ૫–૨૨–૧૧, ૬–૧૪–૧ વગેરે). સાયણે એક સ્થળે સન્નિપાત અર્થ કર્યો છે, તો બીજે સ્થળે (અ–વે–૧૯–૩૪–૧૦) ક્ષય અર્થ કર્યો છે. તાવ સાથે કાસ (ઉધરસ)નો અને બલાસનો અથર્વવેદે ઉલ્લેખ કર્યો છે (૫–૨૨–૧૧) એ જોતાં બલાસનો અર્થ શ્વાસ હોવાનો સંભવ મને લાગે છે.

[1]પાકારુનો અર્થ વ્રણ હોવાનો સંભવ મેકડોનલ અને કીથ માને છે[2] તે ઠીક લાગે છે.

જમ્ભ—અથર્વવેદ (૨–૪–૨, ૮–૧–૧૬)મા આ રોગનો ઉલ્લેખ છે. આ રોગમાં બે જડબાં ભેગાં થઈ જવાનું કહ્યું છે તે ઉપરથી તથા કૌશિકસૂત્રના વિનિયોગ ઉપરથી બંધાયેલા વેબર, બ્લુમફીલ્ડ અને વ્હીટનીના મતનો સરવાળો કરતાં બાળકોની આંચકી વિવક્ષિત હોય એમ લાગે છે. બાકી જેમ સુશ્રુતમાં બાળકો માટે ગ્રહપીડા માની છે તેમ આ જમ્ભને પણ કૌશિકસૂત્ર ગ્રહ ગણે છે.

અર્મા—(અ–વે–૯–૮–૯)નો અર્થ ઝાડા અથવા મરડો લાગે છે.[3]

ગ્રાહુ—શતપથ (૩–૫–૩–૫)મા તથા અથર્વવેદ (૧૧–૯–૧૨)માં આ નામ મળે છે. અથર્વમાં એનો અર્થ ઊરુસ્તમ્ભ હોય એમ લાગે છે

---

૧ નાશયિત્રી બલાસસ્યાસિ ઉપચિતામપિ
અથો શતસ્ય યક્ષ્માણાં પાકારોરસિ નાશિની। વા–સ–૧૨, ૯૮

૨ 'વૈદિક ઇન્ડેક્સ', ગ્ર. ૧, પૃ. ૫૧૪.

૩. એજન, ગ્ર. ૧, પૃ. ૨૭.

**ગ્રૈવ્ય**—(અ-વે-૬-૨૫-૨) નો અર્થ ગળાની ગાંઠો, ગંડમાળ માનવામાં વાંધો નથી.

**પામા**—અથર્વવેદ (૫-૨૨-૧૨)ના એક મંત્રના પાઠાંતરમાં રોગવાચક પામન્ શબ્દ છે. આયુર્વેદમાં ચામડીના રોગ-ખસના વાચક તરીકે આ શબ્દ પ્રસિદ્ધ છે. અથર્વવેદમાં એ અર્થ હો કે ન હો, પણ છાંદોગ્ય ઉપનિષદ (૪-૧-૮)માં पामानं कर्षमाणं એ રીતે શબ્દો છે, એટલે ત્યાં શંકાનું કારણ નથી.

**વિક્લિન્દુ**—અથર્વવેદ (૧૨-૪-૫)માં રોગવાચક વિક્લિન્દુ શબ્દ મળે છે. બ્લુમફીલ્ડ શરદી (catarrh) અર્થ કરે છે.

**વિલોહિત**—અથર્વવેદ (૯-૮-૧; ૧૨-૪-૪)માં આ રોગવાચક શબ્દ મળે છે. બ્લુમફીલ્ડે 'નાકમાં થતો રક્તસ્રાવ' એવો અર્થ કર્યો છે; વ્હીટનીએ પાંડુરોગ અર્થ કર્યો છે.

**વિશર**—અથર્વવેદ (૨-૪-૨)માં આ શબ્દ મળે છે. ઝીમરે તાવમા થતી અંગોની કળતર અર્થ કર્યો છે. મૂળમાં કશું સ્પષ્ટ નથી.

**વાતીકાર**—અથર્વવેદ (૯-૮-૨૦)મા રોગના નામ તરીકે મળે છે. વાયુથી થતો રોગ એમ અર્થ લાગે છે. બ્લુમફીલ્ડ એવો જ અર્થ કરે છે.

**વિસ્કન્ધ**—અથર્વવેદમા અનેક સ્થળે આ શબ્દ મળે છે, છતા અર્થ સંદિગ્ધ છે. સાયણે એક સ્થળે ગતિપ્રતિબંધક વિઘ્ન એવો અર્થ કર્યો છે. વેબરે સંધિવા અર્થ કર્યો છે. વળી અથર્વવેદમા એક બીજા મંત્ર (૩-૯-૬)માં ૧૦૧ વિષ્કન્ધ કહ્યા છે એ જોતાં બ્લુમફીલ્ડ વિસ્કન્ધનો અર્થ રાક્ષસ કરે છે તે સંભવિત લાગે છે, અથવા સામાન્ય રોગવાચક આ શબ્દ હોય. રોગ વિઘ્નરૂપ થાય છે, રોગ રાક્ષસકૃત છે એવી માન્યતા વેદમાં છે જ, અને યક્ષ્મા (રોગ) પણ સો હોવાનુ વેદમા કહેલું છે.

**શીપદ અને શીમીડ**—શબ્દો રોગવાચક તરીકે ઋગ્વેદ (૭–૫૦–૪)માં મળે છે. અર્થ સ્પષ્ટ નથી, શ્લીપદ તો નહિ હોય ?

**શીર્ષક્તિ અને શીર્ષામય**—અથર્વવેદમાં માથાના રોગનાં આ નામો મળે છે. (शीर्षक्ति अ–वे–१–१२–३, ९–८–१ વગેરે, शीर्षामय अ–वे–५–४–१०.)

**શ્રોણ્ય**—તૈત્તિરીયસંહિતા (૩–૯–૧૭–૨)માં આ શબ્દ છે. મેકડોનલ અને કીથ એનો અર્થ લંગડાપણું કરે છે.[૧]

**શ્વિત્ર**—પંચવિંશબ્રાહ્મણ (૧૨–૧૧–૧૧) માં શ્વિત્ર શબ્દ મળે છે. ધોળો રોગ અર્થ સ્પષ્ટ છે. આયુર્વેદમાં શ્વિત્ર શબ્દ જે અર્થમાં વપરાય છે તે જ અર્થ—ધોળો કોઢ અહીં વિવક્ષિત લાગે છે.

**કિલાસ**—અથર્વવેદ (૧–૨૩–૪)માં, વાજસનેયી સંહિતા-(૩૦–૨૧)માં અને પંચવિંશબ્રાહ્મણ (૧૪–૩–૭)માં વપરાયેલો કિલાસ શબ્દ પણ આયુર્વેદમાં વપરાયો છે અને અર્થ એક જ લાગે છે ધોળો કોઢ.

**સિધ્મલ**—વાજસનેયી સંહિતા (૩૦–૧૭) અને તૈત્તિરીય બ્રાહ્મણ (૩–૪–૧૪)માં આ રોગવાચક શબ્દ મળે છે. આયુર્વેદમાં કુષ્ઠભેદ તરીકે સિધ્મા શબ્દ મળે છે. એ સિધ્માનો અર્થ જ સિધ્મલથી વિવક્ષિત લાગે છે.

**સુરામ**—ઋગ્વેદ (૧૦–૧૩૧–૫)માં સુરામ શબ્દ મળે છે. મેકડોનલ અને કીથ એનો અર્થ મદાત્યય જેવો કરે છે.[૨]

**હરિમત્**—ઋગ્વેદ (૧–૫૦–૧૧)માં અને અથર્વવેદ (૧–૨૨ ૧, ૯–૮–૯ વગેરે)માં આ શબ્દ મળે છે. એનો અર્થ પીળાપણાનો રોગ એટલે કમળો સ્પષ્ટ લાગે છે.

---

૧. 'વૈદિક ઇંડેક્સ', ગ્ર. ૨, પૃ. ૪૦૫. ૨. એજન, પૃ. ૪૫૯

**હૃદામય-હૃદ્રોગ-હૃદ્યોત**—હૃદ્રોગ શબ્દ ઋગ્વેદ (૧–૫૦–૧૧)-મા મળે છે, અથર્વવેદ ( ૧–૨૨–૧ )મા હૃદ્યોત અને (૫–૩૦–૯)મા હૃદામય શબ્દો મળે છે. હૃદ્રોગ શબ્દ પાછળથી પણ પ્રચલિત છે.

ટૂંકામાં વૈદિક સાહિત્યમાં આવેલા રોગવાચક શબ્દો જોતાં આયુર્વેદિક કાયચિકિત્સામા વર્ણવેલા રોગોમાના કેટલાક મોટા રોગોના નામો મળે છે અને હજી વધારે શબ્દો, ઝીણવટથી શોધવામા આવે તો રોગવાચક નીકળી આવવાનો સંભવ છે.

**નિદાન—**

રોગો શાથી થાય છે એ વિશે ઊંડું વિવરણ વેદમા હોવાનો સંભવ નથી. પણ ત્રિધાતુવાદની માન્યતાનુ મૂળ વેદમા હોવાનુ ઉપર કહ્યુ જ છે. હવે આ ત્રણ ધાતુ–વાત, પિત્ત અને કફ–ની વિષમતામાથી રોગો થાય છે એ કાયિક રોગો માટેની આયુર્વેદિક માન્યતાનુ બીજ પણ વેદમા મળે છે. અથર્વવેદમા એક સ્થળે અભ્રજ, વાતજ અને શુષ્મ એમ ત્રણ પ્રકારનો રોગ કહ્યો છે.[1] આમાથી વાતજ સ્પષ્ટ છે અને ઉપર વાતીકાર શબ્દ છે એનો અર્થ પણ વાતકૃત રોગ લાગે છે. પણ અભ્રજનો અર્થ કફ રોગ અને શુષ્મનો અર્થ પિત્તવિકારજનિત રોગ સાયણાચાર્ય કરે છે તે યથાર્થ હોય તો આયુર્વેદિક સિદ્ધાન્ત આખાનુ બીજ આવી જાય

વળી આયુર્વેદમા સુશ્રુતે ચાર પ્રકારના વ્યાધિઓ માન્યા છે. સ્વાભાવિક, આગન્તુક, કાયિક અને માનસ (सु सू. १) પણ સ્વાભાવિક પ્રકારને ખાસ રોગરૂપ ગણવાની જરૂર નથી.

---

१ मुञ्च शीर्षक्त्या उत कास एनं परुष्परुराविवेशा यो अस्य ।
यो अभ्रजा वातजा यश्च शुष्मो वनस्पतीन्त्सचतां पर्वतांश्च ॥

अ. वे १–१२–३.

વળી ચરકે નિજ અને આગન્તુક એવા બે ભેદ જ પાડ્યા છે. (નિ. અ. ૧) "વેદ તથા બ્રાહ્મણ ગ્રન્થોમાં શારીરિક અને આગન્તુક એ બે કારણો રોગનાં માન્યાં છે અને તેમાં આગન્તુક કારણને રાક્ષસ, યાતુધાન અને સર્પનામ આપ્યું છે, અને કાયિક કારણ માટે રોગ અથવા અમીવન્[1] શબ્દ વાપર્યો છે," એમ પં. હરિપ્રપન્નજી કહે છે.[2]

વૈદ્યનું વર્ણન કરતાં વેદમાં રક્ષોહા અને અમીવચાતન એમ બે વિશેષણો વાપરેલાં દેખાય છે. તેમાંથી રક્ષોહાનો અર્થ આગન્તુક વ્યાધિ હરનાર અને અમીવચાતનનો અર્થ કાયિક–ત્રિધાતુવિકાર-જનિત રોગ હરનાર એવો પંડિતજી કરે છે. રાક્ષસ કે યાતુધાનને ખરેખર ભૂતયોનિ માનીએ તોપણ એ આગન્તુક તો છે જ, એટલે એ અર્થમાં વાંધો નથી. જોકે :મુખ્યત્વે અભિઘાતનિમિત્ત થતા રોગોને સુશ્રુત આગન્તુક કહે છે. વળી રાક્ષસો, સર્પો, યાતુધાનોનો વેદમાં જ્યાં જ્યાં ઉલ્લેખ આવે ત્યાં બધે રોગકર કૃમિ અર્થ થઇ શકે એમ મને લાગતું નથી. સર્પોનો ત્રાસ આજે પણ આ દેશમાં ઘણો છે અને જૂના કાળમાં તો ઘણો વધારે હશે; એટલે સર્પના નાશ માટે જે પ્રાર્થનાઓ વેદમાં મળે છે તેમાંની ઘણી તો આ ખરા સર્પોના નાશ માટે હશે. અલબત્ત સર્પ વગેરેના દંશથી જે રોગ થાય તે આગન્તુક જ ગણાય. અને આયુર્વેદમાં પણ સર્પાદિના વિષની ચિકિત્સાનું અગદતંત્ર નામનું એક અંગ છે (જુઓ સુશ્રુતકલ્પસ્થાન), જેમાં વિષઘ્ન મંત્રોના ઉપયોગનો ઉપદેશ કર્યો છે.

---

૧ જોકે अमीवन् શબ્દ સૂક્ષ્મ જન્તુવાચક અંગ્રેજી અમીબા (Amoeba) શબ્દને એટલો મળતો છે કે મૂળ એક જ શબ્દ હોવાનો સંભવ છે.

૨ જુઓ 'આયુર્વેદવિજ્ઞાન', સં. ૧૯૮૪, અં. ૭, પૃ. ૨૧૩ તથા 'રસયોગ-સાગર'નો ઉપોદ્ઘાત, પૃ. ૩૫ થી ૪૧.

રાક્ષસ–યાતુધાન–ભૂત વગેરેને એક પ્રકારની યોનિ પ્રાચીનો માનતા અને રાક્ષસો વગેરેના વળગાડથી માણસ રોગી થાય છે એવી માન્યતા આયુર્વેદમાં છે. "દેવ, અસુર, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ, પિત, પિશાચ, નાગ, ગ્રહ વગેરેથી જેનુ ચિત્ત દૂષિત થયુ હોય તેના ગ્રહના ઉપશમન માટે શાન્તિકર્મ, બલિહરણ વગેરે ભૂતવિદ્યા" (सु सू १) છે.

છાંદોગ્ય ઉપનિષદ (૬–૧–૨–૪)મા વિદ્યાઓ ગણાવતા ભૂતવિદ્યા ગણાવી છે તે આયુર્વેદિક અર્થમાં જ હશે આ ભૂત-વિદ્યાનો વૈદિક કાળમા ઘણો પ્રચાર હોવાનો સભવ છે. આ ભૂત-વિદ્યાનું પાછલા કાળમા પણ ઘણું જોર રહ્યુ હતુ એ બાળકોના રોગોનું નવ ગ્રહોની પીડારૂપે જ આયુર્વેદમા વર્ણન કર્યુ છે[1] તે ઉપરથી સમજી શકાય છે

છતા ભૂતોના કે ભૂતપતિ રુદ્રના વર્ણનમાં વેદમા ક્યાક એવા શબ્દો મળે છે, જેમાથી રોગકર તત્ત્વ–કદાચ સૂક્ષ્મ જન્તુ અર્થ નીકળે દા. ત એક મત્રમા "જે માણસોને અન્નમા અને પાણી પીનારને તેના પાત્રોમા વીધે છે"[2] એ રીતે રુદ્રોનુ વર્ણન છે તેમા ખોરાક મારફત તથા પાણી મારફત ફાટી નીકળતા રોગોનુ જ સૂચન હશે પણ રાક્ષસ, રુદ્ર, પિશાચ વગેરેના વર્ણનમા ગૂઢ રીતે કૃમિવર્ણન જ બધે વેદમા છે એવુ નથી

**કૃમિવિજ્ઞાન**—અથર્વવેદના ત્રણ કૃમિનિવારક સૂક્તો (અ વે ૨–૩૧, ૨–૩૨ અને ૫–૨૩) મા સ્પષ્ટ કૃમિ શબ્દથી કૃમિઓનું વર્ણન કરેલુ છે જોકે એ જ વેદમા અન્યત્ર (અ વે ૯–૪–૧૬) કીટ શબ્દથી, બીજે વળી (અ વે ૨–૨૫–૨ વગેરે) દુર્ણામન્ શબ્દથી

---

૧ જુઓ સુશ્રુત ઉ સ્થા. અ ૨૭ થી ૩૨.
૨ यऽन्नेषु विविध्यन्ति पात्रेषु पिबतो जनान्
तेषां सहस्रयोजनेऽव धन्वानि तन्मसि। वा स १६–६२

વર્ણન કરેલું છે. આ વૈદિક સૂક્તોનો ઊંડો અભ્યાસ કરી શ્રીગિરીન્દ્રનાથ મુખોપાધ્યાયે પરોપજીવી ( Parasites ) કૃમિ વિશે વેદમાં શું મળે છે એનું સરસ તારણ કાઢયું છે.[૧] અથર્વવેદનાં આ સૂક્તોમાં કૃમિઓના બે ભેદ તથા અલગંડુ, અવસ્કવ, શલૂન વગેરે નામો આપ્યાં છે. પણ એ નામોથી કયા કૃમિ ઉપલક્ષિત છે એ લક્ષણ-વર્ણનના અભાવે સમજવું મુશ્કેલ હતું. પણ શ્રીગિરીન્દ્રનાથે ઘણું અજવાળું પાડયું છે. તેઓ કહે છે તેમ પાછલા કાળના હિંદુ વૈદ્યો કરતાં વૈદિક ઋષિઓને આંતરડામાં રહેતા આંત્રકૃમિઓ વિશે વધારે જ્ઞાન હતું અને પ્રાચીન આયુર્વેદિક ગ્રન્થકારોએ આ વિષયના જ્ઞાનમાં વિશેષ ઉમેરો કર્યો નથી એમ દેખાય છે. અથર્વવેદમ દૃષ્ટ અને અદૃષ્ટ એમ બે જાતના કહેલા છે. આયુર્વેદિક સાહિત્યમાં પણ આ બે વિભાગ મળે છે. પણ તેમાં અદૃષ્ટનો અર્થ ન દેખાતાં એટલે અંદરના, અને દૃષ્ટ એટલે બાહ્ય એવું મુખ્યત્વે વિવક્ષિત છે. અને કીડી વગેરેને ચરક બાહ્ય કૃમિ ગણે છે એ ઉપરથી પણ એમ જ લાગે છે. વેદમાં પણ દૃષ્ટ અને અદૃષ્ટનો મુખ્ય અર્થ બાહ્ય અને આભ્યંતર એવો જ લાગે છે. છતાં સૂર્ય અદૃષ્ટ કૃમિનો નાશ કરે છે માટે સૂર્યને અદૃષ્ટ-હન્ કહ્યો છે (ઋ. ૧–૧૯૧–૯ અને અ વે. ૬–૫૨–૧) એ જોતાં કવચિત્ અદૃષ્ટ કૃમિથી સૂક્ષ્મ જન્તુ પણ વિવક્ષિત હશે એમ માનવાનું મન થઇ જાય છે.

આ દૃષ્ટ અને અદૃષ્ટ કૃમિઓ રોગ ઉત્પન્ન કરે છે એ વૈદિક ઋષિઓના જાણવામાં હતું. કૃમિઓ પર્વતોમાં, વનસ્પતિમાં, પશુઓના શરીરમાં અને પાણીમાં રહે છે ( અ–વે. ૨–૩૧–૫ ) એની

---

૧ જુઓ 'જર્નલ ઑફ આયુર્વેદ'ના નવેમ્બર ૧૯૨૭ માં તથા તે પછીના અમુક અંકોમાં શ્રી ગિરીન્દ્રનાથના 'Human Parasites in the Atharva Veda' નામના લેખો તથા 'આયુર્વેદવિજ્ઞાન' ૧૯૮૪ ના વૈશાખના તથા પછીના અંકોમાં તેનો અનુવાદ.

અથર્વવેદને ખબર છે. અથર્વવેદ કહે છે કે:-ટોરના શરીરમાં (અ વે-૨-૩૧-૨), બાળકોમાં (અ-વે-૫-૨૩) અને મોટાં માણસના શરીરમાં કૃમિ આંતરડાંમાં, માથામાં તથા પડખામાં રહે છે. કેટલાક કૃમિ આંખમાં અને નાકમાં ફરતા હોય છે, અને કેટલાક દાંતની વચમાં હોય છે (અ-વે-૨-૩૧).

અથર્વવેદનાં ઉપર કહેલાં સૂક્તોમાં આપેલા અલગંડુ વગેરે કૃમિઓનાં વર્ણન ઉપરથી શ્રી ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાયે આંતરડાના બે જાતના-ચપટા અને ગોળ-કૃમિની તો વેદકાલીન વૈદ્યોને ખબર હતી જ પણ વાળાનીયે ખબર હતી એમ નક્કી કર્યું છે. વાળાના સૂચક શબ્દો વૈદિક મંત્રોમાં મળે છે. અને કૌશિકસૂત્રમાં અથર્વવેદનાં કૃમિનિવારક સૂક્તનો વિનિયોગ દર્શાવતાં વાળાને કાટવાનો જે ઉપાય બતાવ્યો છે તે પણ પાછળથી પ્રચલિત ઉપાય છે.[1] શ્રીગિરીન્દ્રનાથ મુખોપાધ્યાયનું આ અનુમાન સાચું હોય તો-પણ વેદકાળમાં વાળાનું જ્ઞાન હોવા છતાં વૃદ્ધત્રયીમાં વાળાનું નામ કે સૂચન નથી અને વૃન્દમાં સ્નાયુક નામથી વાળો દેખાય છે, એ ઉપરથી *આયુર્વેદિક આચાર્યોને વેદમાંથી વાળાનું જ્ઞાન મળ્યું નહોતું* એમ જ કહેવું પડશે. અર્થાત્ અથર્વવેદ અને ચરક સુશ્રુતની સંહિતાઓ વચ્ચે સંપ્રદાયપરંપરા અત્રુટિત રહી નહોતી, અથવા હાલમાં આપણે આધુનિક વિજ્ઞાનની મદદથી નવો અર્થ કાઢીએ છીએ એમ લાગે છે. 'ગવીનિકે' જેવા અનેક વૈદિક શારીરાવયવવાચક શબ્દો આયુર્વેદમાં નથી મળતા એ હકીકત પણ સૂચક છે.

**શલ્યતંત્ર**—ક્ષત ( અ-વે. ૭-૭૬-૮ ), વિદ્રધિ ( વિદ્રધિ-૬ ૧૨૭-૧ ), છિન્ન-ભગ્ન (અ-વે. ૪-૧૨ ), વ્રણ ( અ અ-વે. ૨-૩ ) વગેરે શલ્યતંત્રના રોગોનો વેદોમાં ઉલ્લેખ છે. એક આથર્વણ-

---

૧ જુઓ 'આયુર્વેદવિજ્ઞાન' ૧૯૮૪, પૃ. ૨૫૬ તથા પૃ. ૨૬૨ અને અથર્વવેદ ૨-૩૧-૪

શલ્યવિદ્ કપાયેલાં હાડકાંને સાધી દેવાની, ચેપાઇ ગયેલાં કે કપાયેલાં અંગને સમું કરવાની, છૂટાં પડી ગયેલાં માંસ અને મજ્જાને સ્વસ્થ કરવાની એક ઔષધિને પ્રાર્થના કરે છે (જુઓ અ-વે. ૪-૧૨). એક સ્થળે (અ-વે. ૧-૧૭) રક્તસ્રાવ માટે પાટા બાંધવાનું તથા રેતીથી ભરેલી કોથળીથી દબાણ કરવાનું સૂચન દેખાય છે તે સરસ વૈદ્યક જ્ઞાન બતાવે છે. એક મંત્રમાં વ્રણને પકાવી અને તેમાંથી સ્રાવ (પરુનો) કાઢી નાખી માટી વ્રણરોગનો નાશ કરે છે એવું કથન છે.[1] આમાં મહાત્મા ગાંધીજી જેની ભલામણ કરે છે તે માટીના ઉપચારનું બીજ છે.

અપચી ઉપર વેધ અને છેદનો પ્રયોગ સૂચવ્યો છે તે આયુર્વેદિક શલ્યતંત્રને માન્ય છે.[2] આ રીતે વીંધવાની અને કાપવાની વાત આવે છે, એટલે કાંઈક શસ્ત્રકર્મ જરૂર થતું હોવું જોઈએ. પણ ઉપર કહ્યું છે તેમ ઝાઝે ભાગે વનસ્પતિ, પાણી અને મંત્રથી શસ્ત્રસાધ્ય રોગો ખાસ કરીને અકસ્માતો તથા યુદ્ધમાં હથિયારથી થતાં નુકસાનો ઉપર ઉપચાર કરતા હશે એમ લાગે છે.

પણ પં. હરિપ્રપન્નજીએ અથર્વવેદના

वि ते भिनद्मि मेहनं वि योनिं वि गवीनिके ।
विमातरं च पुत्रं च विकुमारं जरायुणा ।
अव जरायु पद्यताम् । अ-वे १-११-५

એ મંત્રનું વિસ્તારથી વ્યાખ્યાન કરી એના એક એક કટકામાં જુદીજુદી શસ્ત્રક્રિયા કહી છે એવો અર્થ કર્યો છે. અશ્મરીની,

---

१ अदस्त्राणमिदं महत् पृथिव्या अध्युद्भृतम् ।
तदास्रावस्य भेषजं तदु रोगमनीनशत् ॥
अ. वे. २-३-५.

२ विध्याम्यासां प्रथमां विध्याम्युत मध्यमाम् ।
इदं जघन्यामासामाच्छिनद्मि स्तुकामिव ॥
अ-वे-७-७४-२

ગર્ભાશયગત શુલ્મની, મૂત્રોત્સર્ગની, મૃત માતાના ઉદરમાંથી જીવતો ગર્ભ કાઢવાની, જીવતી માતાના ઉદરમાંથી મૃતગર્ભને બહાર કાઢવાની, આડો આવેલા ગર્ભને કાઢવાની તથા ઓરને કાઢવાની એટલી સુશ્રુતોક્ત શસ્ત્રયંત્રક્રિયા આ એક મંત્રમા કહેલી છે એમ પંડિતજી કહે છે (જુઓ 'રસયોગસાગર'નો સંસ્કૃત ઉપોદ્‌ઘાત, પા. ૨ થી ૭). આ પ્રમાણે અર્થ કરવામા ચમત્કૃતિ જરૂર છે. પણ આ મંત્રના દ્રષ્ટાએ આટલી બધી ક્રિયાઓ આ એક મંત્રમાં કહેવા માગી હોય એ ગળે ઊતરતું નથી. વેદમાં સર્વ વિદ્યાઓ છે અને પાછળના ગ્રંથો વેદના વિવરણરૂપ જ છે એવુ દઢ શ્રદ્ધાથી માનનારા જૂના કેટલાક ટીકાકારોએ બીજા કેટલાક મંત્રોમાંથી આ રીતે વિશાળ અર્થો કાઢ્યા છે ખરા, પણ વેદમાં અનેક વિદ્યાઓના બીજો છે અને એનો વિકાસ પાછળથી થયો છે એ ઐતિહાસિક માન્યતા છે. આ લેખક પણ એ ઐતિહાસિક માન્યતા સ્વીકારે છે. વળી ઉપરનો અથર્વવેદનો મંત્ર જે સૂક્તમાં છે એ આખું સૂક્ત સુવાવડીના સુખપ્રસવ માટે છે અને ઉપરના મંત્રમા તથા તે પહેલાંના તથા પછીના મંત્રમા ઓર પાડવાની વાત મુખ્ય છે. પ્રસવ થઈ ગયા પછી ઓર ન પડતી હોય ત્યારે ઓર પાડવા માટે જે ક્રિયા એ વખતે થતી હશે એનું જ માત્ર સૂચન આ મંત્રમાં હોય એમ મને લાગે છે અશ્મરીની શસ્ત્રચિકિત્સાનો આ મંત્રમાથી અર્થ કાઢવો એ તો પ્રકરણવિરુદ્ધ છે. મૂત્રમાર્ગમાં સળી નાખીને પેશાબ લાવવાનુ સૂચન ઉપર કહ્યું છે તેમ અ. વે. ૧–૩–૭મા હોવાનું સંભવિત લાગે છે, કારણ કે ત્યાં સૂત્ર છૂટું કરવાનું જ પ્રકરણ છે. પણ અ. વે. ૧–૧૧ મા તો સુખપ્રસવનુ જ પ્રકરણ છે.

**પ્રસૂતિતંત્ર**—અ. વે ૧–૧૧ સૂક્તમાં સૂચિત કર્મ જે કાંઈ હોય તે પાછળના આયુર્વેદિક પ્રસૂતિતંત્રનું બીજ છે એમ માનવામા વાધો નથી. આ સૂક્તનો વિચાર ઉપર થઈ ગયો છે.

**શાલાક્ય**—આંખના રોગોમાંથી અલજી (અ. વે. ૯–૮–૨૦)નો ઉલ્લેખ છે, પણ 'માથાનો યક્ષ્મા', 'આંખનો યક્ષ્મા', 'નાકનો યક્ષ્મા' (જુઓ અ-વે–૨–૩૩) એ શબ્દોમાં આંખ, નાક વગેરેના રોગોનો ઉલ્લેખ છે, જોકે તેમાં કયા રોગો સૂચિત છે એ કહેવું મુશ્કેલ છે. પણ તે તે અંગના સામાન્ય રોગો ઓળખાયા હશે અને તેની કાંઈક ચિકિત્સા પણ શરૂ થઇ હશે, એમ માનવામાં વાંધો નથી.

**અગદતંત્ર**—બ્રાહ્મણોમાં અને સૂત્રોમાં સર્પવિદ્યા અને વિષવિદ્યાની વાતો આવે છે (જુઓ શ. બ્રા. ૧૦–૫–૨–૨૦, સાં. શ્રા. સૂ. ૧૬–૨–૨૫, આ. શ્રૌ. સૂત્ર ૧૦–૭–૫, છાં. ૭–૧–૨, ઋગ્વિધાન ૧–૨–૫). આ વિદ્યાઓ તો ખાસ આથર્વણવિદ્યાઓ છે. અથર્વવેદ (૫–૧૩, ૫–૧૬, ૬–૧૨, ૭–૫૬)માં સર્પવિષ વિશે કેટલાંક સૂક્તો છે. જેમાં તાબુવમ્.જેવા લોકભાષાના શબ્દો વપરાયા છે એ ઘણું સૂચક છે. ઝેરી બાણોનો પણ અથર્વવેદ (૪–૬)માં ઉલ્લેખ છે.

**રસાયન**—અષ્ટાંગ આયુર્વેદમાંથી હવે માત્ર રસાયન વાજીકરણ એનાં મૂળ જેવાનાં રહ્યાં. આયુષ્યસૂક્તો અથર્વવેદમાં અને બીજા વેદોમાં પુષ્કળ મળે છે. શ્રૌત અને ગૃહ્ય સૂત્રોમાં આયુષ્યમંત્રો પુષ્કળ ટાંકેલા છે. એ માટે માદળિયાં વગેરે બાંધવાનો રિવાજ હતો. સો શરદ અને તેથી પણ વધારે આયુષ ભોગવવાની વૈદિક વાસના અનેક મંત્રોમાં ઉલ્લિખિત છે. અને અથર્વવેદમાં તો આયુર્વર્ધક અનેક સૂક્તો છે.[1] (જુઓ અ. વે. ૧–૩૫, ૩–૧૧, ૭–૫૩–૬, ૨–૨૮ ૨–૨૯, ૩–૩૧ વગેરે)

---

१ तत्ते बध्नाम्यायुषे वर्चसे बलाय दीर्घायुष्त्वाय शतशारदाय

(१–३५–१)

शतं जीव शरदो वर्धमानः शतं हेमन्ताञ्शतमु वसन्तान्।
शतं त इन्द्रो अग्निः सविता बृहस्पतिः शतायुषा हविषाहार्षमेनम्॥

(३–११–४)

વરુણના કોપથી જલોદર થયાનું ઐતરેય બ્રાહ્મણોક્ત હરિશ્ચન્દ્ર-આખ્યાન પ્રસિદ્ધ છે. સર્પના ઝેર ઉપર હળદરનું ચૂર્ણ ઘીમા નાખીને પીવરાવવાનું કૌશિકસૂત્રમાં કહ્યું છે (૪–૨૮–૪). અલબત્ત અ. વે. ના મંત્રોથી અભિમંત્રણ કરીને.

એક બીજા રોગ વિશે કૌશિકસૂત્રકારની નોંધથી એનું વૈદ્યક જ્ઞાન વેદ કરતાં વધારે છે એ સ્પષ્ટ દેખાશે. અથર્વવેદમા રાજયક્ષ્મા સાથે અજ્ઞાતયક્ષ્માનો ઉલ્લેખ છે એ કહ્યું જ છે. આ અજ્ઞાનયક્ષ્મા કયો રોગ? સૂત્રકાર અજ્ઞાતયક્ષ્માનો અર્થ 'ગ્રામ્ય' વ્યાધિ કરે છે અને તેનો ટીકાકાર 'ગ્રામ્ય' વ્યાધિ મિથુનસંયોગથી થાય છે, એમ કહે છે. જો એ ખુલાસો સાચો હોય તો કોઈક જાતનો પાછળના ઉપદંશ જેવો વ્યાધિ અજ્ઞાતયક્ષ્માથી વિવક્ષિત ગણાય.

પણ આટલાથીયે કૌશિકસૂત્રના કર્તાને વૈદ્યક સંબંધી આથર્વણ વૈદ્ય કરતાં વધારે જ્ઞાન છે એ તો સમન્વય જ છે. અને કૌશિકસૂત્રનો સમય જોતાં એ સ્વાભાવિક છે. પરંતુ કૌશિકસૂત્રનુ લક્ષ્ય વૈદ્યક નથી પણ મંત્રવિદ્યા–અભિમંત્રણ છે. આ બાબતમા કૌશિકસૂત્રનો ટીકાકાર કેશવ કહે છે તે જરા ધ્યાનમા લેવા જેવુ છે. તે કહે છેઃ भेषजशान्तिर्भैषज्यशब्देनोच्यते। तत्र द्विविधा व्याधयः। आहारनिमित्ता अन्यजननपापनिमित्ताश्च। तत्राहारनिमित्तेषु चरक वाहडसुश्रुतेषु व्याध्युपशमनं भवति। अशुभनिमित्तेषु अथर्ववेदविहितेषु शान्तिकेषु व्याध्युपशमनं भवति। કૌ. સૂ. અ. ૪ ક. ૨૫ ની ટીકા.

કેશવનું કથન સ્પષ્ટ છે. એના કહેવા પ્રમાણે આહારાદિ કારણોથી જે રોગો થાય તેની ચિકિત્સા ધોરણ પ્રમાણે આયુર્વેદને અનુસરી કરવી, પણ પૂર્વજન્મનાં પાપકર્મથી જે રોગો થાય તેની ચિકિત્સા અથર્વવેદોક્ત શાન્તિકર્મોથી કરવી. કેશવનું આ કથન કૌશિકસૂત્રના કાળને લાગુ પાડવામા વાંધો નથી. એ પહેલાં

અથર્વવેદના સમયમાં આવો ભેદ હોવાનો સંભવ નથી. એ સમયે તો શાન્તિકર્મ અને વૈદ્યક કર્મ બેય આથર્વણ ભિષક જ કરતો એમ માનવું પડશે. પછી વૈદ્યકવિદ્યાનો વિકાસ થયો છતાં મંત્રવિદ્યાનું જોર તદ્દન નાશ ન પામ્યું. પૂર્વનાં અમતકર્મને વ્યાધિનું એક કારણ માનવાનું (જુઓ ચ. વિ. અ. ૩) તથા યુક્તિવ્યપાશ્રય પેઠે જ દૈવવ્યપાશ્રય ભેષજને સ્થાન આપવાનું (જુઓ ચ. વિ. અ. ૮, ૮૭) આયુર્વેદાચાર્યોનું વલણ જોતાં કૌશિકના ટીકાકારનું ઉપલું કથન ઇતિહાસને અનુકૂલ છે એ કબૂલ કરવું પડશે. ચરકના શબ્દોમાં કહીએ તો દૈવવ્યપાશ્રયચિકિત્સક તે કૌશિકસૂત્રને અનુસરી અભિમંત્રણ વગેરે કરનાર બ્રાહ્મણ અને યુક્તિવ્યપાશ્રયચિકિત્સક તે પુનર્વસુ આત્રેય અને તેના શિષ્યો. કૌશિકસૂત્રનો સમય પુનર્વસુ આત્રેયના સમયથી બહુ દૂર નહિ હોય. પાછળથી આથર્વણ મંત્રવિદ્યાનો પ્રચાર કમી થઈ ગયો, પણ આપણા લોકોમાં મંત્રાદિની માન્યતા તો રહી જ અને કૌશિકસૂત્રના ટીકાકારના સમય સુધી અથવા આજ સુધી અમુક અંશે ચાલુ છે.

ઉપરના વિવરણમાંથી એવું અનુમાન પણ નીકળે કે કૌશિકસૂત્રના કર્તાને ચરકોક્ત વૈદ્યકની ખબર હશે અથવા ખબર હોવાનો સંભવ હતો. પણ તેનું કામ તો દૈવવ્યપાશ્રયચિકિત્સા જ આથર્વણ મંત્રોના વિનિયોગદ્વારા દર્શાવવાનું હોવાથી એમાં વૈદ્યક સૂચનો વશેષ ન હોય એ સ્વાભાવિક છે.

ખરી રીતે એ કાળે આયુર્વેદના જુદાજુદા અંગોના અન્વેષણની બળવાન પ્રવૃત્તિ ચાલી રહી હતી એમ માન્યા વગર છૂટકો નથી. અનેક શોધકો દેશભરમાં ફરી જુદાજુદા પ્રાન્તની વનસ્પતિઓ ઓળખવામાં તથા તેના ગુણ ઉપયોગ નક્કી કરવામાં પડ્યા હતા બીજા વળી જુદાંજુદાં રોગલક્ષણો નોંધવાની તથા

તેનું વર્ગીકરણ કરવાની પ્રવૃત્તિમાં પડયા હતા. કોઈ રોગની કારણ-મીમાંસા વિચારી રહ્યા હતા, બીજા જુદાજુદા ઉપચારોના પ્રયોગો કરી રહ્યા હતા, કેટલાક વળી શારીરનો વિગતવાર પરિચય મેળવી શસ્ત્રકર્મની વિદ્યા ધીમેધીમે ખેડવા મંડયા હતા.

આ વાક્યો લખવાં ઘણાં સહેલાં છે, પણ કાંઈ ન હોય તેમાંથી કેવળ અનુભવની મદદ વડે જ આવી વિદ્યાઓ ખેડવી એ ઘણું અઘરું કામ છે. પહેલા પ્રયત્ન કરનારાઓ પાસે, આજના વિદ્યાર્થીઓ પાસે છે તેવા ચરક સુશ્રુતના કે સર્જરી, મેડીસીન, મિડવીફરી વગેરેના ગ્રન્થો ન હોતા. તેઓને તો આથર્વણ ભિષક પાસેથી જે કાંઈ થોડી માહિતી મળે તે મેળવી પછી તો સાક્ષાત્ પ્રકૃતિ અથવા જડચેતન સૃષ્ટિ પાસેથી જ્ઞાન મેળવવાનું હતું અને અતિશય બુદ્ધિશાળી અને સાહસિક માણસો જ આવી રીતે નવું જ્ઞાન મેળવી શકે છે. એકબે નહિ, પણ અનેક પેઢીના અનેક વૈદ્યોએ પરમ પ્રયત્ન કરીને જે જ્ઞાન એકઠું કર્યું, તેની પ્રતિભાશાળી આચાર્યોએ જે વ્યવસ્થા કરી તે આપણે ચરકસંહિતામાં અને સુશ્રુતસંહિતામા જોઈએ છીએ. અલબત્ત ઉપર કહેલા વચલા કાળના વૈદ્યોના અપૂર્વ પ્રયત્નોની ક્યાંય નોંધ નથી. આયુર્વેદના સાચા ઉત્પાદકોના નામ પણ ભુલાઈ ગયાં છે. ફક્ત ચરકમાં સત્રકાર ઋષિઓનો જે ઉલ્લેખ મળે છે તે ઉપર કહેલ ઇતિહાસનો સૂચક છે. વૈદિક સમયમાં આયુર્વેદનો જે વિકાસ થયો હતો તેની સંપૂર્ણ નહિ પણ સવિસ્તર સમાલોચના આપણે કરી, એથી આયુર્વેદનાં લગભગ સર્વ પ્રાચીન અંગોનો બીજવિન્યાસ વૈદિક કાળમાં જ થઈ ગયો હતો એ સ્પષ્ટ દેખાય છે. પણ ઝીણવટથી વિચાર કરતાં કોઈ કોઈ અંગનો ઘણો ઓછો વિકાસ થયેલો દેખાશે, ત્યારે કોઈકનો ઠીક વિકાસ થયેલો દેખાશે. પહેલી જ નજરે જે ધ્યાન ખેંચે છે તે શારીરનું જ્ઞાન છે. અથર્વવેદ અને શતપથના સમયના વૈદ્યને શરીરના હાડકાંઓ સંબંધી ઘણું અને

ઘણું ગોક્કસ જ્ઞાન છે. આ શારીરના જ્ઞાન સાથે ઓષધિઓના જ્ઞાનને સરખાવો. ચરકસુશ્રુતની સરખામણીમાં વેદોમાં ઓષધિવિજ્ઞાન ઘણું અલ્પ છે. ચરકસુશ્રુતમાં છસ્સોસાતસો ઓષધિઓ છે; ત્યારે વેદોમાં સો-સવાસો ભાગ્યેજ છે. અને જેનાં નામો વેદોમાં છે તેઓના ગુણ-ઉપયોગ વિશે પણ શાસ્ત્રીય વિવેચન કશું જ નથી. એ જ રીતે રોગો સંબંધી જ્ઞાન પણ વેદોમાં ચરકસુશ્રુત સાથે સરખાવતાં અતિ અલ્પ છે. અલબત્ત, વિશાળ વૈદિક સાહિત્યમાં આવેલાં વચન માત્રનો સંગ્રહ અશક્ય છે અને ઇતિહાસ માટે એવી જરૂર નથી. પણ વેદમાં બધું છે, પાછળથી વેદ કરતાં જ્ઞાન આગળ નથી વધ્યું પણ ઘટયું છે એવું માનનાર વર્ગની વાત જુદી છે. એમ જેઓ નથી માનતા તેઓને તો આટલા સામાન્ય અવલોકનથી વૈદિક વૈદ્યની વિદ્યાસંપત્તિનો સાચો ખ્યાલ આવી જશે.

અહીં એટલું કબૂલ કરવું જોઈએ કે વેદો કાંઈ વૈદ્યકગ્રન્થો નથી એટલે તેમાં આવેલા છૂટક ઉલ્લેખો ઉપરથી એ સમયના વૈદ્યના જ્ઞાનનું સંપૂર્ણ માપ આપણને ન આવે. અથર્વવેદના છૂટક ઉલ્લેખોનો જથ્થો જોતાં વેદકાળના છેલ્લા સમયનો વૈદ્ય આયુર્વેદનાં આઠેય અંગોમાં કાંઈક કાંઈક કામ જરૂર કરતો હશે એમ માનવામાં વાંધો નથી. વૈદિક સાહિત્યમાં જેનો ઉલ્લેખ ન મળે એવી પણ કોઈ કોઈ વનસ્પતિ આથર્વણ વૈદ્ય વાપરતો હોય, અને જેનું સૂચન નથી મળતું એવી કોઈ કોઈ શસ્ત્રક્રિયા પણ કરતો હોવાનો સંભવ છે. પણ ચરકસુશ્રુત-કાલીન વૈદ્ય સાથે સરખાવવામાં આવે તો વેદકાલીન વૈદ્યનું જ્ઞાન ઘણું મર્યાદિત જ માનવું પડશે. પણ એ વૈદિક સમયના છેલ્લા ભાગનો એટલે શતપથ બ્રાહ્મણનો પુરાવિદોમાં બહુમાન્ય સમય ઈ. સ. પૂર્વે ૮૦૦ થી ૬૦૦ને ગણતાં એ સમયની અને ચરકસુશ્રુતસંહિતાઓની પ્રતિસંસ્કૃત રચનાના સમયને ઈ. સ. ૧૦૦ થી ૩૦૦ ની આસપાસ માનતાં એ વચ્ચેના લગભગ

આઠસો વર્ષના ગાળામાં આયુર્વેદ સંબંધી બધો શાસ્ત્રીય વિકાસ થયો છે. મારી કહેવાની મતલબ એ છે કે ચરકસુશ્રુતમાં જે શાસ્ત્રીય જ્ઞાન જોવામાં આવે છે તે કાંઇ તે તે ગ્રન્થના કર્તાઓ આત્રેય-અગ્નિવેશ-ચરક અથવા કાશીરાજ-સુશ્રુત ગમે તેની પણ કોઈ એકની પૂંજી નથી.

છેક અથર્વવેદના સમયથી-ઘણું કરી ઈ. સ. પૂર્વે એક હજારથી એ વખતના વૈદ્ય વિપ્રોએ વૈદક જ્ઞાન મેળવવા માંડ્યું હતું. પણ ઈ. સ. ૭મા શતક સુધી એ જ્ઞાને કાંઇ વ્યવસ્થિત રૂપ પ્રાપ્ત કર્યું નથી. આપણા સૂત્રગ્રન્થો ખાસ કરીને કલ્પસૂત્રો અને ધર્મસૂત્રોની રચના ઈ. સ. પૂર્વે ૭મા શતકથી શરૂ થઇ છે એમ વિદ્વાનોની માન્યતા છે. અને એ અરસામાં જ વિદ્વાન વૈદ્યોએ પણ પોતપોતાના વૈદક જ્ઞાનની વ્યવસ્થા કરવાનો પ્રયાસ કર્યો હોવાનો સંભવ છે.

# દ્વિતીય ખંડ

## આયુર્વેદની સંહિતાઓ

વૈદ્યકને લગતા સંસ્કૃત ભાષામાં અત્યારે જે સેંકડો ગ્રન્થો મળે છે તે સર્વમાં પ્રાચીનતમ, પરમ પ્રતિષ્ઠાવાળા અને પાછળના વૈદ્યક સાહિત્યના મૂળભૂત એવા બે સંપૂર્ણ ગ્રન્થો મળે છે અને બે ત્રુટિત મળે છે. (૧) ચરકસંહિતા, (૨) સુશ્રુતસંહિતા, (૩) ભેલસંહિતા, અને (૪) સંવત્ ૧૯૯૫માં જ છપાયેલી કાશ્યપસંહિતા.

આ ચારમાં પણ જૂના કાળથી ચરકસંહિતા અને સુશ્રુત-સંહિતા બેનો જ પ્રમાણભૂત ગ્રન્થો તરીકે વૈદ્યોમાં પ્રચાર હતો એ ચોક્કસ છે. વાગ્ભટ જેવો લગભગ ચૌદસો વર્ષ પહેલાંનો આયુર્વેદ-પારંગત વિદ્વાન વૈદ્ય "ચરકસુશ્રુતને છોડીને ભેલાદિ કેમ નથી વંચાતા?" એમ કહે છે[1] અને ઈ. સ. ૧૧ મા શતકના કવિ હર્ષ 'નૈષધચરિત'મા વૈદ્ય પાસે ચરકસુશ્રુતના જ્ઞાનને જ, ઉત્તમ વૈદ્ય હોવા માટે આવશ્યક તરીકે દર્શાવે છે.[2]

---

१ ऋषिप्रणीते प्रीतिश्चेद् मुक्त्वा चरकसुश्रुतौ भेलाद्याः किं न पठ्यन्ते.

अ. हृ. उ. अ. ४०, श्लो. ८८

२ कन्यान्तःपुरबाधनाय यदधीकारान्न दोषा नृपं द्वौ मन्त्रिप्रवरश्च तुभ्यमगदंकारश्च तावूचतुः । देवाकर्णय सुश्रुतेन चरकस्योक्तेन जानेऽखिलं स्यादस्यानलदं विना नदलने तापस्य कोपीश्वरः ॥

સુશ્રુતની નિર્ણયસાગરની આવૃત્તિમાં શ્રી. જાદવજી ત્રિ. આચાર્યના નિવેદનમા કરેલો ઉતારો.

ચરક અને સુશ્રુત બન્નેની પરંપરા જુદી છે. વૈદ્યકની બે મોટી શાખાઓ કાયચિકિત્સા ( Medicine ) અને શસ્ત્રચિકિત્સા ( Surgery )ના અનુક્રમે પ્રતિનિધિરૂપ આ બે ગ્રન્થો છે. આ બે ગ્રન્થો જોતાં એમ લાગે છે કે એ મૂળરૂપ નહિ પણ મુખરૂપ છે. વેદ પછી અને આ બે સંહિતાઓ હાલમાં જેવી મળે છે તેવી રચાઇ તે પહેલાં વૈદ્યકને લગતું ઘણું વાઙ્મય ઉત્પન્ન થયું હશે. જે અનેક ઉત્સાહી અને તીક્ષ્ણ બુદ્ધિશાળી ઋષિઓએ આયુર્વેદનાં વિવિધ અંગોનો જાતે અવલોકન તથા પ્રયોગો વડે અભ્યાસ કર્યો હશે, તેમાથી કેટલાકે સૂત્રરૂપે ગ્રન્થો કર્યા હશે. જેમ પાણિનિ કે યાસ્ક પોતાની પહેલાંના અનેક સૂત્રકારોનો ઉલ્લેખ કરે છે તેમ ચરકમાં પણ સૂત્રકારોનો અને અનેક શાસ્ત્રોનો ઉલ્લેખ મળે છે.[1] અને ગર્ભ કેવી રીતે બંધાય છે એ પ્રસંગમાં સૂત્રો જેવા કટકાઓ કુમારશિરા ભરદ્વાજ, બાલ્હીકભિષક્ કાંકાયન, ભદ્રકાપ્ય, ભદ્રશૌનક, બડિશ, વૈદેહજનક, મારીચિકશ્યપ, અને ધન્વતરિ એટલાના નામથી ઉતાર્યા છે. મીમાંસાસૂત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર વગેરેમાં આવી જ રીતે બીજાના મતો ઉતારેલા છે. પણ આ સૂત્રકારો પુનર્વસુ આત્રેયથી પૂર્વ જ છે એમ નિશ્ચય કરવો મુશ્કેલ છે. સમકાલીન હોવાનો પણ સંભવ છે. ચરકમા જ સૂત્રસ્થાનના ત્રણ અધ્યાયોમાં પુનર્વસુ આત્રેયના પ્રમુખપદ નીચે ઋષિવૈદ્યોની સભા મળી હોય એવું વર્ણન છે અને એમા ભરદ્વાજ, કાંકાયન, ભદ્રકાપ્ય, બડિશ અને મારીચિ પોતપોતાના મત દર્શાવી ભાગ લે છે, અહીં જનક વૈદેહનું નામ છે, અન્યત્ર વૈદેહનિમિનુ નામ છે. અહીં ભદ્રશૌનક છે, અન્યત્ર

१ ऋर्षींश्च सूत्र कारानभिमन्त्रयमाण. । चरक वि. अ. ८

विप्रतिपत्तिवादास्त्वत्र बहुविधाः सूत्रकाराणामृषीणां सन्ति सर्वेषाम् ।
चरक शा. अ. ६

विविधानि हि शास्त्राणि प्रचरन्ति लोके । चरक वि. अ. ८

કેવળ શૌનક નામ છે. પણ આ પ્રાચીન સભા કે પરિષદ વિશે વધારે વિવેચન કર્યા પહેલાં ચરકની રચના માટે એ ગ્રન્થ પોતે શું કહે છે તે જોઈએ.

## ચરકસુશ્રુતની પરંપરા

ચરકના પહેલા જ અધ્યાયમાં કહ્યું છે કે "પહેલાં હિમાલયની તળેટીમાં પ્રાણિમાત્ર ઉપર કરુણાથી પ્રેરાઈને તપના તેજથી પ્રદીપ્ત, બ્રહ્મજ્ઞાનના નિધિરૂપ મહર્ષિઓ એકઠા થઈને વિચાર કરવા લાગ્યા કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું મૂળ ઉત્તમ આરોગ્ય છે અને રોગો આરોગ્યનાં, કલ્યાણનાં અને જીવિતના પણ હરનાર છે; માટે આ રોગોરૂપ મોટું વિઘ્ન મનુષ્યોને માથે આવી પડ્યું છે એનો ઉપાય શો ? એમ વિચાર કરતાં એનો ઉપાય ઇન્દ્ર જાણે છે એવું સમજાતાં ઋષિઓની વતી દીર્ઘજીવિતની ઇચ્છાવાળા ભરદ્વાજ ઇન્દ્ર પાસે ગયા. ઇન્દ્રે ભરદ્વાજને જે ત્રિસૂત્ર આયુર્વેદ બ્રહ્મા જાણતા હતા તે શાશ્વત આયુર્વેદ ભણાવ્યો. ભરદ્વાજ પાસેથી ઋષિઓ આયુર્વેદ શીખ્યા અને જાતે રોગરહિત જીવિત અને પરમસુખ પામ્યા.

'પછી મૈત્રીપરાયણ પુનર્વસુએ સર્વભૂતો ઉપર અનુકમ્પાથી પવિત્ર આયુર્વેદ ૭ શિષ્યોને ભણાવ્યો· અગ્નિવેશ, ભેલ, જતૂકર્ણ, પરાશર, હારીત, ક્ષારપાણિ. આ ૭ શિષ્યોમાં પહેલું અગ્નિવેશે પોતાનું તન્ત્ર રચ્યું. પછી ભેલ વગેરેએ પોતપોતાનાં તન્ત્રો રચ્યાં, અને આત્રેયને સંભળાવ્યાં. ગુરુએ બીજા ઋષિઓ સાથે 'બરાબર કર્યું છે' (यथावद् सूत्रितमिति) એમ અનુમતિ આપી." (चरक, सू. अ. १)

ચરકના પહેલા અધ્યાયની આ કથા બહુ સૂચક છે. સુશ્રુતે જો કે આવો વિસ્તાર નથી કર્યો પણ આરંભમાં જ કહ્યું છે કે "સ્વયંભૂએ પ્રજાઓને ઉત્પન્ન કરીને તરત જ એક હજાર અધ્યાયો અને એક લાખ શ્લોકવાળો આયુર્વેદ કર્યો, અને પછી એનાં આઠ

અંગો કર્યા. જે બ્રહ્મા પાસેથી પ્રજાપતિ ભણ્યા, એમની પાસેથી અશ્વિદેવો, અશ્વિ પાસેથી ઇન્દ્ર અને ઇન્દ્ર પાસેથી હું આયુર્વેદ ભણ્યો છું એમ ભગવાન કાશીરાજ દિવોદાસ ધન્વન્તરિ પોતાના ઔપધેનવ વગેરે સાત શિષ્યોને કહે છે, અને આ શિષ્યો સુશ્રુતને અગ્રેસર કરીને સાંભળે છે." (સુ. સૂ. અ. ૧)

ચરક અને સુશ્રુતમાં કહેલી આ પરંપરા બીજી વિદ્યાઓની પરંપરાને મળતી આવે છે. "વિદ્યાઓ માત્ર પરમપુરુષનું નિઃશ્વસિત છે," "ઈશ્વરે જ સૃષ્ટિ પેઠે વિદ્યાઓને ઉત્પન્ન કરી છે" એ વૈદિક માન્યતાનો આ કથાઓમાં અનુવાદ છે. અર્થાત્ સ્વયંભૂ, પ્રજાપતિ, અશ્વિ, ઇન્દ્ર વગેરે દેવોને ઐતિહાસિક વિચારમાં ગણવાની જરૂર નથી. પણ ભરદ્વાજ ઋષિની વાત જુદી છે. આયુર્વેદિક સાહિત્યમાં જોકે ભરદ્વાજની વિશેષ વાત નથી, પણ એ વૈદિક ઋષિ છે. અથર્વવેદના દશમા કાંડના એક સૂક્તના એ ઋષિ છે. આ એક સૂક્તમાં ઉપર આવી ગયેલું હાડકાંઓનું વર્ણન છે. અથર્વવેદમાં પણ આ કાંડ પ્રાચીનતર (૮ થી ૧૨) વિભાગમાં છે; એટલે વેદાંતર્ગત આયુર્વેદના પ્રતિનિધિ તરીકે ભરદ્વાજને માનીએ તો ભરદ્વાજ ઇન્દ્ર પાસેથી શીખ્યા અને ઋષિઓ ભરદ્વાજ પાસેથી શીખ્યા એ કથા ઠીક બેસી જાય છે. વૈદિક વૈદ્યક પુનર્વસુ આત્રેય, ધન્વન્તરિ વગેરેને વારસામા મળ્યું છે એ ઐતિહાસિક હકીકતને આ પરંપરા કથા ટેકો આપે છે.

**પુનર્વસુ આત્રેય**—પુનર્વસુ આત્રેય વિશે જરા વિસ્તારથી વિચાર કરવો પડશે. આખા ચરકમાં સ્થળે સ્થળે અને પ્રત્યેક અધ્યાયના આરંભમાં ભગવાન આત્રેય કહે છે એ રીતે ઉલ્લેખ છે. અનેક સ્થળે અગ્નિવેશ પૂછે છે અને પુનર્વસુ આત્રેય ઉત્તર આપે છે એ રીતે સંવાદયોજના છે. સંવાદશૈલીનો ઉપનિષદોમાં ઘણો ઉપયોગ થયો છે. ત્રણેક સ્થળે સભા પેઠે અનેક ઋષિઓની ચર્ચા

છે, પણ તેમાં યે પ્રમુખ તો પુનર્વસુ આત્રેય જ હોય છે. બધી રીતે ચરકને જોતાં ભગવાન પુનર્વસુ આત્રેય આ ગ્રન્થના મૂળ ઉપદેશક છે એમ સહેલાઈથી સમજી શકાય છે, પણ આખો ગ્રન્થ આદિથી અન્ત સુધી પુનર્વસુ આત્રેયનો નથી. અગ્નિવેશ વગેરેનાં વચનો છોડી દઈએ તોપણ કેટલોક ભાગ આત્રેયનો નથી, કારણ કે ચરકમાં જ પ્રત્યેક સ્થાનના તથા અધ્યાયના અન્તમાં अग्निवेशकृते तन्त्रे चरकप्रतिसंस्कृते એવા શબ્દો છે.

મતલબ કે અગ્નિવેશે જે તન્ત્ર રચેલું તેનો ચરકે પ્રતિસંસ્કાર કરતા જે ગ્રન્થ થયો તે આ ચરકસંહિતા. પણ અહીં પ્રતિસંસ્કાર એટલે શું એ સમજી લેવાની જરૂર છે. ચરકમાં જ દઢબલે કહ્યું છે કેઃ—

विस्तारयति लेशोक्तं संक्षिपत्यतिविस्तरम् ।
संस्कर्ता कुरुते तन्त्रं पुराणं च पुनर्नवम् ॥

(ચરકસંહિતા સિ. સ્થાન અ. ૧૨, શ્લો. ૭૬)

ટૂંકામાં કહેલું હોય એનો વિસ્તાર કરે અને અતિવિસ્તાર હોય ત્યાં સંક્ષેપ કરે; ટૂંકામાં પ્રતિસંસ્કર્તા જૂના તન્ત્રને ફરી નવું કરે છે.

આ શબ્દો બહુ સ્પષ્ટ છે. ટૂંકામાં કહેલનો વિસ્તાર કરતાં જૂનાં વાક્યો રાખીને નવાં ઉમેર્યાં હોવાનો જ અર્થ થઈ શકે નહિ. તેમ સંક્ષેપ કરતાં પણ માત્ર વાક્યો કાઢી નાખવાથી ચાલે નહિ. સંબંધ મેળવવા માટે બધી રચના નવી જ કરવી પડે અને તેથી જૂનું તન્ત્ર, દઢબલ કહે છે તેમ, નવું જ થાય. આ વિચારસરણીથી જોઈએ તો અત્યારે મળે છે તે ચરકસંહિતા જ છે. અગ્નિવંશતંત્રમાં એમાંથી કેટલો ભાગ હતો તે નક્કી થવું અશક્ય છે.

પણ ચરકસંહિતાનો ઇતિહાસ આટલેથી અટકતો નથી. અગ્નિવેશતંત્રનો પ્રતિસંસ્કાર ચરકે કર્યો છે એમ કહેનાર દઢબલે પોતાના સ્પષ્ટ ઉમેરાનો નિર્દેશ નીચેના શબ્દોમાં કર્યો છેઃ

"ચરકસંહિતાના ચિકિત્સાસ્થાનમાં ૧૭ અધ્યાયો મળતા નથી તેમ જ કલ્પસ્થાન અને સિદ્ધિસ્થાનના અધ્યાયો મળતા નથી; તેથી આ મહાર્થતંત્રને સંપૂર્ણ કરવા માટે એ રીતે ખૂટતા ૪૧ અધ્યાયો આ દૃઢબલે રચ્યા છે."

(ચરકસંહિતા ચિ. અ. ૩૦ શ્લો. ૨૭૪-૨૭૫)

આ સ્પષ્ટ શબ્દો જોતાં હાલની ચરકસંહિતાના કુલ ૧૨૦ અધ્યાયોમાંથી એકતાલીશ એટલે ત્રીજો ભાગ દૃઢબલનો છે અને બાકીના બે ભાગમાં એ પ્રતિસંસ્કર્તાએ[1] વધારોઘટાડો નહિ કર્યો હોય એમ નથી કહેવાતું.

વૈદ્ય પં. હરિપ્રપન્નજી દૃઢબલના આ શબ્દો માનવાની ના પાડે છે.[2] પણ દૃઢબલના સ્પષ્ટ શબ્દો જોતાં એવી ના પાડવાનો કાંઈ અર્થ નથી. વળી વિજયરક્ષિત વગેરે જૂના ટીકાકારો પણ ઉપર કહેલા અધ્યાયો દૃઢબલના છે એમ સ્વીકારે છે.[3]

**સુશ્રુતનો સંપ્રદાય**—'દિવોદાસ ધન્વન્તરિએ સુશ્રુતાદિ સાત શિષ્યોને શલ્યતંત્રને મુખ્ય વિષય ગણીને ઉપદેશ આપ્યો' એમ સુશ્રુતમાં જ લખ્યું છે. ગ્રન્થમાં 'ભગવાન ધન્વન્તરિ કહે છે' એ રીતે સ્થળે સ્થળે ઉલ્લેખ છે, છતાં સમગ્ર ગ્રન્થ સુશ્રુતસંહિતા કહેવાય છે. સૌશ્રુતતંત્ર એમ પણ પાછળના ટીકાકારો ઉલ્લેખ કરે છે. અર્થાત્ ધન્વન્તરિએ શલ્યતંત્ર વિશે જે ઉપદેશ આપ્યો તેનો સંગ્રહ કરી સુશ્રુતે આ તંત્ર રચ્યું એમ પરંપરાથી મનાય છે. પણ વસ્તુસ્થિતિ એટલી સાદી નથી હાલની સુશ્રુતસંહિતા કેવળ શલ્ય-

---

૧. કવિરાજ ગણનાથસેન દૃઢબલને પણ પ્રતિસંસ્કર્તા જ કહે છે. (જુઓ ભાનુમતી ટીકા સહિત સુશ્રુતસૂત્રસ્થાન-૧૯૩૯ ઉપોદ્‌ઘાત પૃ ૬)

૨. જુઓ 'રસયોગસાગર'નો અંગ્રેજી ઉપોદ્‌ઘાત, પૃ. ૭૦.

૩. આ વિષયની સવિસ્તર ચર્ચા માટે જુઓ ૧૯૨૩ની ભાવનગરની ગુજરાતી સાહિત્ય પરિષદના રિપોર્ટમાં 'ચરકસંહિતામાં દૃઢબલનો હાથ' નામનો મારો નિબંધ જે 'આયુર્વેદવિજ્ઞાન' પુ. ૮, અં. ૨માં પણ છપાયો છે.

તંત્ર નથી. એમાં આયુર્વેદનાં આઠે અંગોનું વિવરણ છે. બીજું ગ્રન્થના આરંભમાં અનુક્રમણિકા આપી છે. તેમાં "પાંચ સ્થાનમાં ૧૨૦ અધ્યાય છે એમ પહેલાં કહ્યું છે. તેમાં સૂત્રસ્થાનના અધ્યાયો ૪૬, નિદાનના ૧૬, શારીરના ૧૦, ચિકિત્સિતના ૪૦, કલ્પના આઠ એથી આગળ ૬૬." "આ રીતે ૧૨૦ અધ્યાયો થયા અને એથી આગળ પોતાના નામથી જ પ્રખ્યાત ઉત્તરતંત્ર છે. (સૂ. અ. ૩.)" આ શબ્દો જરા વિચિત્ર છે. પણ પહેલા અધ્યાયમાં એથી યે વધારે વિચિત્ર વચન છે. શરૂઆતમાં આયુર્વેદનું સામાન્ય સ્વરૂપ કહી એક શ્લોકમાં કહ્યું છે કે "આ ટૂંકામાં ચિકિત્સાનું બીજ કહ્યું છે. ૧૨૦ અધ્યાયોમાં હવે એનું વિવેચન થશે."[1] આ વચન સ્પષ્ટ છે. એનો અર્થ એટલો જ થાય કે સુશ્રુતમાં ૧૨૦ અધ્યાયો હોવા જોઈએ. પણ પછી તરત જ ગદ્યમાં આ શ્લોકનો અનુવાદ કરતાં કહે છે કે "તેમાં ૧૨૦ અધ્યાયો પાંચ સ્થાનમાં, તેમાં પણ સૂત્ર, નિદાન, શારીર, ચિકિત્સિત અને કલ્પસ્થાનમાં અર્થને અનુસરી વહેંચી નાખી બાકીના વિષયો ઉત્તરતંત્રમાં કહીશું." આ વચનનો જ ત્રીજા અધ્યાયમાં અનુવાદ કર્યો છે. આ વચનો ઉપર વિચાર કરતાં સ્પષ્ટ દેખાય છે કે પહેલાં પાંચ સ્થાનમાં વહેંચાયેલું ૧૨૦ અધ્યાયોનું સૌશ્રુતતંત્ર હતું અને પાછળથી તેમાં ઉત્તરતંત્ર ૬૬ અધ્યાયોનું ઉમેરાયું. ઉત્તરતંત્રનો વિષય બીજા ગ્રન્થોમાંથી લીધો છે એમ ઉત્તરતંત્રના આરંભમાં સ્પષ્ટ કહ્યું છે:—"૧૨૦ અધ્યાયોમાં મેં જે વારંવાર કહ્યું હતું કે આ વાતો ઉત્તરતંત્રમાં વિસ્તારથી કહીશ તે ઉત્તમ ઉત્તરતંત્ર હવે કહું છું. જેમાં વિદેહરાજાએ કહેલા શાલાક્ય તંત્રમાં વર્ણવેલા બધા રોગો, તથા (બીજાઓએ વિસ્તારથી જોયેલા) બાળવ્યાધિઓ તથા પરમઋષિઓએ કાયચિકિત્સાનાં ૭ તંત્રોમાં કહેલા ઉપસર્ગાદિ તથા આગંતુક રોગો આ ઉત્તરતંત્રમા કહ્યા છે."

આ વચનથી સ્પષ્ટ સમજાય છે કે અગ્નિવેશ, ભેલ વગેરેનાં ૭ તંત્રો પ્રસિદ્ધ થયા પછી એમાથી તથા વિદેહ વગેરેનાં તંત્રો-

માંથી શાલાક્યનો તેમ જ પાર્વતક, જીવક વગેરેમાંથી બાળરોગનો વિષય લઇ એ બધાના સંગ્રહરૂપ ઉત્તરતંત્ર કોઈએ રચેલું છે.[1] અર્થાત્ મૂળ પાંચ સ્થાન પૂરાં થયા પછી ઘણે વખતે છઠ્ઠું સ્થાન રચાયું હશે. પાંચમા સ્થાનનો અન્ત પણ એવી રીતનો છે કે જાણે ત્યાં જ ગ્રન્થની સમાપ્તિ થતી હોય. હવે આ ઉત્તરતંત્ર ઉમેરનારે માત્ર ઉત્તરતંત્ર જ ઉમેર્યું છે કે બાકીના પાંચસ્થાનમાં પણ સુધારોવધારો કર્યો છે? આ પ્રશ્નનો જવાબ મુશ્કેલ છે. સ્થળે સ્થળે ઉત્તરતંત્રમાં આ વિષય કહેશું એટલું તો ઉમેર્યું જ છે. એટલે ઉત્તરતંત્ર સાથે ખાસ વિરોધ ન આવે એવો ફેરફાર પણ કર્યો હશે જ. પણ આ ઉત્તરતંત્ર કોણે ઉમેર્યું? અને તે પહેલાં સુશ્રુતતંત્રનો કોઈએ પ્રતિસંસ્કાર કર્યો હતો કે નહિ? વિજયરક્ષિત વગેરે ટીકાકારો વૃદ્ધ સુશ્રુતના નામથી કેટલાક પાઠોનો ઉદ્ધાર કરે છે અને આ પાઠો હાલની સુશ્રુતસંહિતામાં મળતા નથી, માટે હાલની સુશ્રુતસંહિતાના મૂળ રૂપ વૃદ્ધસુશ્રુત અથવા વૃદ્ધસૌશ્રુતતંત્ર નામનો શલ્યતંત્રનો ગ્રન્થ પહેલાં હતો એમ કવિરાજ ગણનાથ સેનનો મત છે.

આ વૃદ્ધસુશ્રુત[2] કે આદ્યસુશ્રુત સંહિતાનો મોટો ભાગ ઘર બળી જવા જેવો હોઈ લુપ્ત કે ખંડિત થઈ ગયો હશે. અનેક ગ્રન્થો લુપ્ત થઈ ગયાના પુરાવા છે તેમ જ ભેલકાશ્યપ જેવી

---

૧ શીતં चिकित्सितस्यैतत्समासेन प्रकीर्तितम् ।

सविंशमध्यायशतमस्य व्याख्या भविष्यति ॥ સુ. સૂ. અ. ૧

૨ વૃદ્ધસુશ્રુત, અને સુશ્રુત, વૃદ્ધવાગ્ભટ અને લઘુવાગ્ભટ એ રીતે જૂના કાળથી નામો પ્રચલિત છે. અહીં વૃદ્ધનો અર્થ શો કરવો? રાજકીય ઇતિહાસમાં—ખાસ કરીને ગુજરાતના ઇતિહાસમાં મોટો (બૃહત્) ભીમ એટલે ભીમ પહેલો અને લઘુભીમ અથવા બાલમૂલરાજ એટલે ભીમ બીજો તથા મૂલરાજ બીજો એવો અર્થ પ્રચલિત હતો. (જુઓ 'પ્રબન્ધચિંતામણિ' ગુ. ભા. પૃ. ૨૦૪ અને 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' વિ. ૨, પૃ. ૩૪૩.)

સંહિતાઓ અત્યારે અત્યંત ખંડિત રૂપમાં મળે છે.[૧] મતલબ કે ધન્વન્તરિના ઉપદેશનો સંગ્રહ થઈને ઔપધેનવ, ઔરભ, પૌષ્કલાવત વગેરે પેઠે સૌશ્રુતતંત્ર પણ પહેલાં રચાયેલું. એ જ વૃદ્ધ-સુશ્રુત. પછી ઔપધેનવાદિ તંત્રો તદ્દન લુપ્ત થઈ ગયાં, જ્યારે સૌશ્રુતતંત્રના ખંડિત ગ્રન્થનો પ્રતિસંસ્કાર થઈને સુશ્રુતસંહિતા થઈ. આ પ્રમાણે સુશ્રુતનો પ્રતિસંસ્કાર વારંવાર થયો છે એમ કવિરાજ ગણનાથ સેન કહે છે. સુશ્રુતમાં પોતામાં જોકે આ પ્રતિસંસ્કારનો સ્પષ્ટ નિર્દેશ નથી પણ ઉપર દર્શાવ્યું છે તેમ ઉત્તરતંત્રના આરંભનાં વચનોમાં પ્રતિસંસ્કારનું સૂચન છે, અને જૂના ટીકાકારો એ વાત સ્વીકારે છે. ડલ્હન તો સ્પષ્ટ કહે છે કે "આમાં પ્રતિસંસ્કર્તા નાગાર્જુન જ છે." આ શબ્દોમાંથી સુશ્રુતના પ્રતિસંસ્કર્તા તરીકે બીજાં નામો પણ બોલાતાં હશે એવો ધ્વનિ નીકળે છે, એમ ગણનાથ સેન કહે છે.

એ પછી પણ સુશ્રુતનો પ્રતિસંસ્કાર થયો છે. હર્નલે[૨] તો વૃદ્ધ-વાગ્ભટે પણ સુશ્રુતનો પ્રતિસંસ્કાર કર્યો છે, એવું માન્યું છે. વળી જેજ્જટ અને ચન્દ્રટે પણ સુશ્રુતનો પ્રતિસંસ્કાર કર્યો છે, એમ કવિરાજ ગણનાથ સેન કહે છે.[૩]

---

૧ જુઓ 'પ્રત્યક્ષશારીર'નો ઉપોદ્ઘાત તથા ભાનુમતિ સહિત સુશ્રુત-સૂત્રસ્થાનનો ઉપોદ્ઘાત, પૃ. ૫ તથા ૭.

૨ જુઓ 'સ્ટડીઝ ઇન ધી મેડીસીન ઓફ એન્શંટ ઇંડિયા,' પૃ. ૧૦૧

૩ આ કથન માટે આધાર ચન્દ્રટનું નીચેનું વચન છે—

सौश्रुते चन्द्रटेनेह भिषक्तीसटसूनुना ।

पाठशुद्धिः कृता तन्त्रे टीकामालोक्य जैज्जटीम् ॥

આ વચનનો અર્થ 'પાઠસંશોધન કર્યું છે' એટલો જ થાય. વિલુપ્ત ગ્રન્થના આપૂરણ અને વિસ્તારના ત્યાગરૂપ પ્રતિસંસ્કાર કર્યો છે એવો ન થાય એમ શ્રી. ત્રિકમજી આચાર્ય કહે છે (જુઓ ભાનુમતી સાથે સુ. સૂ. નો ઉપોદ્ઘાત પૃ. ૬ ટિ. ૨.

૨ 'હિસ્ટરી ઓફ ઇંડિયન મેડીસીન,' ગ્ર. ૨, પૃ. ૪૫૫

## પુનર્વસુ આત્રેયનો સમય

ચરકસંહિતાની પરંપરામાં જેનું પહેલું નામ આવે છે તે આત્રેયનો વિચાર પહેલાં કરીએ. (૧) પુનર્વસુ આત્રેય, (૨) કૃષ્ણાત્રેય અને (૩) ભિક્ષુ આત્રેય એ રીતે ત્રણ આત્રેયોનો ઉલ્લેખ ચરકસંહિતામાં મળે છે. શ્રી. ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાય ચોથા દત્તાત્રેયને પણ ગણાવે છે. અને એ રીતે અત્રિ તથા અનસૂયાના પુત્ર, વિષ્ણુના અવતારરૂપ, પૌરાણિક દત્તાત્રેયનો વૈદ્યકમાં એ પ્રવેશ કરાવે છે અને મદ્રાસની સરકારી પ્રાચ્ય પુસ્તકશાળામાં 'નાડીતત્ત્વવિધિ' નામનું એક હસ્તલિખિત પુસ્તક છે જેમાં દત્તાત્રેયનો ઉલ્લેખ છે એવો પુરાવો આપે છે.[૨] પણ એમણે આપેલો ઉતારો જોતાં એ ગ્રન્થ આધુનિક અને તાન્ત્રિક લાગે છે. અને ઉપરના ત્રણ પ્રાચીન આત્રેય સાથે દત્તાત્રેયને ગણવાની જરૂર મને લાગતી નથી.

પુનર્વસુ આત્રેય અને કૃષ્ણાત્રેય એક જ હોય એમ ચરકમાં અને ભેલમાં પણ કેટલેક સ્થળે પુનર્વસુઆત્રેય માટે જ કૃષ્ણાત્રેય નામ વાપર્યું છે એથી નક્કી થાય છે.[૧] અને મહાભારત શાંતિપર્વ સ્વતંત્ર રીતે એને ટેકો આપે છે —

गान्धर्वं नारदो वेद कृष्णात्रेयश्चिकित्सितम् । મ. શા અ ૨૧૦

પણ શ્રીકંઠ અને શિવદાસ સેન જેવા ટીકાકારો કવિરાજ ગણનાથ સેને દર્શાવ્યું છે તેમ કૃષ્ણાત્રેયનો શાલાક્યતન્ત્રના કર્તા તરીકે ક્વચિત્ ઉલ્લેખ કરે છે[૨] ત્યારે શ્રીકંઠ દત્ત પોતે અન્યત્ર

---

૧ જુઓ अग्निवेशाय गुरुणा कृष्णात्रेयण भाषितम् ।

ચરક ચિ. અ ૨૮ શ્લો. ૧૫૨

તથા " અ. ૨૯ શ્લો ૧૫૦

तथा कृष्णात्रेय पुरस्कृत्य कथाश्चक्रुर्महर्षय ॥

ભેલસંહિતા

૨ જુઓ (क) शालाकिभिस्तु प्रतिदोषं पटितानि द्रव्याणि तथा च कृष्णात्रेय । સિદ્ધયોગની ટીકા

(ख) उक्त हि कृष्णात्रेयण सप्त वपमुपादाय नस्त कर्म चतुर्विधम् ।
ચક્રસંગ્રહની ટીકા-જુઓ (પ્રત્યક્ષશારીર)નો ઉપોદ્‌ઘાત, પૃ. ૩૨

नागराद्यमिदं चूर्णं कृष्णात्रेयेण पूजितम् ।

એ મૂળ ચરકના વચન ઉપર વૃન્દમાં ટીકા કરતાં कृष्णात्रेयः पुनर्वसुः એમ કહે છે. આ બધું જોતાં કૃષ્ણાત્રેય અને પુનર્વસુ આત્રેય એક જ; પણ એથી ભિન્ન એક શાલાક્યતંત્રકાર કૃષ્ણાત્રેય થઈ ગયા હતા એમ માનવું યોગ્ય છે.

**ભિક્ષુઆત્રેય**—બૌદ્ધ જાતકોમાં એવી કથા છે કે ભગવાન બુદ્ધના સમયમાં આર્યાવર્તમાં બે મોટાં વિદ્યાલયો હતાં: (૧) પૂર્વમાં કાશી, અને (૨) પશ્ચિમમાં તક્ષશિલા. આ બન્ને વિદ્યાલયોમાં બધી વિદ્યાઓ ( सब्ब सिप्पानि-सर्वशिल्पानि ) શીખવવામાં આવતી. એ વખતે તક્ષશિલા વિદ્યાસ્થાન તરીકે બહુ પ્રખ્યાત હતું. તક્ષશિલાના વિદ્યાલયમાં ભગવાન બુદ્ધના સમયમાં કે તે પહેલાં તરતના સમયમા વૈદ્યકવિદ્યાના મુખ્ય અધ્યાપક આત્રેય હતા. ત્રિપિટકમાં જેનો ઉલ્લેખ મળે છે એવા બુદ્ધના સમકાલીન રાજા પ્રદ્યોતના, રાજા બિંબીસારના તથા ભગવાન બુદ્ધના ચિકિત્સક જીવક કુમારભૃત્ય તક્ષશિલામાં આ આત્રેય પાસે જ વૈદ્યક શીખ્યા હતા એમ પણ બૌદ્ધ સાહિત્યમાંથી મળે છે.[1] આ જીવકના ગુરુ આત્રેય તે જ ચરકસંહિતાના મૂળ વકતા પુનર્વસુ આત્રેય એમ હર્નલનો મત છે. આ મત બરાબર હોય તો ઈ. સ. પૂર્વે ૬૦૦ ની આસપાસમાં આત્રેય થઈ ગયા હોવા જોઇએ. પણ અન્ય વિદ્વાનો તક્ષશિલાના આત્રેયને ભિક્ષુઆત્રેય કહે છે અને પુનર્વસુ આત્રેયથી ભિક્ષુ-આત્રેય જુદા તથા અર્વાચીન છે એમ ઠરાવે છે. આ વિદ્વાનો પુનર્વસુ આત્રેયને બુદ્ધ પહેલાં ઘણા વખત ઉપર મૂકે છે. પણ ચરકસંહિતામાં પુનર્વસુ આત્રેય સાથે ચર્ચા કરનાર તરીકે પારીક્ષિ મૌદ્ગલ્ય વગેરે સાથે ભિક્ષુઆત્રેયનુ પણ નામ છે. ( જુઓ चरक सू. अ. २५ यजः पुरुषीय अध्याय ). ચરકના પહેલા અધ્યાયમાં, વૈદ્યક

૧. જુઓ Rockhill's Life of Buddha pp. 65. 66.

સંપ્રદાયોમાં પ્રખ્યાત બડિશ, કાંકાયન વગેરે સાથે અંગિરા, જમદગ્નિ, વસિષ્ઠ વગેરે અતિ પ્રાચીન ઋષિઓને પણ એકઠા કર્યા છે એ ઉપરથી તથા આખા અધ્યાયની રચના જોતાં એ અધ્યાય પાછળનો તથા એ ઋષિસભા કલ્પિત લાગે છે. પણ વાતકલાકલીય, મજ્જ પુરુષીય તથા આત્રેય ભદ્રકાપ્યીય એ અધ્યાયોની પરિષદો વધારે સ્વાભાવિક લાગે છે. એમાંના કેટલાકના ગ્રન્થોમાંથી પાછળના ટીકાકારોએ શ્લોકો ઉતાર્યા છે. એટલે ભિક્ષુઆત્રેયને ઐતિહાસિક પુરુષ તથા પુનર્વસુના સમકાલીન માનવામાં વાંધો નથી લાગતો બૌદ્ધપરંપરાને ન માનીએ તોપણ ચરકના મૂળ ઉપદેશકનો સમય લગભગ એ જ આવી રહે છે. ચરકસુશ્રુતનો મૂળ ઉપદેશ અથર્વવેદ અને શતપથબ્રાહ્મણથી અર્વાચીન છે. હવે વૈદિક સાહિત્યનો સમય નિશ્ચિત કરવા માટે કોઈ જ ચોક્કસ સાધન ન હોવાથી પાશ્ચાત્ય અને પ્રાચ્ય પંડિતોમાં એ વિશે બહુ મતભેદ રહે છે. પાશ્ચાત્ય પંડિતોના બહુમતે અથર્વવેદ ઈ. સ. પૂર્વે ૧૦૦૦ની આસપાસ રચાયો હશે અને શતપથબ્રાહ્મણ ઈ. સ. પૂર્વે ૮૦૦ થી ૬૦૦ સુધીમાં. સદ્‌ગત લોકમાન્ય તિલક જેવા ઋગ્વેદને ઈ. સ. પૂર્વે ૪૦૦૦માં મૂકે છે ( જુઓ 'મૃગશીર્ષ' 'આર્યોને ઉત્તર ધ્રુવનો નિવાસ'માં તો એથી યે જૂના કાળમાં ખેંચી જાય છે ) પણ એમને યે શતપથબ્રાહ્મણને ઈ. સ. પૂર્વે ૧૪૦૦ની આસપાસ મૂકવું પડે છે પ્રાચીન બૌદ્ધ અને જૈન સાહિત્ય સાથે ઔપનિષદ સાહિત્યને તથા એની ભૌગોલિક, સામાજિક વગેરે માહિતીને સરખાવતાં શતપથને ઈ. સ. પૂર્વે ૫૦૦ થી ૮૦૦ થી બહુ દૂર ખેંચી જવું મુશ્કેલ છે. ગમે તેમ હો, પણ એટલું નિશ્ચિત છે કે અથર્વવેદ અને શતપથ પછી આયુર્વેદનો શાસ્ત્ર તરીકે વિકાસ થયો છે.

પણ શતપથમાં અસ્થિગણના કરનાર ઋષિ આત્રેયની અસ્થિગણનાની પદ્ધતિને જાણે છે એમ માનીએ તો ચરકસંહિતાના મૂળ

ચન્દ્રભાગા ( બિયાસ )નદીતટવાસી એવો કદાચ હોય, પણ એ જ ગ્રન્થમાં અન્યત્ર હિમાલયની તળેટીમાં ( સૂ. અ. ૧ ), બીજે સ્થળે રમણીય ચૈત્રરથ વનમાં ( સૂ. અ. ૨૬ ) અને ત્રીજે સ્થળે પંચાલ દેશની કાંપિલ્ય રાજધાનીમાં ( વિ. અ. ૩ ) પુનર્વસુ આત્રેયે ઉપદેશ કરતાં વિહાર કર્યો હોવાનું કહેલું છે. અને ભેલના ઉપર ઉતારેલા વચનમાં ગાન્ધાર દેશના રાજાના ગુરુ હોવાનો ઉલ્લેખ છે જે બૌદ્ધપરંપરાને ટેકો આપે છે.

**અગ્નિવેશતંત્ર**—પુનર્વસુ આત્રેયનો ઉપદેશ સાંભળી અગ્નિવેશ, ભેલ, જતૂકર્ણ, પરાશર, હારીત અને ક્ષારપાણિ એ ૭ શિષ્યોએ જુદાંજુદાં તંત્રો રચ્યાં એમ ચરક ( સૂ. અ. ૧ )માં કહ્યું છે. પણ હાલમાં તો અગ્નિવેશતંત્રની ચરકપ્રતિસંસ્કૃત આવૃત્તિ જે ચરક સંહિતા નામથી પ્રખ્યાત છે તે જ મળે છે, પણ જૂના વખતમાં ચરકસંહિતાથી ભિન્ન પણ અગ્નિવેશતંત્ર પ્રચલિત હતું એમ ચક્રપાણિ, વિજયરક્ષિત, શ્રીકંઠ વગેરે ટીકાકારોના ઉલ્લેખો ઉપરથી જણાય છે.[1] આ ટીકાકારોએ અગ્નિવેશના નામથી ઉદ્ધૃત કરેલા શ્લોકો હાલની ચરકસંહિતામાં નથી એ ઉપરથી ૧૧મા ૧૨મા શતકમાં અગ્નિવેશતંત્ર ત્રુટિત કે સમગ્ર વિદ્યમાન હોવાનો સંભવ કવિરાજ ગણનાથ સેન માને છે અંજનનિદાન[2] નામના નાના ગ્રન્થના કર્તા અગ્નિવેશ તો આ તન્ત્રકારથી ભિન્ન અને અતિ અર્વાચીન જણાય છે એણે સુશ્રુતમાંથી, કદાચ માધવમાંથી પણ, ઉતારો કર્યો છે. વળી ચક્રપાણિ, વિજયરક્ષિત વગેરે પ્રાચીન ટીકાકારો અંજનનિદાનથી અજાણ્યા છે અને એની ભાષા, રચના વગેરે અનાર્ષ—તદ્દન અર્વાચીન ઢબનાં છે

**ચરકનો સમય**—कठचरकाल्लुक् એ રીતે પાણિનીય સૂત્રમાં ચરકનો નિર્દેશ છે, એ ઉપરથી કેટલાક અગ્નિવેશતંત્રના પ્રતિસંસ્કર્તાને

---

૧ જુઓ 'પ્રત્યક્ષ શારીર'નો ઉપોદ્ઘાત

૨ આ ગ્રન્થ ભાષાટીકા સાથે વેંકટેશ્વર પ્રેસમાં છપાઈ ગયો છે.

પાણિનિનો પૂર્વકાલીન ઠરાવે છે. પણ એમાં કાંઈ અર્થ નથી. આ પાણિનીય સૂત્રમાં યજુર્વેદની કઠ અને ચરક નામની બે શાખાઓના પ્રવર્તક ઋષિઓનો ઉલ્લેખ છે. યજુર્વેદની ચરક, કઠ વગેરે શાખાઓ પ્રસિદ્ધ છે [ જુઓ ચરણવ્યૂહ]. બીજો મત એવો છે કે યોગસૂત્રકાર તથા વ્યાકરણમહાભાષ્યકાર પતંજલિ તે જ ચરક. જોકે વ્યાકરણના મહાભાષ્યમાં કે પાતંજલસૂત્રમાં અથવા એના વ્યાસભાષ્યમાં કોઈ સ્થળે પતંજલિ અને ચરકની એકતાપ્રતિપાદક કોઈ વચન નથી મળતું, પણ ચરકના ટીકાકાર ચક્રપાણિદત્ત ટીકાના આરંભમાં નીચે પ્રમાણે નમસ્કાર કરે છેઃ

पातञ्जलमहाभाष्यचरकप्रतिसंस्कृतैः ।
मनोवाक्कायदोषाणां हर्त्रेऽहिपतये नमः ॥

પાતંજલ સૂત્રવૃત્તિના કર્તા ભોજ તથા યોગવાર્તિકના કર્તા વિજ્ઞાનભિક્ષુ પણ પતંજલિને જ ચરક માને છે. આ મતને અનુસરી મંજૂષામાં આપ્તલક્ષણ દર્શાવતાં નાગેશભટ્ટ इति चरके पतंजलिः એમ કહે છે. અને ભાવમિશ્ર અહિપતિ–શેષ શી રીતે મુનિના પુત્ર થયા તથા ચરક કહેવાયા એ વિશે લંબાણથી દંતકથા કહે છે (જુઓ ભાવપ્રકાશ, અ. ૧). કવિરાજ ગણનાથ સેન તો કેટલાંક પાતંજલ સૂત્રો સાથે કેટલાંક ચરકવચનોનું સામ્ય જુએ છે તથા ચરકે યોગને મોક્ષસાધન કહ્યો છે તથા તત્ત્વોની ગણનામાં સાંખ્ય મતનો અનુવાદ કર્યો છે એને પણ બેની એકતા પુરવાર કરવા માટે પ્રમાણ તરીકે આગળ ધરે છે, પણ એ તો ખોટું છે. સાંખ્યયોગની એ સમયના–મહાભારત સમયના–સમગ્ર સાહિત્ય ઉપર પ્રબળ અસર દેખાય છે. પણ એટલા જ ઉપરથી સાંખ્યશાસ્ત્રકારે બધાં શાસ્ત્રો રચ્યાં છે એમ ન કહેવાય. ચરકમાં તો વૈશેષિક અને ન્યાયદર્શનની પણ વાતો છે.[1] એ ગમે તેમ હોય, પણ ભોજ, ચક્ર-

૧. જુઓ મારો 'આયુર્વેદનાં દાર્શનિક તથા સદ્વૃત્ત સંબંધી પ્રકરણોનો અભ્યાસ.'

પાણિના વખતથી પતંજલિ એ જ ચરક—અને તે શેષનો અવતાર એવી માન્યતા પ્રચારમાં આવી છે, અને લોકો એ વાત શ્રદ્ધાથી માનતા આવ્યા છે જોકે મહાભાષ્યના ભર્તૃહરિ, કૈયટ, વામન, જયાદિત્ય વગેરે ટીકાકારો મહાભાષ્યકાર પતંજલિની યોગસૂત્રકાર પતંજલિ સાથે કે ચરક સાથે એકતા માનતા હોય એવો ઉલ્લેખ એમની ટીકાઓમાં ક્યાંય મળતો નથી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે હવે વ્યાકરણમહાભાષ્યકાર પતંજલિનો સમય ઈ સ પૂર્વે ૧૫૦ની આસપાસ નિશ્ચિત થઈ ચૂક્યો છે માટે એ જ ચરક હોય તો એનો સમય નક્કી જ છે. પણ યોગસૂત્રકાર પતંજલિ અને વ્યાકરણ મહાભાષ્યકાર પતંજલિ પણ એક નથી, કારણ કે યોગસૂત્રમાં, વ્યાકરણ મહાભાષ્યકાર પછી કેટલેક વખતે પ્રચારમાં આવેલા બૌદ્ધ શૂન્યવાદનું તથા વિજ્ઞાનવાદનું ખંડન છે, માટે યોગસૂત્રકારને છેક ઈ સ ચોથા શતક પછી ઘણા પાશ્ચાત્ય તદ્વિદો મૂકે છે [1]

બીજી તરફથી ચરક એ જ મહાભાષ્યકાર પતંજલિ એવું માનવા માટે પણ કશો પ્રબલ પુરાવો નથી પહેલું તો જે દૃઢબલે અગ્નિવેશતંત્રને ચરકપ્રતિસંસ્કૃત કહ્યું છે તેણે પ્રતિસંસ્કર્તાનું નામ પતંજલિ નહિ પણ ચરક લખ્યું છે વળી ભટ્ટાર હરિશ્ચન્દ્ર જેવા ચરકના જૂના ટીકાકારે તથા વાગ્ભટ જેવા જૂના વૈદ્યક ગ્રન્થકર્તાએ પતંજલિનું નહિ પણ ચરકનું નામ લખ્યું છે અને એ બધા ઉપરથી વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય કહે છે [2]

---

૧. જુઓ Journal of the A O S Vol, XXXIમાં યાકોબીનો આપણાં દર્શનોના સમય વિશે લેખ, તથા સભાષ્ય યોગસૂત્રના ગુડના ડા ઓ સી મા છપાયેલ ભાષા તરનો ઉપોદ્ઘાત

૨ સટીક ચરકસંહિતાની ૧૯૩૫ ની નિ સે ની આવૃત્તિ ઉપો

તેમ અગ્નિવેશતંત્રના પ્રતિસંસ્કર્તા તે મહાભાષ્યકાર પતંજલિ નહિ પણ કોઇ ચરક નામના વૈદ્ય એવો મારો પણ મત છે.

બીજી તરફથી ફ્રેંચ પંડિત પ્રોફેસર સીલ્વેં લેવીએ ચિનાઈ સાહિત્યમાંથી શોધી કાઢ્યું છે કે પ્રખ્યાત બૌદ્ધ રાજા કનિષ્કના વિશ્વાસપાત્ર વૈદ્યનું નામ ચરક હતું.[1] અને જોકે કનિષ્કનો સમય હજી તદન ચોક્કસ નથી થયો, પણ ઈ. સ. ના પહેલા કે બહુ તો બીજા શતકમાં કનિષ્ક થઈ ગયા એ નિર્વિવાદ છે.[2]

હવે જો કનિષ્કના સમકાલીન ચરક એ જ અગ્નિવેશતંત્રના પ્રતિસંસ્કર્તા હોય તો તો એનો સમય ઇ. સ. ૧૦૦ ની આસપાસમાં માનવો જોઈએ. અને જોકે પુરાવિદ કીથ તથા રાજગુરુ હેમરાજ શર્મા કહે છે તેમ કનિષ્કના સમકાલીન ચરકને જ પ્રતિસંસ્કર્તા ચરક માનવા માટે ચોખ્ખો પુરાવો કાંઇ નથી[3] અને એકલા નામ ઉપર કાંઇ વિશ્વાસ ન મુકાય, છતાં વૈદ્યરાજ જાદવજી ત્રિ. આચાર્ય કહે છે તેમ જ્યાંસુધી બીજા ચરકનો પત્તો ન લાગે ત્યાંસુધી કનિષ્કના રાજવૈદ્યને પ્રતિસંસ્કર્તા માનવામાં કાંઈ વાંધો નથી.[4] અને બીજી રીતે ચરકસંહિતામાં મળી આવતા દાર્શનિક વિચારોને વૈશેષિકાદિ દર્શનો સાથે સરખાવી જોતાં, અગ્નિવેશતંત્રના પ્રતિસંસ્કર્તાનો સમય ઈ. સ. ૧૦૦ ની આસપાસમાં

---

૧. Indian Antiquary, Vol. XXXII p. 381-389.

૨. મ. મ. ગૌ. હી. ઓઝાકૃત 'રાજપૂતાને કા ઇતિહાસ' ખં. ૧, પૃ. ૧૧૧

૩. History of Sanskrit Literature., p. 406 તથા કાશ્યપ સંહિતાનો ઉપોદ્‌ઘાત, પૃ. ૯૬.

૪. સટીક ચરકસંહિતાની નિ. પ્રે. વાળી ૧૯૩૫ ની આવૃત્તિનો ઉપોદ્‌ઘાત.

કે બહુ તો બીજા શતકના આરંભમાં[1] માનવો જોઈએ એવો મારો મત છે[2]

## દૃઢબલનો સમય

ચરકે પ્રતિસંસ્કૃત અગ્નિવેશતંત્રમાં ઉમેરો કરેલા ૪૧ અધ્યાયોની અનુપૂર્તિ કરનાર વૈદ્ય દૃઢબલ કાશ્મીરના હતા એમ તેના એક વચન ઉપરથી જણાય છે. એ પોતાને પંચનદમાં જન્મેલો કહે છે[3] આ પંચનદ તે પંજાબ નહિ, કારણ અહીં તેને શહેર કહ્યું છે આ દેશમાં પંચનદ નામના અનેક સ્થળો હતા પણ હર્નલના મત પ્રમાણે કાશ્મીરમાં જે પનેજનોર નામનું ગામ છે, જેની નિકટમાં પહેલાં કાશ્મીરના રાજા અવન્તીવર્માના વખતમાં ઝેલમ અને સિન્ધુનો સંગમ થતો હતો[4] તે ચક્રપાણિદત્ત અને વિજયરક્ષિત ચરકસંહિતામાંથી ઉતારો કરતા કાશ્મીર પાઠનો કેટલીક વખત ઉલ્લેખ કરે છે[5] અને દૃઢબલે ઉમેરેલા અધ્યાયોમાંથી ઉદાહરણ આપતાં

---

૧. જુઓ આયુર્વેદના દાર્શનિક તથા સદ્‌વૃત્ત સંબંધી પ્રકરણોનો અભ્યાસ, પૃ ૬૨.

૨ દક્ષિણ તુર્કસ્તાનમાંથી ઈ સ બીજા શતકના અંતની ગણાતી કોઈ વૈદ્યક ગ્રંથના કટકાની એક હસ્તપ્રત મળેલ છે જેમાં આઠ અથવા દશ રસ હોવાનું કહ્યું છે ચરક કરતાં પ્રાચીનતર સંપ્રદાયનું આ કથન હોવાનો કીથ તર્ક કરે છે (જુઓ History of Sanskrit Literature, preface p 23) પણ કીથને આ વિષયનો અભ્યાસ નથી અને પાશ્ચાત્ય પુરાવિદો જૂની શોધખોળમાંથી મળેલા ત્રુટિત કટકાઓ ઉપરથી બહુ તર્કો કરે છે વસ્તુત ચરકને આઠ રસની ખબર છે જ (જુઓ ચ—સૂ—અ ૨૬) વળી ઉપર કહેલા કટકામાં જે ઉલ્લેખ છે તે તત્કાલીન માન્યતાનો સૂચક છે એવું શી રીતે નિશ્ચિત થાય?

૩. अखण्डार्थं दृढबलो जात पञ्चनदे पुरे। ચરક સિ અ ૧૨ શ્લો ૬૬

૪. જુઓ 'રાજતરંગિણી' ૪-૨૪૮ અને તે ઉપર ઓરલ સ્ટીનનું વિવરણ ગ્ર ૨, પૃ ૨૭૯,૪૧૯

૫. ચરક ચિ-અ-૧૩ શ્લો ૧૧૫ની ટીકા અને મધુકોષ અરોચિનિદાનમ્

-દઢબલનો ઉલ્લેખ કરે છે. મતલબ કે ચરકસંહિતામાં ખૂટતા અધ્યાયો ઉમેરતી વખતે બાકીના ભાગનો પણ દઢબલે પાઠશુદ્ધિ કહેવાય એવો જે પુનઃસંસ્કાર કર્યો હશે તેને આ ટીકાકારો કાશ્મીર પાઠ કહે છે. ટૂંકામાં દઢબલનું સ્થાન કાશ્મીરમાં માનવામાં -હરકત નથી.

દઢબલના સમય માટે કવિરાજ ગણનાથસેન આદિ આયુર્વેદ -વિદ્વાનોનો એવો મત છે કે ચરકસંહિતાની દઢબલે કરેલી અનુપૂર્તિમાંથી વાગ્ભટે ઉતારા કર્યાં છે, માટે દઢબલ વાગ્ભટ પહેલાં થઈ ગયા.[1] અને વૃદ્ધ વાગ્ભટનો સમય ચીનાઈ મુસાફર ઇત્સીંગ (ઇ. સ. ૬૭૫ થી ૬૮૫) પહેલાં માનવાનો ઇતિહાસવિદોનો મત છે. વળી આઠમા શતકમાં 'માધવનિદાન'નું અરબ્બીમાં ભાષાન્તર થયું છે અને 'માધવનિદાન'માં વૃદ્ધ વાગ્ભટમાંથી ઉતારા છે, એ જોતાં વાગ્ભટને સાતમા શતકમાં માનવાનો હર્નલનો મત છે.[2] પણ વરાહમિહિરે કાન્દર્પિક પ્રકરણમાં આપેલો એક પાઠ છે જે વાગ્ભટમાં મળતો હોવાથી મેં વાગ્ભટને વરાહમિહિર પહેલાં એટલે પાંચમા શતકમાં માનેલ છે.[3] અને જોકે હર્નલ જેવો વિદ્વાન અષ્ટાંગસંગ્રહકાર અને અષ્ટાંગહૃદયકારને ભિન્ન માને છે તથા દઢબલને અષ્ટાંગસંગ્રહકાર અને નિદાનકાર માધવ પછી અને અષ્ટાંગહૃદયકારની[4] પૂર્વે એટલે ઇ. સ. આઠમા શતકમાં મૂકે

૧. જુઓ 'પ્રત્યક્ષ શારીર'નો ઉપોદ્ઘાત.

૨. જુઓ 'સ્ટડીઝ ઇન ધી મેડીસીન ઑફ એન્સ્યંટ ઇંડિયા' ઉપો. પૃ. ૧૦ થી ૧૨ તથા 'આયુર્વેદવિજ્ઞાન' પુ. ૮, અં. ૨ મા 'ચરકસંહિતામાં દઢબલનો હાથ' નામનો મારો લેખ.

૩ 'આયુર્વેદવિજ્ઞાન', પુ. ૩, પૃ. ૩૫૮-૩૫૯.

૪. અષ્ટાંગસંગ્રહ અને અષ્ટાંગહૃદય બેયના કર્તા એક જ કે ભિન્ન એની ચર્ચા વાગ્ભટના પ્રકરણમાં આગળ આવશે એટલે અહીં નથી કરી.

તન્ત્ર પછી અને નાવનીતક પહેલાં ઈ. સ. ૩૦૦ની આસપાસમાં રચાયેલ હોય એવો મારો મત છે.[૧]

**હારીતસંહિતા**—પુનર્વસુના શિષ્ય હારીતના નામ ઉપર ચડેલી એક હારીતસંહિતા છપાઈ છે.[૨] પણ આ ગ્રન્થની ભાષા, રચના વગેરે તદ્દન અનાર્ષ—પાછળના સંગ્રહગ્રન્થોને મળતી આધુનિક છે. વળી ચક્રપાણિ, વિજયરક્ષિત આદિ ટીકાકારોએ હારીતના નામથી ઉતારેલાં વચનો આ હારીતસંહિતામાં નથી. ટૂંકમાં, છપાયેલી હારીતસંહિતાને અનાર્ષ ગણવામાં વિદ્વાનોનો એકમત છે.[૩]

## ધન્વન્તરિ અને સુશ્રુતનો સમય

ચરકસંહિતાની ચર્ચા દૃઢબલના સમયનિર્ણય સાથે પૂરી કરી, હવે ઉપર જે સુશ્રુતની પરંપરા દર્શાવી છે તેના ધન્વન્તરિ આદિ આચાર્યોના સમયનો વિચાર કરીએ. સુશ્રુતસંપ્રદાયના મૂળ ઉપદેશક કાશિરાજ ધન્વન્તરિ છે. મ. મ. કવિરાજ ગણનાથ સેન કહે છે કે કુલ પાંચ ધન્વન્તરિના નામો મળે છે.[૪] તેમાંથી હરિવંશ, મહાભારત, વિષ્ણુપુરાણ, ભાગવત, બ્રહ્માંડ વગેરે પુરાણોમાં જે ધન્વન્તરિ વિશે કથા મળે છે તેમાં સમુદ્રમન્થન વખતે વિષ્ણુનો અવતાર થયો તે પહેલા ધન્વન્તરિ, એ વૃત્તાન્ત સત્યયુગનો છે.

૧. સુશ્રુતના ઉત્તરસ્થાનમાંથી ભેલમાં અને ભેલમાંથી નાવનીતકમાં ઉતારો કર્યો છે એવું દર્શાવે સાબિત કર્યું છે. (જુઓ 'આયુર્વેદ વિજ્ઞાન' પુ. ૭, અ. ૧૦માં નાવનીતક ઉપર મારો લેખ.)

૨. હારીતસંહિતા કલકત્તામાં ઈ. સ. ૧૮૮૭માં તથા જયરામ રઘુનાથ દ્વારા ગુજરાતી ભાષાન્તર સાથે મુંબઈમાં ઈ. સ. ૧૮૯૭માં છપાયેલ છે.

૩. જુઓ 'પ્રત્યક્ષ શારીર'નો તથા 'કાશ્યપસંહિતા'નો ઉપોદ્‌ઘાત.

૪. જુઓ ૧૯૩૯માં પ્રકાશિત 'ભાનુમતી સહિત સુશ્રુત સૂત્રસ્થાન'માં કવિરાજ ગણનાથ સેનનો ઉપોદ્‌ઘાત.

પછી બીજા ધન્વન્તરિ તે કાશરાજાના વંશમા ધન્વરાજાના પુત્રરૂપે દ્વિતીય સંભૂતિમાં ઉત્પન્ન થયા. પછી ત્રીજા ધન્વન્તરિ તે એ જ કાશવંશમાં ધન્વન્તરિના પ્રપૌત્ર દિવોદાસ નામના રાજા થયા, જેનુ વર્ણન ઋગ્વેદમાં, ઉપનિષદોમા તથા મહાભારતમા મળે છે. પણ' એ દિવોદાસને પુરાણોમાં ક્યાંય આયુર્વેદના ઉપદેશક નથી કહેલ; માત્ર સુશ્રુતસંહિતામાં જ કહેલ છે. તો ઉપરના ત્રણમાથી સુશ્રુતના ઉપદેશક ક્યા ? કેટલાક કહે છે કે ત્રીજા કુલપરંપરાથી શલ્યવિદ્યાના તથા ધન્વન્તરિ નામના અધિકારી હોઈને તેમને શલ્યતંત્રના ઉપદેશક માનવા જોઇએ, કારણ કે દિવોદાસ તો એમને જ કહેલા છે. પણ કવિરાજ ગણનાથ સેન એને 'અમરવર' સુશ્રુતમા કહેલ છે તથા એ પોતાને આદિદેવ કહે છે[1] એ ઉપર ભાર મૂકીને ધન્વરાજાના પુત્ર બીજા ધન્વન્તરિને જ શલ્યતંત્રના મૂળ ઉપદેશક માનવાના મતના છે.[2] મને પોતાને આ ઝીણવટમાં વિશેષ તત્ત્વ લાગતું નથી. બીજા કે ત્રીજા ગમે તે માનવાથી ઐતિહાસિક વિચારમા ફેર પડતો નથી.

એક ચોથા ધન્વન્તરિ વિક્રમ રાજાની સભાના નવરત્નમાના એક હતા.[3] પણ એ સુશ્રુતના ઉપદેશક તો નહિ જ. એક પાંચમા ધન્વન્તરિ કેટલાક બ્રાહ્મણોના ગોત્રપ્રવર્તક છે, અને એ ગોત્રના

---

૧. જુઓ સુશ્રુત સૂ ૧–૩ તથા अहं हि धन्वन्तरिरादिदेवो ઇત્યાદિ સૂ. અ–૧ નો શ્લોક.

૨. જુઓ ભાનુમતી સહિત સુશ્રુત સૂત્રસ્થાનનો ઉપોદ્ઘાત.

૩. જુઓ નીચેનુ કાવ્યસંગ્રહોક્ત પ્રસિદ્ધ પદ્ય

धन्वन्तरिक्षपणकामरसिंहशङ्कु
वेतालभट्टघटखर्परकालिदासाः ।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥

વૈદ્ય નામના સારસ્વત બ્રાહ્મણો હાલમાં પણ પંજાબમાં, સિન્ધમાં અને બંગાળમાં મળી આવે છે.

હવે આ પાંચમાંથી બીજા કે ત્રીજા ધન્વન્તરિ જે સુશ્રુતના ઉપદેશક તે ક્યારે થયા ? દ્વિતીય દ્વાપરમાં (દ્વાપરના અન્તમાં ?) એમ પુરાણો કહે છે. અને દ્વાપરના અન્તમાં અથવા કલિની સંધ્યામાં જે મહાભારતનું યુદ્ધ થયું તેમાં ધન્વન્તરિસંપ્રદાયના જ વૈદ્યો શલ્યોદ્ધરણનું કાર્ય કરતા હશે. એટલે મહાભારતના યુદ્ધને પાંચ હજાર વર્ષ થયાં તો ધન્વન્તરિ તે પહેલાં પાંચસો વર્ષ થયા હોય એમ કવિરાજ ગણનાથ સેન કહે છે. બીજી તરફથી મિલિન્દ પ્રશ્નાદિ બૌદ્ધ સાહિત્યમાં અને પાણિનિસૂત્ર, વાર્તિક, પાતંજલ મહાભાષ્ય આદિ ગ્રન્થોમાં ધન્વન્તરિ સુશ્રુતનો નામોલ્લેખ મળે છે, માટે એ ગ્રન્થકારોના સમયથી હજાર વર્ષ પહેલાં ધન્વન્તરિ સુશ્રુત થઇ ગયા એમ પણ તેઓ કહે છે.

ઉપર પ્રમાણે સાડાપાંચ હજાર અને સાડાત્રણ હજાર વર્ષ વચ્ચે ફેર ન ગણવો એ ઐતિહાસિક અન્વેષણ તો ન જ ગણાય. અને પાણિનિમાં જેનો નામોલ્લેખ હોય તે પાણિનિ પહેલાં હજાર વર્ષ પહેલાં થયો હોય એવું કેમ કહેવાય ? સો વર્ષ પહેલાયે હોય. વળી મહાભારતનું યુદ્ધ પાંચ હજાર વર્ષ પહેલાં થયું એવી જ્યોતિષીઓની માન્યતા પુરાણોનાં સ્પષ્ટ વચનોની વિરુદ્ધ છે. પુરાણોનાં કથનો પ્રમાણે મહાભારત યુદ્ધને ઈ. સ. પૂર્વે લગભગ ચૌદસો વર્ષો થયાં છે.[1]

પણ કવિરાજ ગણનાથ સેનના ઉપર ઉતારેલા વિચારોના અંતર્વિરોધથી જ દેખાય છે તેમ ધન્વન્તરિ આદિ નામ ઉપરથી કોઇ પણ ગ્રન્થના સમયનો નિર્ણય કરવાનો પ્રયત્ન જ ખોટો છે. અનેક ગ્રન્થો શિવ પાર્વતીને નામે ચડેલા છે. ઘણા અર્વાચીન

૧. મહાભારતના સમયના વિચાર માટે જુઓ મારો વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, ૧૯૩૯. પૃ. ૬૦-૬૧.

ગ્રન્થો ( દા. ત. હારીતસંહિતા ) પ્રાચીન ઋષિઓને નામે ચઢેલા છે. જુદાજુદા સમયે–હજાર દોઢ હજાર વર્ષના ગાળામાં રચાયેલાં પુરાણો વ્યાસને નામે ચઢેલાં છે, એટલે ઉપદેશક કે ગ્રન્થકર્તાના નામ ઉપરથી સમયનો નિર્ણય ભારતીય ઇતિહાસમાં અશક્ય છે. ગ્રન્થનાં વસ્તુનું પૌર્વાપર્ય તપાસીને જ તેના સમયનો ઐતિહાસિક નિર્ણય થઇ શકે એવી સ્થિતિ છે અને આત્રેયના સમયનો વિચાર કરતાં જે કહ્યું છે તે જ ધન્વન્તરિના સમયને લાગુ પડે છે. હાલની સુશ્રુતસંહિતામાં શારીર જેવા જે જૂનામાં જૂના અંશો છે તે પણ અથર્વવેદ પછીના છે. વળી આત્રેયોક્ત અસ્થિસંખ્યાની ધન્વન્તરિને ખબર છે; માટે એ આત્રેય પછી અને હર્નલના મત પ્રમાણે શતપથોક્ત અસ્થિગણનાના લેખકને સુશ્રુતોક્ત અસ્થિ-ગણનાની અમુક માન્યતાઓની ખબર છે. એ જોતાં શતપથની અર્વાચીન મર્યાદા જો ઈ. સ. પૂર્વે ૭કું શતક માનવામાં આવે તો ધન્વન્તરિનો સમય એ જ શતકમાં આત્રેયના શિષ્ય અગ્નિવેશની સાથે મૂકવો જોઈએ એમ હર્નલ કહે છે[૧] તે ઠીક લાગે છે.

પણ હર્નલની કહેવાની મતલબ એવી નથી કે હાલની સુશ્રુતસંહિતા શતપથકાળની છે. સુશ્રુતની સમગ્ર રચના વૈદોત્તર-કાલીન છે, એ તો દીવા જેવુ સ્પષ્ટ છે. ખરી રીતે ઉપલબ્ધ ચરક-સંહિતા અને સુશ્રુતસંહિતા બેય ઉપર કહ્યુ તેમ પ્રતિસંસ્કૃત છે. પણ એ બેયના મૂળ ઉપદેશક શતપથના સમયમાં થઈ ગયા છે. વૈદિક સાહિત્યમાં જે વૈદ્યક અંશ છે તે આપણે પહેલાં જોયો છે. અને એમાંથી જ ધીમે ધીમે ચરકસુશ્રુતના વૈદ્યક જ્ઞાનનો વિકાસ થયો છે, એ જોતાં એના મૂળ ઉપદેશકને વૈદિક કાળના છેલ્લા ભાગમાં માનવા એ યોગ્ય જ છે.

---

૧. 'જુઓ સ્ટડીઝ ઈન ધી મેડીસીન ઓફ એન્શ્યન્ટ ઇંડિયા' હૉ., પૃ. ૮ તથા ૧૦૬ તથા કાશ્યપસંહિતાનો ઉપોદ્ઘાત. પૃ. ૭૨.

સુશ્રુત—સુશ્રુતને વિશ્વામિત્રના પુત્ર સુશ્રુતસંહિતામાં જ કહ્યા છે.[1] રામાયણમાં, યોગવાસિષ્ઠમાં અને વિશ્વામિત્ર ઋષિનો ઉલ્લેખ મળે છે, અને રામચન્દ્ર ત્રેતાયુગમાં થઈ ગયા હોવાથી એ વિશ્વામિત્રને પણ ત્રેતાયુગના માનવા પડશે. બીજા એક હરિશ્ચન્દ્ર રાજાનું સર્વસ્વ હરનાર વિશ્વામિત્રની કથા મહાભારતાદિમાં મળે છે. કયા વિશ્વામિત્રના પુત્ર આ સુશ્રુત એ કાંઈક અંધારામાં છે એમ કવિરાજ ગણનાથ સેન કહે છે[2] તે સાચું છે.

એક બીજા વૈદ્યક તન્ત્રકાર વિશ્વામિત્રનું નામ પણ જૂના ટીકાકારોએ કરેલા ઉતારામાંથી મળે છે. આ વિશ્વામિત્રને તો ઉપલા સુશ્રુતપિતા વિશ્વામિત્રથી જુદા તથા પાછળના, કવિરાજ ગણનાથ સેન કહે છે તેમ, માનવા પડશે.

વિશ્વામિત્રના પુત્ર નહિ પણ શાલિહોત્ર મુનિના પુત્ર એવા એક સુશ્રુતનો ઉલ્લેખ અશ્વવૈદ્યકમાંથી મળે છે.[3] અને અગ્નિપુરાણમાં ગાય, ઘોડા અને હાથીઓના વૈદ્યકનો ઉપદેશ પણ ધન્વન્તરિએ જ સુશ્રુતને કર્યો હતો એમ કહેલું છે. પણ આ વાત એ સિવાય બીજા પુરાણમાં નથી સુશ્રુતસંહિતાના સુશ્રુતનો સમય તો ધન્વન્તરિના ઉપર નક્કી કરેલા સમયની નજીક જ માનવો પડશે.

નાગાર્જુન—સુશ્રુતસંહિતાનો વારંવાર પ્રતિસંસ્કાર થયો છે અને ડલ્હન નાગાર્જુનને પ્રતિસંસ્કર્તા કહે છે એ ઉપર નોંધ્યું જ છે. હવે આ પ્રતિસંસ્કર્તા નાગાર્જુનના સમયનો વિચાર કરીએ.

બુદ્ધ પછીના કાળમાં ભારતીય ઇતિહાસમાં અનેક નાગાર્જુનો થયા છે,[4] તેમાંથી સુશ્રુતસંહિતાના પ્રતિસંસ્કર્તા તે કયા? એ પ્રશ્ન

---

૧ विश्वामित्रसुत श्रीमान् सुश्रुत परिपृच्छति ।

૨. જુઓ ભાનુમતી સહિત સુશ્રુત સૂત્રસ્થાનનો ઉપોદ્ઘાત, પૃ. ૫.

૩ शालिहोत्रमृषिश्रेष्ठं सुश्रुत परिपृच्छति । શાલિહોત્રસંહિતા

૪. જુઓ કાશ્યપસંહિતાનો ઉપોદ્ઘાત, પૃ. ૬૪ ટિ. ૬.

વિકટ છે. માધ્યમકવૃત્તિના કર્તા અને બૌદ્ધશૂન્યવાદના પુરસ્કર્તા નાગાર્જુન તો ફિલસૂફ છે, વૈદ્ય નથી; માટે સુશ્રુતના પ્રતિસંસ્કર્તા નહિ એમ શ્રી. હેમરાજ શર્મા કહે છે તે યથાર્થ લાગે છે.[1]

બીજા એક નાગાર્જુન કક્ષપુટ, લોહશાસ્ત્ર, યોગશતકાદિ ગ્રન્થોના કર્તા તરીકે રસશાસ્ત્રના ઇતિહાસમાં જાણીતા છે. ચક્રપાણિદત્તે અતિગહન લોહશાસ્ત્રના કર્તા તરીકે મુનીન્દ્ર નાગાર્જુનનો ઉલ્લેખ કર્યો છે.[2] વૈદ્યક ગ્રન્થોમા નાગાર્જુનના નામના બીજા પણ એવા જ ઉલ્લેખો મળે છે.[3] આ સિદ્ધ નાગાર્જુન જ સુશ્રુતના પ્રતિસંસ્કર્તા હોવા જોઈએ, એમ શ્રી. હેમરાજ શર્માનો તથા કવિરાજ ગણનાથ સેનનો મત છે.[4] હવે શાતવાહન રાજાના સમકાલીન એક મહાવિદ્વાન બોધિસત્ત્વ નાગાર્જુનનો ઉલ્લેખ સાતમા શતકના ચિનાઈ બૌદ્ધ યાત્રી હુવાનચુઆગે કર્યો છે અને તેના સમકાલીન બાણ કવિએ પણ 'શ્રીહર્ષચરિત'મા નાગાર્જુનને શાતવાહન રાજાના મિત્ર કહેલ છે.[5] એ જોતા અગિયારમા શતકનો

---

૧. એજન.

૨. नागार्जुनो मुनीन्द्र शशास यो लोहशास्त्रमतिगहनम् । ચક્રદત્ત

૩. नागार्जुनेन लिखिता स्तम्भे पाटलिपुत्रके વૃન્દ-નેત્ર રોગાધ. નાગાર્જુનાભ્રક આદિ યોગો પણ પ્રસિદ્ધ છે

૪. કાશ્યપસંહિતાનો ઉપોદ્ઘાત, પૃ. ૬૪ ટિ ૬, અને ભાનુમતી સહિત સુશ્રુત સૂત્રસ્થાનનો ઉપોદ્ઘાત.

૫. જુઓ કાશ્યપસંહિતાનો ઉપોદ્ઘાત, પૃ. ૬૪, ટિ. ૬ તથા તેમાં ઉતારેલુ 'હર્ષચરિત'નુ નીચેનુ વચન:—तामेकावलीं तस्मान्नागराजान्नागार्जुनो नाम लेभे च, त्रिसमुद्राधिपतये शातवाहनाय नरेन्द्राय सुहृदे स ददौ ताम् । ૫. શ્રી. હેમરાજ શર્મા પોતાના ગ્રન્થસંગ્રહમાં સચવાઈ રહેલી 'શાતવાહનચરિત'ની એક સંસ્કૃત પોથીમા પણ શાક્ય ભિક્ષુરાજ બોધિસત્ત્વ નાગાર્જુન મહારાજ શાતવાહનના ગુરુ હોવાનુ કહેલુ છે એમ કહે છે.

એલ્બીરૂની પોતાની પહેલાં સો વર્ષ એક રસાયનવિદ્યાનિપુણ નાગાર્જુન થઈ ગયા હોવાનું કહે છે તે કા તો કોઈ ત્રીજા નાગાર્જુન વિશે હોય કે એનો સમય જાણવામાં એલ્બીરૂનીની ભૂલ થઈ હોય

નાગાર્જુનના સમયનો નિર્ણય આ રીતે એની અનેકતાથી ગૂચવાઈ જાય છે. હર્નલ તો માધ્યમકવૃત્તિના કર્તા અને દંતકથા પ્રમાણે કનિષ્કના સમકાલીન[1] નાગાર્જુનને જ પ્રતિસંસ્કર્તા માને છે, અને એ રીતે એને ચરકના સમસામયિક ઠરાવે છે.[2] મને તો માધ્યમકવૃત્તિકર્તા દાર્શનિક નાગાર્જુનને માત્ર નામના ઐક્યથી પ્રતિસંસ્કર્તા માનવા તે ૫. હેમરાજ શર્મા પેઠે બેસતું નથી અને બૌદ્ધ તેમ જ જૈન શ્રુતપરંપરામાં[3] શાતવાહનના સમકાલીન નાગાર્જુનને રસશાસ્ત્રના વિદ્વાન માન્યા છે, તો એ પ્રતિસંસ્કર્તા હોઈ શકે હવે શાતવાહન નામ આન્ધ્રવંશના ઘણા રાજાઓએ ધારણ કર્યું હતું, એટલે કવિરાજ ગણનાથ સેન બુદ્ધજન્મ પછી બસો વર્ષ ઉપર નાગાર્જુનને મૂકે છે તે એની પ્રાચીનતમ મર્યાદા છે, પણ મને તો સુશ્રુતનો પ્રતિસંસ્કાર ઈ સ બીજાથી ચોથા શતક વચ્ચે થયો હોય એમ સાખ્યાદિ દર્શનો સાથે સુશ્રુતના દાર્શનિક વિચારોને સરખાવતા અને સાખ્યકારિકામાથી સુશ્રુતમા સ્પષ્ટ ઉતારો કરેલો છે એ જોતા લાગે છે[4] પછી એ નાગાર્જુન શાતવાહનના મિત્ર હો કે કોઈ બીજા હો

---

૧ 'રાજતરંગિણી મા નાગાર્જુનને કનિષ્કના સમકાલીન કહેલ છે

૨. 'સ્ટડીઝ ઈન ધી મેડિસીન ઓફ એન્શ્યન્ટ ઇંડિયા, ભૂપો, પૃ ૯

૩ જુઓ 'પ્રબન્ધચિંતામણિનું મારુ ગુજરાતી ભાષાન્તર, પૃ ૨૫૩થી ૨૫૫ તથા ૨૫૫ પૃષ્ઠની ટિ ૨૮

૪ જુઓ 'આયુર્વેદના દાર્શનિક તથા સદ્વૃત્ત સબધી પ્રકરણોનો અભ્યાસ, પૃ ૫૮,૫૦

## કાશ્યપસંહિતા અથવા વૃદ્ધજીવકતંત્ર

કાશ્યપસંહિતા અથવા વૃદ્ધજીવકતંત્ર નામનો ચરક, સુશ્રુત અને ભેલના કાળનો પણ ભેલ કરતાં પણ વધારે ખંડિત ગ્રન્થ નેપાળ રાજગુરુ પં. હેમરાજ શર્માના ગ્રંથસંગ્રહમાં મળી આવ્યો છે. એ ગ્રન્થની હાથપ્રતને લગતી વીગત એના લાંબા ઉપોદ્‌ઘાતના આરંભમાં આપી છે. એ ગ્રન્થ ઈ. સ. ૧૯૩૮ માં વૈદ્ય જાદવજી ત્રીકમજી આચાર્ય વડે સંપાદિત થઈને ૨૪૦ પૃષ્ઠના ઉપોદ્‌ઘાત સાથે નિર્ણયસાગર પ્રેસમાં છપાઈને બહાર પડ્યો છે. જેમ ચરકસંહિતા તથા ભેલસંહિતા કાયચિકિત્સા-પ્રધાન ગ્રંથો છે અને સુશ્રુતસંહિતા શલ્યતંત્ર-પ્રધાન છે, તેમ આ કાશ્યપસંહિતા કૌમારભૃત્યતંત્ર છે.

કાશ્યપસંહિતાના કર્તાઓની પણ ચરકસુશ્રુતના કર્તાઓ પેઠે પરંપરા છે. જેમ ચરકસંહિતાના મૂળ ઉપદેશક પુનર્વસુ આત્રેય છે, તેમ આ કાશ્યપસંહિતાના મૂળ ઉપદેશક મારીચ કશ્યપ છે. ઋચીકના પુત્ર જીવકે, કશ્યપે રચેલા એ મોટા તંત્રનો સંક્ષેપ કર્યો છે. પછી કલિયુગમાં એ તન્ત્ર નષ્ટ થઈ ગયું. પણ એ જીવકના જ વંશના વાત્સ્યે એનો પ્રતિસંસ્કાર કર્યો.[1] આ રીતે કાશ્યપસંહિતા પણ ઉપલબ્ધ ચરકસુશ્રુત પેઠે પ્રતિસંસ્કૃત છે.

વળી આ ખંડિત સંહિતામાં જ[2] લખ્યું છે કે વૃદ્ધ જીવકતંત્ર નષ્ટ થયેલું[3] એ જોતાં મૂળ ઉપદેશક કાશ્યપનો તથા

૧ જુઓ કાશ્યપસંહિતાનો ઉપોદ્‌ઘાત, પૃ. ૨૭-૨૮ માં કાશ્યપ-સંહિતામાંથી ઉતારેલા શ્લોકો.

૨ આ ગ્રન્થની જે એક જ પોથી પં. હેમરાજ શર્માને મળી છે તેમાં ૨૯ મા પૃષ્ઠથી શરૂ થાય છે અને ૨૬૪ મા પૃષ્ઠ સુધી જ પાનાં છે. મતલબ કે આરંભના દશ-બાર અધ્યાય નથી મળ્યા. છેવટના ખિલ ભાગના ૮૦ અધ્યાયમાંથી ૨૬ અધ્યાયો જ મળ્યા છે અને વચ્ચે વચ્ચે પણ ઘણાં પાનાં, લગભગ ૪૫ જેટલાં, તૂટે છે. અને જે પાનાં છે તેમાંયે ઘણી પંક્તિઓ તૂટે છે. (જુઓ ઉપોદ્‌ઘાત, પૃ. ૨૭ તથા ગ્રન્થના પૃ. ૧ની ટિ. ૧)

૩ ततः कलियुगे तन्त्रं नष्टमेतद्यदृच्छया । ઉપોદ્‌ઘાત પૃ. ૨૮

જીવકનો ઘણા વિસ્તારથી પં. હેમરાજ શર્માએ વિચાર કર્યો છે, પણ એની બહુ જરૂર મને લાગતી નથી. એટલે પં. હેમરાજ શર્માએ પુષ્કળ ઊહાપોહ પછી જે નિર્ણય કર્યો છે તે જ અહીં ઉતારુ છું.[1]

પં. હેમરાજ શર્મા કહે છે કે આત્રેયના સમકાલીન તરીકે મારીચ કશ્યપનો ઉલ્લેખ, વાર્યોવિદનો આત્રેય અને કશ્યપ બેયના સમકાલીન હોવાનો ઉલ્લેખ, આત્રેયના અન્તેવાસી તરીકે ભેલનો તથા ગાન્ધારના રાજા નગ્નજિતનો ઉલ્લેખ, નગ્નજિત અને દારુવાહનુ ઐક્ય અને દારુવાહનો કાશ્યપતંત્રમાં નિર્દેશ, ગાન્ધારરાજ નગ્નજિતનો ઐતરેય બ્રાહ્મણમાં અને તેના પુત્ર સ્વર્જિતનો શતપથ બ્રાહ્મણમાં નિર્દેશ વગેરે ઉલ્લેખો પરસ્પર મેળવીને વિચાર કરતાં એમ લાગે છે કે મારીચ કશ્યપ, પુનર્વસુ આત્રેય, ભેલ, નગ્નજિત દારુવાહ, અને વાર્યોવિદ એ ભૈષજ્યવિદ્યાના આચાર્યો ઐતરેય અને શતપથના કાળથી અર્વાચીન નથી, અને થોડાઘણા એક-બીજાની આગળપાછળ છે.

સામાન્ય રીતે ઉપર જુદી જ વિચારશ્રેણીથી ચરક અને સુશ્રુતના મૂળ ઉપદેશકનો જે સમય નક્કી કર્યો છે તેની સાથે પં. હેમરાજ શર્માનો ઉપલો નિર્ણય અવિરુદ્ધ છે. વળી પં. હેમરાજ શર્મા કહે છે કે બૌદ્ધ મહાવગ્ગ આદિ ગ્રન્થોમા જેની કથા મળે છે તે જીવક અને આ તંત્રના કર્તા વૃદ્ધ જીવક ભિન્ન છે, કારણ કે બૌદ્ધ ગ્રન્થોમા એ જીવકને, કુમારે પાળીને ઉછેર્યો માટે તેને કુમાર-ભૃત્યસંજ્ઞા મળી એમ કહેલું છે વળી એ કથામા જીવકને શસ્ત્રકર્મ કરનાર કહેલ છે. ત્યારે આ તંત્રકર્તા જીવક કૌમારભૃત્ય (બાલ-કોના રોગોની ચિકિત્સા)ના વિદ્વાન છે. પણ બૌદ્ધ કથાઓનો સંગ્રહ કરનાર ભિક્ષુઓ આયુર્વેદીય પરિભાષાના જાણકાર ન હોવાથી

1 કાશ્યપસંહિતાનો ઉપોદ્ઘાત, પૃ. ૧૦૧.

કૌમારભૃત્ય ( પાલિ–કુમાર ભચ્ચ ) સંજ્ઞા માટે નવી દંતકથા જોડે અને વૈદ્યકનો ચમત્કાર દર્શાવવા માટે શસ્ત્રકર્મનો ઉલ્લેખ કરે[૧] એ સ્વાભાવિક છે. એટલે મારા મતે આ વૃદ્ધ જીવક ભગવાન બુદ્ધના સમકાલીન બૌદ્ધ ગ્રન્થોક્ત જીવક હોય એમાં કાંઇ અસંભવિત નથી.

કૌમારભૃત્યના આચાર્ય તરીકે જીવકનો ઉલ્લેખ નાવનીતકમાં મળે છે. એ ગમે તેમ હો, કૌમારભૃત્ય–બાલરોગચિકિત્સા–નો મૂળ ઉપદેશ અને તેની કાંઇક રચના અગ્નિવેશતંત્રની સમસામયિક હોવાનો સંભવ સ્વીકાર્યા છતાં આ કાશ્યપસંહિતા તો વાત્સ્યે પ્રતિસંસ્કૃત છે. અને વાત્સ્યનો સમય નક્કી કરવાનું કાંઇ સાધન નથી. માત્ર એક વિચિત્રતા નોંધવા જેવી છે કે વૈદિક સંપ્રદાયના આ ગ્રન્થમાં કાળવિભાગના વર્ણનમાં ઉત્સર્પિણી, અવસર્પિણી જેવા જૈન પરિભાષાના શબ્દો મળે છે. અને કૃતયુગના મનુષ્યનાં શરીરાદિનો સાત રાત સુધી જ ગર્ભવાસ, અભેદ્ય અને અચ્છિદ્ય, હાડકાં વગરનું આયુ, જન્મતાં જ સર્વ કર્મ કરવાની શક્તિ વગેરે અદ્ભુત કલ્પના છે.[૨] બીજું અવ્યક્તમાંથી અહંકાર વગેરે જે મોળ વિકારોનું વર્ણન આ ગ્રન્થમાં છે તે સ્પષ્ટ રીતે સુશ્રુત પેઠે સાંખ્યકારિકાને અનુસરે છે.[૩] અને ગ્રન્થને સમગ્ર રીતે જોતાં પણ ચરક અને સુશ્રુત પછી તરતમાં આ પ્રતિસંસ્કૃત ગ્રન્થ રચાયો હોય એવો સંભવ મને લાગે છે.

## ચરક–સુશ્રુત–ભેલનું પૌર્વાપર્ય

પૌર્વાપર્યની બાબતમાં આયુર્વેદવિદ્વાનોના મોટા ભાગનો એવો મત છે કે મૂળ અગ્નિવેશતંત્ર સૌશ્રુતતંત્ર કરતાં કાંઇક

૧ ઉપલી બૌદ્ધ કથાની રચના પછી દોઢ હજાર વર્ષે રચાયેલા 'ભોજ-પ્રબંધ'માં ય ચમત્કાર દર્શાવવા ખોપરીનું શસ્ત્રકર્મ કર્યાની કથા લખી છે.

૨ કાશ્યપસંહિતા, પૃ. ૪૪.

૩ એજન, પૃ. ૪૫.

પ્રાચીન છે. પછી ચરકસંહિતાની રચના, ભાષાશૈલી, વગેરેમાં પ્રાચીનતાની છાપ દેખાય છે, જ્યારે સુશ્રુતની રચનામાં વ્યવસ્થા તરી આવે છે જે સુશ્રુતનો પ્રતિસંસ્કાર ચરકના પ્રતિસંસ્કાર પછી થયો છે, એમ સૂચવે છે અત્યારની ચરકસંહિતામાં ધન્વન્તરિમતનો ઉલ્લેખ મળે છે, જ્યારે સુશ્રુતમાં ચરકનાં વચનો ઉતારેલાં છે પ્રતિસંસ્કાર થયા પહેલાં ઘણાં વર્ષોથી બેય તંત્રો વિદ્યમાન હોવાથી આ રીતે પ્રતિસંસ્કર્તાઓ દ્વારા પરસ્પર ઉલ્લેખ–ઉદ્ધાર સ્વાભાવિક છે પં. હરિપ્રપન્નજી ચરકમાં ઘણા સુશ્રુતોક્ત સિદ્ધાન્તો સ્વીકારેલા છે,[1] માટે વર્તમાન ચરક સુશ્રુતથી અર્વાચીન છે એમ કહે છે અને સુશ્રુતમાં ચરકમાંથી પાઠોનો ઉદ્ધાર કર્યો છે એ વાત કબૂલ કરતા નથી સુશ્રુતમાંથી ભેલ નામ સહિત ઉતારા કરે છે અને અગ્નિવેશ તથા ભેલ એક ગુરુના શિષ્ય છે, માટે પણ સુશ્રુતથી ચરક અર્વાચીન છે એવું તેઓ પ્રતિપાદન કરે છે[2] આથી ઊલટું મ મ કવિરાજ ગણનાથ સેન ચરકના કેટલાક વચનોને સુશ્રુતમાં સ્પષ્ટ ઉતારેલા છે એ દર્શાવીને કહે છે કે સુશ્રુતસંહિતાનો પ્રતિસંસ્કાર ચરકના પ્રતિસંસ્કાર પછી થયો છે[3] મને એ જ વાત સાચી લાગે છે આયુર્વેદની આ પ્રાચીન સંહિતાઓના પૌર્વાપર્યનો ક્રમ મને નીચે પ્રમાણે દેખાય છે દૃઢબલના પ્રતિસંસ્કાર અને ઉમેરા વગરની ચરકસંહિતા પ્રથમ સંહિતા, પછી ઉત્તરસ્થાન વગરની સુશ્રુતસંહિતા, પછી ઉત્તરસ્થાન, પછી ભેલસંહિતા, પછી નાવનીતક અને છેલ્લા દૃઢબલ દૃઢબલનો સમય લગભગ ઈ સ ૪૦૦ની આસપાસ આ રીતે જોતાં ઉપલબ્ધ ભેલસંહિતા પણ જો કે એના પ્રતિસંસ્કારનો ઉલ્લેખ નથી મળતો છતાં પ્રતિસંસ્કૃત હોવી જોઈએ

---

૧ જુઓ ચરક શા ૬–૧૮ તથા ૮–૨૯, ચિ ૫–૬૪ વગેરે

૨ 'રસયોગસાગર'નો અંગ્રેજી ઉપોદ્ઘાત, પૃ. ૭૨–૭૧ સંસ્કૃત ઉપોદ્ઘાત, પૃ. ૨૫.

૩ જુઓ 'પ્રત્યક્ષ શારીર'નો ઉપોદ્ઘાત, પૃ. ૫૧

અને એવુ માનતાં પં. હરિપ્રપન્નજીની અગ્નિવેશ અને ભેલ એક ગુરુના શિષ્ય હોવાની દલીલનું બળ તૂટી જાય છે.

ઈ. સ. પાંચમું શતક, આ રીતે આયુર્વેદસંહિતાઓની અર્વાચીન મર્યાદા ઠરે છે. હરિશ્ચન્દ્રાદિ ટીકાકારોની ટીકાઓ રચાવાની શરૂઆત પાંચમા શતકમાં થઈ છે અને ચરકસુશ્રુત ઉપરથી વૃદ્ધ વાગ્ભટ જેવા સંગ્રહગ્રન્થો રચાવાની શરૂઆત પણ એ જ શતકમાં થઈ છે. એ જોતાં ઈ. સ. પાંચમા શતકમાં ચરકસુશ્રુતસંહિતાઓ પૂર્ણ હતી એમ જ માનવું યોગ્ય છે. આ દેશના પ્રાચીન સાહિત્યને અર્વાચીન કાળ તરફ ખેંચવાનું જેમનું વલણ ગણાય છે એવા પાશ્ચાત્ય પંડિતો પણ ઉપરની અર્વાચીન મર્યાદા સ્વીકારે છે.[1] અલબત્ત સંપૂર્ણ ટીકાઓ ૧૧ મા શતકની જ મળે છે, એટલે તે પહેલાંના સૈકાઓનો પાઠ ચોક્કસ નક્કી કરવાની મુશ્કેલી[2] હોવા છતાં સંપૂર્ણ ગ્રન્થો ઈ. સ. પાંચમા શતકમાં હતા એ ચોક્કસ છે.

ચરકસુશ્રુતના સમય વિશે અહીં સુધી જે વિચાર કર્યો તેથી સ્પષ્ટ દેખાય છે કે એ ગ્રન્થોના મૂળ ઉપદેશક ઇ. સ. પૂર્વે પાંચમા–છઠ્ઠા શતકમાં શતપથાદિ બ્રાહ્મણોના કાળમાં થઈ ગયા. અને તે પછી તરતમાં કાંઈક ગ્રન્થો રચાયા હશે, કદાચ સૂત્રશૈલીમાં.[3] પણ એ કાળનું વૈદિક ભાષામાં કે સૂત્રમાં લખાયેલું કાંઈ સાહિત્ય જળવાયું નથી, અને અત્યારે જે ગ્રન્થો છે તેમાંથી જૂનો નવો ભાગ જુદો પાડી શકાય એમ નથી. મૂળ ઉપદેશના સમય

---

૧ રૅડોલ્ફ એફ. જી. મુલર કહે છે કે આયુર્વેદિક સંહિતાઓનો પ્રથમ રચના સમય લગભગ ઇ. સ. ની પહેલી સહસ્રાબ્દીના મધ્યમાં મૂકી શકાય. (જુઓ જ. રૉ. એ. સો. ૧૯૩૨, પૃ. ૭૮૪ થી ૮૧૪), આ. વિ., પુ. ૧૮, પૃ. ૧૪૧.

૨ ડલ્લન જેવા ટીકાકારે પાઠચર્ચા કરી જ છે.

૩ ચરકસંહિતામા સૂત્રકાર ઋષિઓનો ઉલ્લેખ આવે છે તે આ ગ્રન્થકારોને અનુલક્ષીને હશે.

પછી સેંકડો વર્ષ સુધી ચાલેલ શોધખોળ, સુધારાવધારા અને ગ્રન્થોના પ્રતિસંસ્કાર પછી વર્તમાન સંહિતાઓ તૈયાર થઈ છે અને એ વૈદિક ભાષામાં નહિ પણ પાણિનિ પછીની મહાભારતીય ભાષામાં છે.[1]

ચરકસુશ્રુતના સમયનિર્ણયની ચર્ચામાં એક વસ્તુ નોંધવાની બાકી રહે છે તે અહીં જ નોંધવી ઠીક છે. ચરકસંહિતામાં વૈદ્યક કાર્ય માટે પ્રશસ્ત નક્ષત્ર, કરણ, મુહૂર્તાદિનો ઉલ્લેખ છે. પણ તેમાં વારનો ઉલ્લેખ નથી, અને શંકર બાલકૃષ્ણ દીક્ષિતના 'ભારતીય જ્યોતિઃશાસ્ત્ર' (પૃ. ૧૩૯) માં વારનાં નામોની શકકાળ પહેલાં એક હજાર વર્ષ ઉપર ભારતમાં પ્રવૃત્તિ થઈ છે એવું વિધાન છે, તેનો હવાલો અગ્નિવેશતંત્રના સમયનિર્ણયમાં શ્રી. જાદવજી ત્રીકમજી આચાર્યે આપ્યો છે.[2] પણ એ વિદ્વાન પોતે જ પ્રતિસંસ્કૃત ચરકસંહિતાને એટલા જૂના કાળમાં નથી મૂકતા.[3] વળી ભાગવત જેવા ઈ. સ. ચોથા શતક પછીના ગ્રન્થમાં પણ વારનો ઉલ્લેખ નથી તથા શં. બા. દીક્ષિતની કાલગણના એ વિષયમાં સર્વમાન્ય નથી એટલે એકલી એ દલીલ નિર્ણાયક ન થઈ શકે. અને અનેક પ્રકારના બીજા બળવાન પુરાવાઓ વડે ચરકસુશ્રુતાદિ સંહિતાઓના સમય વિશે ઉપર નિર્ણય કર્યો છે, તેમાં ફેરફાર કરવા માટે જ્યોતિષના ઇતિહાસની આ દલીલ પૂરતી પ્રબળ અને લાગતી નથી.

## ગાય, અશ્વ અને હાથીનું વૈદ્યક

આ દેશમાં ખેતી ચાલુ થઈ ત્યારથી ગાય અને બળદનું મહત્ત્વ આર્યોના ધ્યાનમા આવ્યું હતું. બ્રાહ્મણગ્રન્થોના કાળમાં ઘણી ગાયો

---

૧ મહાભારતનું હાલનું સ્વરૂપ ઈ. સ. ચોથા શતકથી અર્વાચીન નથી.

૨ જુઓ ચરકસંહિતા (નિ. પ્રે. ની આવૃત્તિ)માં એમનો ઉપોદ્ઘાત તથા આ વિ., પૃ. ૧૮, પૃ. ૧૦૭.

૩ એજન પૃ. ૧૧૦.

રાખવી એમાં મહત્તા મનાતી. ઘોડો પણ વાહન તરીકે વેદકાળમાં વપરાતો હતો. પણ તે પછીના કાળમાં ઘોડાઓ અને હાથીઓની લશ્કરનાં અંગ તરીકે કીમત વધી. આ ઐતિહાસિક સ્થિતિમાં પ્રાણીનું વૈદ્યક પણ મોટે ભાગે માનુષ-વૈદ્યકના ધોરણે જ વિકાસ પામે એ સ્વાભાવિક છે. અને વસ્તુતઃ એમ જ બન્યું છે. અશ્વવૈદ્યક અને ગજવૈદ્યક ઉપર જે સાહિત્ય મળે છે તેનો પ્રાચીનતમ અંશ પણ આયુર્વેદના મૂળ ગ્રન્થો રચાયા પછી તૈયાર થયો છે. અને એ રીતે હસ્ત્યાયુર્વેદ આદિ સાહિત્યનું વૈદ્યક સાહિત્યમાં સ્થાન ધ્યાનમાં રાખીને જ, ઉપલબ્ધ ગ્રન્થોનો રચના-સમય ગમે તે હોય પણ, એની નોંધ અહીં કરવાનું યોગ્ય ધાર્યું છે.

**અશ્વવૈદ્યક**—શાલિહોત્રસંહિતા નામનો ગ્રન્થ જો કે અત્યારે આખો મળતો નથી પણ પુનર્વસુ આત્રેય અને ધન્વન્તરિ પેઠે અશ્વવૈદ્યકના મૂળ ઉપદેશક તરીકે હયઘોષના પુત્ર શાલિહોત્ર પ્રસિદ્ધ છે અને તેણે સુશ્રુતને ઉપદેશ કર્યો હતો એમ કહ્યું છે. શાલિહોત્રની એક અપૂર્ણ હાથપ્રત ઇંડિયા ઑફિસ લાયબ્રેરીમાં છે.[1] આ ગ્રન્થમા અષ્ટાંગ અશ્વવૈદ્યકનુ આઠ સ્થાનમાં વર્ણન કર્યું છે. પણ જે મળે છે તે તો ત્રુટિત પ્રથમ સ્થાન છે. બીજે બીજા કટકાઓ પણ ત્રુટિત મળ્યા છે.[2]

આ ગ્રન્થનુ કે અશ્વવૈદ્યક સંબંધી કોઈ બીજા સંસ્કૃત ગ્રન્થનુ કુર્રત ઉલ મુલ્ક નામથી ઈ. સ. ૧૩૮૧ માં ફારસી ભાષાન્તર થયું છે. વળી આવા જ કોઈ પુસ્તકનું મોગલ શહેનશાહ શાહજહાનના વખતમાં કિતાબ ઉલ વૈતર્ નામથી અરબીમાં

૧ જુઓ ગિરીશચન્દ્ર મુખોપાધ્યાયનુ 'હિસ્ટરી ઑફ ઇંડિયન મેડિસીન', ગ્ર. ૨, પૃ. ૩૬૬ થી ૩૭૨.

૨ એજન, પૃ. ૩૭૪.

ભાષાન્તર થયું છે અને તેનું કે પછી કોઈ બીજાનું અંગ્રેજી ભાષાન્તર ઈ. સ. ૧૭૮૮ માં કલકત્તામાં છપાયું છે.[1] અશ્વવૈદ્યકના કોઈક ગ્રન્થનું તિબેટની ભાષામાં પણ ભાષાન્તર થયું છે.

એક શાલિહોત્રીય અશ્વશાસ્ત્ર નામનો સંસ્કૃત ગ્રન્થ મદ્રાસની ગવર્નમેન્ટ ઓરિયેન્ટલ મેન્યુસ્ક્રિપ્ટ્સ લાયબ્રેરીમાં છે.[2] એક ગણરચિત અશ્વાયુર્વેદની હાથપ્રતની નોંધ નેપાળના કેટલોગમાં છે.[3] વર્ધમાનનો યોગમંજરી નામનો ગ્રન્થ, દીપંકરનું અશ્વવૈદ્યક શાસ્ત્ર અને ભોજના પણ ૧૩૮ શ્લોકના શાલિહોત્ર ગ્રન્થની નોંધ મળે છે.[4] એક કલ્હણવિરચિત શાલિહોત્રસારસમુચ્ચયની હાથપ્રત મળે છે.[5] એક હયલીલાવતી નામના ગ્રન્થનો ઉલ્લેખ જયદત્તના અશ્વવૈદ્યકની પ્રસ્તાવનામાં શ્રી કવિરાજ ઉમેશચન્દ્ર દત્તે કર્યો છે. આ છૂટક ગ્રન્થો ઉપરાંત અગ્નિપુરાણ જેવા ગ્રન્થોમાં અશ્વવૈદ્યક સંબંધી પ્રકરણો મળે છે.

પણ અશ્વવૈદ્યકના ઉપલબ્ધ સાહિત્યમાંથી બે ગ્રન્થો (૧) જયદત્તસંકલિત અશ્વવૈદ્યક, અને (૨) નકુલકૃત અશ્વચિકિત્સા બંગાલ રૉ. એ. સો. તરફથી 'બિબ્લોથિકા ઇન્ડિકા' સીરીઝમાં છપાયેલ છે.

પાંડવો વિરાટનગરમાં છૂપે વેષે રહ્યા ત્યારે નકુલે વિરાટ રાજાના ઘોડાઓની સંભાળ રાખવાનું અને સહદેવે ગાયોની સંભાળનું કામ માથે લીધેલું[6] એ મહાભારતીય આખ્યાયિકાને પરિણામે નકુલના નામે અશ્વચિકિત્સાનો ગ્રન્થ ચઢ્યો હોય એવો સંભવ છે.

---

૧ એજન, પૃ. ૩૭૮ થી ૩૮૨.
૨ એજન, પૃ. ૩૯૪
૩ એજન, પૃ. ૭૫
૪ જુઓ કીથનું 'હિસ્ટરી ઓફ્ સંસ્કૃત લિટરેચર', પૃ. ૪૬૫.
૫ વૈદ્યરાજ જા. ત્રી. આચાર્ય પાસે હાથપ્રત છે.
૬ જુઓ મહાભારત, વિરાટપર્વ.

અશ્વચિકિત્સાનો આરંભ તો કદાચ હસ્તિચિકિત્સા સાથે ઇ. સ. પૂર્વે ત્રીજા ચોથા શતકમાં થયો હશે. પણ શાલિહોત્રના સમય માટે ચોક્કસ પુરાવો ગણાય એવું તો પંચતંત્ર (૫–૭૯)માં ઘોડાના દાહ ઉપર વાંદરાની ચરબીની ચિકિત્સા શાલિહોત્રના નામથી આપી છે એ ઉદાહરણને ગણવું પડશે.[૧] અને અત્યારે ઉપર નોંધેલા જે બે ગ્રન્થો છપાયેલા છે તેમાંથી એક વિજયદત્તના પુત્ર મહાસામન્ત જયદત્તસૂરિના અશ્વવૈદ્યકની હાથપ્રત ઈ. સ. ૧૪૨૪ ની મળે છે[૨] અને તેમાં અગ્નિનો ઉલ્લેખ છે એ જોતાં એ ગ્રન્થને ઈ. સ. ૧૩ મા શતકનો માની શકાય. અને બીજા નકુલની અશ્વચિકિત્સા ગ્રન્થની ઈ. સ. ૧૩૬૪ની હાથપ્રત નેપાળમાંથી મળી છે.[૩] એટલે તે પહેલાંનો એ ગ્રન્થ ખરો જ. જયદત્તના અશ્વવૈદ્યકમાં ૬૮ અધ્યાયો છે જ્યારે નકુલની અશ્વચિકિત્સામાં ૧૮ અધ્યાયો છે. શાલિહોત્રીય શાસ્ત્ર જોઈને પોતે ગ્રન્થ લખ્યો છે એમ નકુલ કહે છે. જયદત્ત પણ શાલિહોત્ર શાસ્ત્રનો ઉલ્લેખ કરે છે.

પણ જયદત્તમાં નકુલનો ઉલ્લેખ નથી. વળી શાર્ઙ્ગધર પદ્ધતિમાં જયદેવના કહીને અશ્વશાસ્ત્રને લગતા થોડા શ્લોકો ઉતાર્યા છે.[૪] હવે આ જયદેવ જો 'ગીતગોવિંદ'ના કર્તા જ હોય તો એનો સમય બારમું શતક છે. પણ એમ ન હોય તોપણ જયદત્તસૂરિનો સમય ૧૩ મા શતકથી બહુ દૂર નથી અને નકુલનો ગ્રન્થ તે પહેલાંનો પણ બહુ જૂનો નહિ એમ લાગે છે; જોકે ચોક્કસ પુરાવો નથી.

જયદત્તસૂરિનો ગ્રન્થ ઘોડાના રોગોની ચિકિત્સાનો સંપૂર્ણ ગ્રન્થ છે. સામાન્ય આયુર્વેદિક પદ્ધતિને એનાં નિદાન ચિકિત્સા

---

૧ મેડિસીન, જોલી, પૃ. ૧૪.

૨ એજન.

૩ એજન તથા એની ફૂટનોટ ૮.

૪ જુઓ અશ્વવૈદ્યકની કવિરાજ ઉમેશચન્દ્ર દત્તની પ્રસ્તાવના.

અનુસરે છે. ઔષધો આયુર્વેદોક્ત છે, પણ ઘોડાની જાતો, ઘોડાનું વય ઓળખવાની રીતે, ઘોડાનો ખોરાક અને ઘોડાને થતા ખાસ રોગો વગેરેનું વર્ણન પણ એમાં છે.

## પાલકાપ્યનો હસ્ત્યાયુર્વેદ

હસ્ત્યાયુર્વેદના કર્તા પાલકાપ્ય મુનિ વિશે એવી દંતકથા છે કે રાજા દશરથના સમકાલીન, અંગદેશ–ચંપાના[1] રાજા રોમપાદ કે લોમપાદ કે જેઓ ઋષ્યશૃંગ મુનિના સસરા થાય તેઓએ પાલકાપ્ય મુનિને હાથીઓને વશ કરવાની વિદ્યા શીખવા માટે બોલાવ્યા હતા. લોકમાનસની કલ્પનાએ હસ્ત્યાયુર્વેદના ઉપદેશક પાલકાપ્યને સામગાયનાખ્ય મુનિના વીર્યથી હાથણીના પુત્ર કલ્પ્યા છે.

હસ્ત્યાયુર્વેદ એ મોટો ગ્રન્થ છે. પૂનાની આનન્દાશ્રમ સીરીઝમાં છપાયો છે. આ ગ્રન્થમાં હાથીઓના રોગો અને તેની ચિકિત્સાનો વર્ણન સાથે હાથીઓના લક્ષણો, હાથીઓના વર્ણો, હાથીને પકડવાની તથા પાળવાની રીત વગેરે પણ છે

હસ્ત્યાયુર્વેદમાં ચાર વિભાગ કે સ્થાન છે (૧) મહારોગસ્થાન–જેમાં મહારોગોનું વર્ણન છે, (૨) ક્ષુદ્રરોગસ્થાન, (૩) શલ્યસ્થાન–જેમાં હાથીઓની શસ્ત્રચિકિત્સાનું વર્ણન છે, શારીર, ગર્ભાવક્રાન્તિ, શસ્ત્રો અને યન્ત્રો વગેરેનું વર્ણન પણ આ સ્થાનમાં જ છે, અને (૪) ઉત્તરસ્થાન. આ ચાર સ્થાનમાં કુલ ૧૬૦ અધ્યાયો છે અને હાથીના લગભગ ૧૮૭ રોગોનું વર્ણન છે

પાલકાપ્યના આ હસ્ત્યાયુર્વેદનો સમય નક્કી કરવાનું કોઈ સાધન નથી એટલી વાત ચોક્કસ છે કે હાથીઓને પાળવાની વાત મહાભારતમાં છે, એટલું જ નહિ પણ ઈ. સ. પૂર્વે ચોથા

---

[1] હાલના ભાગલપુર શહેરથી ૨૪ માઇલ ઉપર આવેલા પાથરઘાટને કનિંગહામે ચંપા માન્યું છે. (જુઓ 'હિસ્ટરી ઑફ ઇંડિયન મેડિસીન,' ગ્ર. ૨, પૃ. ૪૦૦)

શતકમાં મગધમાં ગ્રીક એલચી તરીકે રહી જનાર મેગેસ્થિનિસને ભારતમાં હાથીઓને પાળવામાં આવતા એ હકીકતની તો ખબર છે જ; પણ હાથીઓના આંખના રોગ ઉપર દૂધના ઉપયોગની અને બીજા રોગો તથા વ્રણો ઉપર ગરમ પાણી, ડુક્કરનું માંસ આસવ અને ઘીના ઔષધ તરીકે ઉપયોગની પણ ખબર છે.[૧] એટલે હાથીઓની ચિકિત્સાનો કાંઇક પ્રચાર ઈ. સ. પૂર્વે ચોથા શતકમાંયે હતો. પછી અશોકે કોતરાવેલા શિલાલેખમાં મનુષ્ય-ચિકિત્સા અને પશુચિકિત્સા માટે ઔષધોની વ્યવસ્થા પોતે કરી હોવાનું કહેલું છે. મતલબ કે ઈ. સ. પૂર્વે ત્રીજા શતકમાં પશુ-ચિકિત્સા આ દેશમાં કોઈક રૂપમાં હતી ખરી.[૨]

ઈ. સ. ચોથા શતકના સિલોનના રાજા બુધદાસે જેમ પોતાના લશ્કરમાં માણસો માટે ચિકિત્સકો રાખ્યા હતા તેમ હાથીઓ અને ઘોડાઓ માટે પણ રાખ્યા હતા.[૩]

આ રીતે ઈ. સ. પૂર્વે ચોથા શતકથી હાથીનું અને ઘણુ કરી ઘોડાનું પણ કાંઈક વૈદક શરૂ થયું હશે. અને હસ્ત્યાયુર્વેદની સમગ્ર રચના ચરકસુશ્રુતને અનુસરે છે, એ જોતાં એ સંહિતાઓ પૂર્ણ થયા પછી દ્રઢબલ પહેલાં કે પછી એ ગ્રન્થ રચાયો હોવો જોઈએ. બીજી તરફથી એલ્બીરૂની (ઈ. સ. ૧૦૩૦) એ હાથીઓના વૈદક સંબંધી કોઈક ગ્રન્થનું ઉદાહરણ આપ્યુ છે,[૪] એ જોતાં બીજો ચોક્કસ પુરાવો ન મળી આવે ત્યાંસુધી ઈ. સ. ૧૧ મા શતક પહેલાં અને ઘણું કરી ઈ. સ. ચોથા પાંચમા શતકમાં હસ્ત્યાયુર્વેદ રચાયો છે એમ માનવું યોગ્ય છે.

---

૧ જુઓ મેડિસીન, જોલી, પૃ. ૬૪.

૨ ઇન્સ્ક્રિપ્શન્સ ઑફ અશોક, પૃ. ૫૧ અને ૬૬.

૩ મેડિસીન, જોલી, પૃ. ૧૪

૪ એજન.

હસ્ત્યાયુર્વેદના રોગોનું વર્ગીકરણ, નિદાન, ચિકિત્સાક્રમ ઇત્યાદિ સામાન્ય આયુર્વેદના ધોરણને અનુસરે છે, છતાં એમાં હાથીઓને જ ખાસ થતા રોગો (દા ત, મદરોગ[1] વગેરે)નું વર્ણન તથા એની ચિકિત્સા વગેરે ઘણું નવું વસ્તુ છે.

હસ્ત્યાયુર્વેદ ઉપરાંત 'માતંગલીલા' નામનો એક હાથીઓના વૈદકને લગતો નારાયણનો રચેલો ગ્રન્થ છે, જે ત્રિવેન્દ્રમ સંસ્કૃત સીરીઝમાં છપાયો છે. આ ગ્રન્થના કર્તા પણ પાલકાપ્ય મુનિને જ હસ્ત્યાયુર્વેદના આદિ આચાર્ય ગણે છે. કીથ આ ગ્રન્થને એની ભાષા પદરચના વગેરે ઉપરથી આધુનિક કહે છે[2]

અશ્વવૈદક અને ગજવૈદક પેઠે ગોવૈદકના કે બીજાં પશુઓના વૈદકના જુદા પુસ્તકો મળતા નથી, પણ ૧૪ મા શતકના 'શાર્ઙ્ગધરપદ્ધતિ' નામના ગ્રન્થમાં બકરાં ગાય વગેરેની ચિકિત્સાના પણ થોડા શ્લોકો છે

વૃક્ષાયુર્વેદ—આયુર્વેદાચાર્યોએ વૃક્ષને પણ સચેતન માનેલ છે[3] અને તેની ચિકિત્સા ઉપર ધ્યાન આપ્યું છે અત્યારે 'શાર્ઙ્ગધર પદ્ધતિ'માં વૃક્ષાયુર્વેદ અથવા ઉપવનવિનોદ નામનું ૨૩૬ શ્લોકોનું એક પ્રકરણ જળવાઈ રહ્યું છે અને આ વિષયમાં એ જ જોવા જેવું છે જોકે રાઘવભટ્ટનો 'વૃક્ષાયુર્વેદ' નામનો બીજો પણ ગ્રન્થ મળે છે

---

૧ સંસ્કૃત કાવ્યસાહિત્યમાં હાથીઓના મદની ગન્ધની ઘણી વાત આવે છે, એ મદ એક જાતનો હાથીનો રોગ છે, અને તેના હાથીના લમણા ઉપરના સ્રાવમાંથી ખાસ જાતની ઉગ્ર ગંધ આવે છે.

૨ 'હિસ્ટરી ઑફ સંસ્કૃત લિટરેચર,' પૃ ૪૬૫.

૩ જુઓ ચરકસંહિતા (સૂ. ૧ શ્લો ૪૮)ની ચક્રપાણિની ટીકા જેમાં નીચેનો શ્લોક ટીકાકારે ઉતાર્યો છે

अन्त सज्ञा भवन्त्येते सुखदु खसमन्विता ।

## વિલુપ્ત તંત્રો અને સંહિતાઓ

ચરકસંહિતા અને સુશ્રુતસંહિતા એ બે સંપૂર્ણ અને ભેલ તથા કાશ્યપ એ બે અપૂર્ણ સંહિતાઓ ઉપરાંત કાયચિકિત્સા આદિ ભિન્ન ભિન્ન અંગોના અનેક ગ્રન્થો ડલ્લનાદિ પ્રસિદ્ધ ટીકાકારોના સમયમાં વિદ્યમાન હતા એમ જુદીજુદી ટીકાઓમાં આપેલાં ઉદાહરણોથી દેખાય છે. કવિરાજ ગણનાથ સેને જુદીજુદી ટીકાઓમાંથી આ લુપ્ત ગ્રન્થોની યાદી 'પ્રત્યક્ષ શારીરના' ઉપોદ્ઘાતમાં જુદી તારવી છે. એમણે નમૂનાનાં ઉદાહરણો પણ ઉતાર્યાં છે તે છોડી દઈને નીચે લુપ્ત ગ્રંથોની યાદી જ 'પ્રત્યક્ષ શારીર'ના ઉપોદ્ઘાતમાંથી ઉતારવામાં આવે છે—

**કાયચિકિત્સાનાં તન્ત્રો**—(૧) અગ્નિવેશતન્ત્ર,[1] (૨) જતૂકર્ણસંહિતા, (૩) પરાશરસંહિતા, (૪) ક્ષારપાણિસંહિતા, (૫) હારીતસંહિતા,[2] (૬) ખરનાદસંહિતા,[3] (૭) વિશ્વામિત્રસંહિતા, (૮) અગસ્ત્યસંહિતા, (૯) અત્રિસંહિતા.[4]

**શલ્યતંત્રોઃ**—(૧૦) ઔપધેનવતંત્ર, (૧૧) ઔરભ્રતન્ત્ર,[5] (૧૨) વૃદ્ધ સુશ્રુતતન્ત્ર, (૧૩) પૌષ્કલાવતતન્ત્ર, (૧૪) વૈતરણતન્ત્ર,

૧ આ અગ્નિવેશતંત્ર ચરકસંહિતાથી જુદું છે એમ તેમાંથી ઉતારેલા પાઠોથી જણાય છે.

૨ હારીતસંહિતા છપાયેલી છે તે તો આધુનિક છે, એ નામના પ્રાચીન તંત્રમાથી ટીકાઓમા પાઠો ઉતારેલા મળે છે.

૩ ખરનાદસંહિતા ઉપરના ન્યાસની હાથપ્રતનું સાતમાથી નવમા શતક વચ્ચે લખાયેલુ એક પાનું ગીલ્જીતમાથી મળ્યુ છે. (જુઓ આયુર્વેદવિજ્ઞાન, પુ. ૨૨ પૃ. ૨૧૩).

૪ અત્રિસંહિતાનુ નામ પ્રસિદ્ધ છે. છપાયેલ પણ એનો કોઇ પાઠ કોઇ ટીકામાં ઉતારેલો મળતો નથી એટલે એનું અસ્તિત્વ સંદિગ્ધ છે. આત્રેયસંહિતા તો અર્વાચીન છે.

૫ સુશ્રુતમા ઔપધેનવ, ઔરભ્રના તંત્રોનો ઉલ્લેખ કર્યો છે (સૂ. ૪-૯) પણ એમાથી કોઈ ઉતારો કવિરાજ ગણનાથ સેનને મળ્યો નથી.

ભચ્ચ (કૌમારભૃત્ય) ની કથા.[1] આ કથામાંથી આયુર્વેદ જેને એ ગ્રન્થમાં એક શિલ્પ કહેલ છે તેના શિક્ષણ માટે તક્ષશિલામાં ખાસ સગવડ હોવાનુ સિદ્ધ થાય છે. અને બીજુ એક જીવક નામના કૌમારભૃત્યના આચાર્યનો ડલ્હનની ટીકામા, કાશ્યપસંહિતામાં તથા નાવનીતકમાં ઉલ્લેખ મળે છે. અને આ બૌદ્ધ જીવકને પણ કુમારભચ્ચ (કૌમારભૃત્ય) કહેલ છે, એ સામ્ય સૂચક છે. જીવકના શસ્ત્રક્રિયા સંબંધી તથા વિરેચનાદિ ચિકિત્સા સંબંધી જે ચમત્કારોનું વર્ણન વિનયપિટકમાં છે, તે તો એ પ્રકારની પૌરાણિક કથાઓ પેઠે ઇતિહાસમા ઉપેક્ષણીય જ છે.

આ જીવકની કથા ઉપરાંત વિનયપિટકમા જ એક ભૈષજ્ય સ્કંધ[2] છે તેમાથી પણ આયુર્વેદના ઇતિહાસ ઉપર થોડો પ્રકાશ મળે છે.

એ ભૈષજ્યસ્કંધના જ શબ્દો નીચે ઉતાર્યા છે

"એ વખતે ભગવાન શ્રાવસ્તીમા અનાથપિંડકના આરામ જેતવનમા વિહાર કરતા હતા એ વખતે ભિક્ષુઓ શરદ (ટાઢિયા) તાવના રોગમાથી ઊઠ્યા હતા એટલે યવાગુ પીએ તો તેની અને ભાત ખાય તો તેની ઊલટી થઇ જતી હતી તેથી ભિક્ષુઓ કૃશ, દુર્વર્ણ અને પીળા તથા ધમનિસંતત થઇ ગયા હતા

અને ભિક્ષુઓની આ સ્થિતિનો વિચાર કરીને આહારનુ કામ કરી શકે છતા સ્થૂળ આહાર ન ગણાય પણ ભૈષજ્ય ગણાય એવી વસ્તુમા ઘી માખણ, તેલ, મધ અને ખાંડનો વિચાર કર્યો અને

---

૧ વિનયપિટકના શ્રી રાહુલ સાંકૃત્યાયને કરેલા અને સારનાથની મહાબોધિ સોસાયટીએ છપાવેલા હિંદી ભાષાન્તર પૃ ૨૬૬ થી ૨૭૪ મા જીવક કૌમારભૃત્યનુ ચરિત્ર આપ્યુ છે અને તેમાથી આ નિ, પુ ૨૦, પૃ ૨૦ મા ઉતાર્યું છે.

૨ એજન, પૃ ૨૧૫ થી ૨૨૨

એ પાચની ભિક્ષુઓને અનુમતિ આપી." આમા દૂધનો ઉલ્લેખ નથી, એ ધ્યાનમા લેવા જેવું છે.

પછી રીંછ, માછલાં, સૂવર, ગધેડા વગેરેની ચરબી પકાવી તેલની સાથે મેળવીને લેવાની અનુમતિ આપી.

પછી દવાઓની જરૂર પડતા હળદર, આદુ, વજ, અતિવિષ, વાળો, નાગરમોથ વગેરે જળવાળી મૂળરૂપ દવાઓની અનુમતિ અને તેને વાટવા માટે ખરલબત્તાની પણ અનુમતિ આપી.

પછી લીંબડાનો કપાય, કડાછાલનો કપાય, પરોલ કપાય, કરંજનો કપાય અને બીજા પણ કપાયોની અનુમતિ આપી.

પછી પત્રરૂપ દવાઓ, જેમકે લીંબડાના પાન, કડાછાલના પાન, પટોલના પાન, તુળસીના પાન, કપાસના પાન વગેરે પાનની અનુમતિ આપી.

પછી ફળરૂપ દવાઓ, જેમકે વાવડિંગ, પીપર, મરી હરડા, બહેડા, આમળા વગેરેની અને હિંગ, સનજીનો ગૂંદ વગેરે ગૂંદની અનુમતિ આપી.

લવણો—મીઠું, સચળ, સિંધાલૂણ, વાનસ્પતિક લવણ (કયુ ?) અને જે કોઇ બીજુ પ્રચલિત હોય તેની અનુમતિ આપી.

ચૂર્ણરૂપ દવાની અનુમતિ તથા એ માટેના ખાણિયો, મુસળ તથા ચાળણીની અનુમતિ આપી

રોગના નામોમા સ્થૂળકક્ષ (દાદર), ખુજલી, ફોલ્લા, આસ્રાવ, ભૂતપ્રેતથી થતો રોગ એટલા મળે છે.

અંજન—અંજનદાની અને અંજનની સળીનો ઉલ્લેખ છે. માથે લગાડવાના તેલનો અને નસ્યનો તથા નસ્ય નાખવાની નળીનો ઉલ્લેખ છે.

ધૂમપાનનું તથા ધૂમની વાટ તથા શંખ, સોનુ, રૂપુ વગેરેના ધૂમનેત્રનો ઉલ્લેખ છે.

પ્રકારેના તેલનો ઉલ્લેખ છે, અને ઘીનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે સ્વેદના પ્રકારો પણ વર્ણવ્યા છે

સ્નેહકર્મ, સ્વેદકર્મ, વિરેચન, શિરાવેધ-ફસ ખોલવી, શસ્ત્રકર્મ, મદમપદ્રા અને વણરોપણ તેલનો ઉલ્લેખ છે અપ વિર અને વિષ, ભક્ષણ ઉપર ઝાડો, પેશાબ, ગભ અને માટી લેવાની અનુમતિ છે.

પાડુરોગ ઉપર ગોમૂત્રવાળી હરડે આપવાનો ઉલ્લેખ છે ગ ધના લેપનો ઉલ્લેખ છે

આ ઉલ્લેખોમાં વીગત તો થોડી છે, પણ જે છે તે પ્રસગોપાત્ત હોવાથી તથા ચમત્કારમિશ્રિત ન હોવાથી વસ્તુસ્થિતિની સારી નિદર્શક છે વૈદ્યની ચરકોક્ત પદ્ધતિ એ વખતે પ્રચલિત હોય એમ ચોખ્ખુ દેખાય છે જોકે કોઈ ગ્રન્થનુ નામ નથી લખ્યુ

આ વિનયપિટક બૌદ્ધપાલિ સાહિત્યમા જે જૂનામા જૂના ગ્રન્થો છે તેમાનો એક છે અને ખૂબ ઐતિહાસિક ઊહાપોહ કર્યા પછી તદ્વિદો ઈ સ પૂર્વે ત્રીજા શતકમા વિનયપિટકને મૂકે છે[૧] એ જોતા ઈ સ પૂર્વે ત્રીજા શતક પહેલા આયુર્વેદનો ઠીક પ્રચાર હતો, એનું ખાસ શિક્ષણ આપવામાં આવતું અને લોકોની વૈદ્યો ઉપર તેઓ ઘણા ચમત્કાર કરી શકે એવી શ્રદ્ધા હતી વગેરે વૈદ્યકના ઇતિહાસમા ઘણા અગત્યના નિર્ણયો ફલિત થાય છે

## અર્થશાસ્ત્ર અને આયુર્વેદ

પ્રાચીન સસ્કૃત સાહિત્યમા કૌટિલીય અર્થશાસ્ત્રનુ સ્થાન વિશિષ્ટ છે વેદોત્તરકલીન પ્રાચીન ગ્રથોમા અર્થશાસ્ત્ર પણ એક છે કૌટિલીય અર્થશાસ્ત્રના સમય માટે બહુ વિવાદ થયા છે નન્દવશનો નાશ કરી મૌર્ય ચદ્રગુપ્તને મગધની ગાદી ઉપર બેસાડનાર ચાણક્ય એ જ આ અર્થશાસ્ત્રનો કર્તા એમ ગણીને કેટલાક

૧ જુઓ વિન્ટરનિત્ઝનુ 'હિસ્ટરી ઑફ ઇંડિયન લિટરેચર' ગ્ર ૨, પૃ ૨૪૦

એને ઈ. સ. પૂર્વે ચોથા શતકમાં મૂકે છે.[1] જ્યારે બીજા અર્થશાસ્ત્રની પરંપરા એટલી કે એથીયે વધારે જૂની હોવાનું સ્વીકારે છે, પણ ઉપલબ્ધ અર્થશાસ્ત્રનો સમય ઈ. સ. ૩૦૦ માં મૂકે છે.[2]

આ કૌટિલીય અર્થશાસ્ત્ર જૂના કાળમાં પ્રચલિત ઘણી વિદ્યાઓનો પરિચય દર્શાવે છે. તેમાં આયુર્વેદનો પણ કેટલોક પરિચય દર્શાવે છે. પહેલું તો અર્થશાસ્ત્રના કંટકશોધન નામના ચોથા અધિકરણમાં 'આશુમૃતક પરીક્ષા' નામનું પ્રકરણ છે. હાલમાં વ્યવહાર વૈદક (Medical Jurisprudence) ને અંગે જે મૃતક પરીક્ષા (Postmortem-examination) કરવામાં આવે છે તેનું, અર્થશાસ્ત્રમાં જળવાઈ રહેલું આ પ્રકરણ[3] પ્રાચીનતમ રૂપ છે.

વળી આયુર્વેદના ચરકસુશ્રુતાદિ ગ્રન્થોમાં આ પ્રકરણ છે જ નહિ એ કારણથી પણ અર્થશાસ્ત્રનાં આ પ્રકરણની વિશેષ કીમત છે. અર્થશાસ્ત્રમાં કોઈના મરણ વિશે શંકા પડતાં મરણ શાથી–મારથી, ફાંસાથી, પાણીમાં ડૂબી જવાથી કે ઝેરથી થયું છે તે નક્કી કરવા માટે જે સાદી પરીક્ષા કહી છે તે આયુર્વેદને અનુસરતી જ છે. અર્થશાસ્ત્રમાં ટૂંકામાં જે આશુમૃતકપરીક્ષા આપી છે તે વ્યવહારાયુર્વેદનું કોઈ જૂનુ તંત્ર પહેલાં હશે તેમાંથી ઉતારી હોવાનો સંભવ છે. અર્થશાસ્ત્રમાં એ રીતે બીજાં તંત્રોમાંથી ભિન્નભિન્ન શાસ્ત્રોને લગતી વાતો સંગ્રહેલી છે એ પ્રસિદ્ધ છે.

વળી રાજાને પોતાને ખોરાક વગેરેમાં ઝેર અપાવાની તથા વિષકન્યાના ઉપયોગની એ જમાનામાં બીક રહેતી તેમ જ શત્રુઓ

---

૧ વિન્સેન્ટ સ્મિથની 'અર્લી હિસ્ટરી ઓફ ઇંડિયા', આ. ૩. પૃ. ૧૩૭ તથા 'ભારતીય ઇતિહાસકી રૂપરેખા' ભ. ૨, પૃ. ૬૭૨ થી આગળ.

૨ કીથનું 'હિસ્ટરી ઓફ સંસ્કૃત લિટરેચર', ૧૯૨૮, પૃ. ૪૬૧

૩ આ. વિ., પુ. ૨૧, અંક ૧ માં આશુમૃતકપરીક્ષાનો આખો કટકો ઉતાર્યો છે.

તરફથી લશ્કરના માર્ગના જળાશયોમાં ઝેર મેળવવાની જૂના જમાનામાં બીક રહેતી અને એ માટે રાજાના રસોડા ઉપર તથા લશ્કર સાથે એક કે વધારે વૈદ્યોને રાખવાનો એ વખતે રિવાજ હતો[1] સુશ્રુત કહે છે તેમ વૈદ્યોનો તંબૂ લશ્કરની છાવણીમાં રાજાના તંબૂની નજીકમાં જ રાખવામાં આવતો હશે અને તે ઉપર ધજા રહેતી હશે જેથી દૂરથી દેખાય

રાજાને માટે આવેલું અન્ન વિષમુક્ત છે કે નહિ તેની પરીક્ષા માટે અર્થશાસ્ત્રમાં જે સૂચનાઓ આપેલી છે તે સુશ્રુત (કલ્પસ્થાન અ ૧)ના તદ્વિષયક વચનો સાથે સરખાવવાથી સ્પષ્ટ દેખાય છે કે અર્થશાસ્ત્રે તથા સુશ્રુતે અગદતંત્રના કોઈ ગ્રન્થમાંથી એકસરખો ઉતારો કર્યો છે[2] પણ સુશ્રુતને એ વિષયની ખબર હોવાથી એના વચનો સ્પષ્ટાર્થ છે ત્યારે અર્થશાસ્ત્રના વચનો અસ્પષ્ટાર્થ છે આ અગદતંત્રના જાણકારોને અર્થશાસ્ત્ર જાંગલીવિદ કહે છે[3]

તન્ત્રયુક્તિઓનું અર્થશાસ્ત્રમાં તથા ચરકમાં વર્ણન છે અર્થશાસ્ત્રમાં ૩૨ તન્ત્રયુક્તિઓ કહેલ છે (અ ૧૫ અ ૧), જ્યારે ચરકમાં ૩૫ છે, પણ બેયમાં ઘણી તન્ત્રયુક્તિઓ એક જ

---

૧ સુશ્રુત ક અ ૧ તથા જુઓ અર્થશાસ્ત્રનું નીચેનું વચન —

चिकित्सकाः शस्त्रयन्त्रागदस्नेहवस्त्रहस्ताः स्त्रियश्चान्नपानरक्षिण्यः पृष्ठतोऽनुगच्छेयुः । અ ૧૦ ૩ આ વૈદ્ય કે વૈદ્યો લડાઈમાં વાગેલા માં ઉપર પાટાપીંડી કરવાનું કામ પણ કરતા રસોડાના ઉપરી તરીકે વૈદ્યને રાખવાનો રિવાજ મધ્યકાળમાં પણ હતો ચક્રપાણિદત્ત પોતાના પિતાને ગૌડાધિનાથના રસોડાનો અધિકારી કહે છે

૨ જુઓ આ વિ, પુ-૨૧ અ ૧ માં 'આયુર્વેદ અને અર્થશાસ્ત્ર' નામનો મારો લેખ

३ तस्मादस्य जाङ्गलीविदो भिषजश्चासन्नाः स्युः । કૌટિલીય અર્થશાસ્ત્ર ૧-૨૧

છે ચરકસંહિતાનો તન્ત્રયુક્તિવાળો છેલ્લો અધ્યાય દૃઢબલનો છે અને અર્થશાસ્ત્રના તન્ત્રયુક્તિવાળા અધ્યાય પછી લખાયો લાગે છે.

કૌટિલીય અર્થશાસ્ત્ર (અ ૪ અ. ૧)માં રોગીને જોખમ છે એવું પહેલેથી કહ્યા વગર ઉપચાર કરે અથવા એની ભૂલથી દર્દી મરણ પામે તો દંડ કરવાનું વિધાન છે, જ્યારે રાજાની રજા લઈને જોખમવાળી શસ્ત્રક્રિયા કરવી એમ સુશ્રુતે કહ્યું જ છે.[1]

## કામશાસ્ત્ર અને આયુર્વેદ

અર્થશાસ્ત્ર જેવો પણ એથી જરા વધારે વ્યવસ્થિત અને તૃતીય પુરુષાર્થ કામની શાસ્ત્રીય ચર્ચા કરનારો એ વિષયનો જૂનામાં જૂનો પ્રમાણભૂત ગ્રન્થ તે વાત્સ્યાયનનું કામશાસ્ત્ર છે. આ ગ્રન્થના સમય વિશે પણ ઘણી ચર્ચા થયા છતાં છેવટનો નિર્ણય થયો નથી પણ સામાન્ય વલણ અર્થશાસ્ત્ર પછી ઈ સ ચોથા શતકમાં કામશાસ્ત્રને મૂકવા તરફ છે.[2]

આ કામશાસ્ત્રની ચરકસુશ્રુતને ખબર નથી, જોકે વાગ્ભટને છે.[3] એથી ઊલટું કામશાસ્ત્રને આયુર્વેદની ખબર છે. કામસૂત્રકાર સ્પષ્ટ કહે છે કે—

> आयुर्वेदाच्च वेदाच्च विद्यातन्त्रेभ्य एव च ।
> आप्तेभ्यश्चावबोद्धव्या योगा ये प्रीतिकारका ॥

કામશાસ્ત્ર, ૭-૧-૪૯

---

૧ સુશ્રુત ચિ અ ૭ શ્લો ૨૮

૨ જુઓ કીથનું 'હિસ્ટરી ઑફ સંસ્કૃત લિટરેચર', ૧૯૨૮, પૃ ૪૬૯ તથા તેની પાદટિપ્પણીઓ કીથ તો ઈ. સ પાંચમા સુધી એને લઈ જવાનું વલણ ધરાવે છે જ્યારે શ્રી હારાણચન્દ્ર ચાકલાદાર જેવા કામસૂત્રને ઈ સ ત્રીજા સૈકાના ઉત્તરાર્ધનો ગ્રન્થ ગણે છે (જુઓ એનું Studies in V Kamasutra, 1929)

૩ વાગ્ભટ (ઉ અ. ૪૦ શ્લો ૪૧) कामशास्त्रविहितामनपायाम् એમ કહે છે ત્યાં આ વાત્સ્યાયનનું કામશાસ્ત્ર જ ઉદ્દિષ્ટ હોવાનો સંભવ છે.

પણ જે આયુર્વેદમાંથી પ્રીતિકારક યોગો જાણવાનું કામશાસ્ત્રકાર કહે છે તે આયુર્વેદ એટલે ચરકસુશ્રુતની સંહિતાઓ જ કે કોઈ બીજા ગ્રન્થો એ નક્કી કહેવું મુશ્કેલ છે અન્યત્ર रसवीर्यविपाका हि श्वमांसस्यापि वैद्यके । એમ ૨-૨ એ રીતે વૈદ્ય શબ્દ વાપર્યો છે અને આયુર્વેદની વિશિષ્ટ પરિભાષાનો પરિચય બતાવ્યો છે પણ સૌથી વિશેષ તો કામશાસ્ત્રનું છેલ્લું ઔપનિષદ અધિકરણ જેમા વૃષ્ય યોગો છે તે ચરકસુશ્રુતના વાજીકરણ યોગો સાથે સરખાવવા યોગ્ય છે[1] પ્રાચીનતર વાજીકરણ તન્ત્રોમાંથી ચરકસુશ્રુતમા તેમ જ કામસૂત્રમા સરખો ઉતારો કરવામા આવ્યો હોય તે સંભવિત છે પણ અમુક ત્રણેક યોગોની બાબતમા એ ચરકસુશ્રુતમાથી જ ઉતાર્યા હોય એટલું બધું મળતાપણું છે

કામસૂત્રમા વશીકરણ માટે પણ આયુર્વેદ પ્રસિદ્ધ ધત્તુરો, મરી, પીપર થેર, મણશીલ વજ, ખેરસાર, નગડ, ભાગરો વગેરે ઔષધો વાપરેલ છે અભ્યંજન અને સુભગકરણમા પણ આયુર્વેદ પ્રસિદ્ધ દ્રવ્યો જ કામસૂત્રકારે વાપર્યા છે

## મહાભારત–પુરાણ અને આયુર્વેદ

મહાભારતને આયુર્વેદની ખબર છે[2] આયુર્વેદના આઠ અંગો હોવાની પણ ભારતને ખબર છે[3] વૈદ્યકના ઉપદેશક તરીકે કૃષ્ણાત્રેયનો ઉલ્લેખ મહાભારતમા મળે છે[4] એ ઉપરથી આત્રેયના

૧ જુઓ આ વિ, પુ ૨૧, પૃ ૨૫૩ મા 'આયુર્વેદ અને કામશાસ્ત્ર' નામનો મારો લેખ જેમા પૂરા ઉતારા કરીને સરખામણી કરી છે

૨ आयुर्वेदविदस्तस्माच्चिकित्सां मा प्रचक्षते ।
(મહા. શાન્તિપર્વ, અ ૧૩૭)

૩ चवचित्ते कुशाग्र वैद्या अष्टांग च चिकित्सिते ।
(મહા સભાપર્વ, અ. ૩૫)

૪ જુઓ ઉપર પૃ ૬૪.

અગ્નિવેશાદિ શિષ્યોમાંથી કોઈનાં લખેલાં એક કે વધારે તંત્રો પણ એ વખતે પ્રચારમાં હોય એ સંભવિત છે.[૧] અને કાયચિકિત્સાની સાથે સાથે જ જૂના કાળથી શસ્ત્રચિકિત્સા ખેડાતી હોવાથી શસ્ત્રચિકિત્સકો મહાભારતના કાળમાં હોવા જોઈએ જ અને યુદ્ધની વાતમાં શસ્ત્રચિકિત્સકનો ઉલ્લેખ સ્વાભાવિક હોવાથી મહાભારતમાં મળે જ છે.[૨]

હાલનાં પુરાણો મહાભારત પછીનાં છે એ નિઃસંદિગ્ધ છે અને તેમાં સૌથી જૂનું વાયુપુરાણ છે. વાયુપુરાણનો સમય ઈ. સ. ચોથું શતક માનવાનો મત મેં અન્યત્ર સપ્રમાણ દર્શાવ્યો છે.[૩] હવે વાયુપુરાણમાં અષ્ટાદશ વિદ્યાઓ ગણાવતાં આયુર્વેદનો ઉલ્લેખ કર્યો છે.[૪] તે આયુર્વેદના કોઈક ગ્રન્થને અનુલક્ષીને જ હશે, પણ વાયુપુરાણને આયુર્વેદની ઘણી વાતોની ખબર છે. વાયુપુરાણમાં અરિષ્ટલક્ષણ નામનો એક આખો અધ્યાય છે અને એમાં આપેલાં લક્ષણોને ચરકસુશ્રુતમાં આપેલાં લક્ષણો સાથે સરખાવતાં[૫] અરિષ્ટલક્ષણને લગતા અત્યારે લુપ્ત થઈ ગયેલા કોઈ ગ્રન્થમાંથી વાયુમાં કેટલોક ઉતારો કર્યો હોય એવું લાગે છે

---

૧ सर्वोपकरणैर्युक्ताः वैद्याः शास्त्रविशारदाः ।
એજન, ઉદ્યોગપર્વ, અ. ૧૫૨

૨ उपातिष्टन्नथो वैद्याः शल्योद्धरणकोविदाः ।
सर्वोपकरणैर्युक्ताः कुशलैः साधुशिक्षिताः ॥
મહાભારત, ભીષ્મપર્વ, અ. ૧૨૦

૩ જુઓ 'મારું પુરાણવિવેચન' પૃ. ૧૬૧.

૪ જુઓ વાયુપુરાણ, અ. ૬૧. શ્લો. ૭૮-૭૯, અષ્ટાદશ વિદ્યાઓ યાજ્ઞવલ્કયસ્મૃતિ (અ. ૧ શ્લો. ૩)માં ગણાવી છે તેમાં પણ આયુર્વેદ છે જ.

૫ જુઓ આ. વિ., પુ. ૯, પૃ. ૮૯ જેમાં વીગતવાર સરખામણી કરી છે.

છતા વાયુના કેટલાક વાક્યો સુશ્રુતના પાઠને એવી નિકટતાથી અનુસરે છે કે સુશ્રુતમાથી ઉતારો કર્યો છે એમજ માનવુ પડે. આ મતના પોષક બીજા દાખલા પણ વાયુમાથી મળે છે. વાયુપુરાણ (અ. ૯૭)મા રસમાંથી રક્ત, રક્તમાંથી માંસ વગેરે રસાદિ ધાતુઓનો ઉત્પત્તિક્રમ આપ્યો છે તે સુશ્રુતને અનુસરીને છે.[૧] વાયુના ઉપરના જ પ્રસગનુ એક વચન સ્પષ્ટ રીતે ભેલસંહિતાને અનુસરે છે.[૨] છેવટ કલિવર્ણનમા વાયુપુરાણમા "સોળ વર્ષથી ઓછી ઉમરની સ્ત્રીઓને યુગક્ષયમા પ્રસૂતિ થશે," એમ જે કહ્યુ છે તે સ્પષ્ટ રીતે સુશ્રુતના "સોળ વર્ષથી ઓછી ઉમરની સ્ત્રીમા ગર્ભાધાન કરે તો એ ગર્ભ કૂખમા જ નાશ પામે છે" એ શબ્દોને યાદ કરીને કહ્યુ છે.[૩] ટૂકમા વાયુપુરાણને ચરક, સુશ્રુત અને ભેલ ત્રણેયની ખબર છે. અગ્નિપુરાણમા ઘણાં શાસ્ત્રોની વાતોનો સગ્રહ હોઇને આયુર્વેદની પણ કેટલીક વાતોનો સંગ્રહ છે, પણ એ પુરાણ પાછલા કાળનુ હોઈને એમા આયુર્વેદના ગ્રન્થોમાથી ઉતારા સ્વાભાવિક છે.

## આયુર્વેદ અને દર્શનો તથા ધર્મશાસ્ત્રો

ન્યાયસૂત્રના मन्त्रायुर्वेदप्रामाण्यवच्च तत्प्रामाण्यमाप्तप्रामाण्यात् । (ન્યાયસૂત્ર, અ. ૨, સૂ. ૬૮) એ વચન ઉપરથી એના વખતમા આયુર્વેદના એક કે વધારે ગ્રથો હોવાનુ અનુમાન થઇ શકે.

પણ ધર્મશાસ્ત્રો અને દર્શનોના વિચારોની આયુર્વેદ ઉપરની અસરનો મે અન્યત્ર સવિસ્તર વિચાર કર્યો છે.[૪] અને એ વિચારને

---

૧ એજન, પૃ. ૯૪-૯૫.

૨ એજન, પૃ. ૯૬ જુઓ.

૩ જુઓ વાયુ, અ. ૫૮. શ્લો. ૫૮ તથા સુશ્રુત, શા., અ. ૧૦

૪ જુઓ મારુ "આયુર્વેદના દાર્શનિક તથા સદ્વૃત્ત સબધી પ્રકરણોનો અભ્યાસ."

પરિણામે હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે ચરકસંહિતાનાં દાર્શનિક પ્રકરણો વૈશેષિકસૂત્ર પછી અને સાંખ્યકારિકા તથા ઘણું કરી ન્યાયદર્શન પહેલાં ઈ. સ. પહેલા શતકમાં રચાયાં છે, અને સુશ્રુતનુ દાર્શનિક પ્રકરણ સાંખ્યકારિકા પછી. સાંખ્યકારિકાનો સમય સંદિગ્ધ છે, પણ ઈ. સ. બસ્સોની આસપાસમાં રચાયુ છે. સદ્વૃત્ત સંબંધી ચરકનું પ્રકરણ સુશ્રુતનાં એ પ્રકરણ કરતાં પ્રાચીનતર એ ગોઠક્સ. અને સુશ્રુત મોટે ભાગે મનુસ્મૃતિને અનુસરે છે. વળી ચરકસુશ્રુત ઉપનયનવિધિ તથા અધ્યયનઅધ્યાપનના અનધ્યાયના દિવસો જેવા નિયમોની બાબતમાં ધર્મશાસ્ત્રને અનુસરે છે અને સ્પષ્ટ શબ્દોમાં અનુસરવુ જોઈએ એમ કહે છે.[1]

બીજી તરફથી હર્નલ જેને આત્રેય સંપ્રદાયની અસ્થિગણના કહે છે તે ચરકોક્ત અસ્થિગણનાનો પાઠ યાજ્ઞવલ્કયસ્મૃતિ અને વિષ્ણુસ્મૃતિમાં મળે છે.[2] યાજ્ઞવલ્કયને સંચારી (ચેપી) રોગની ખબર છે. (અ. ૬ શ્લો. ૫૪) મતલબ કે સુશ્રુતથી પણ એ સ્મૃતિકાર પરિચિત છે. યાજ્ઞવલ્કયસ્મૃતિનો સમય ઈ. સ. ચોથું શતક ગણાય છે, અને વિષ્ણુસ્મૃતિનો સમય કદાચ એથી થોડો વહેલો હોય.[3]

પ્રાચીન સંસ્કૃત સાહિત્યની આથી વધારે સરખામણી કરવાની જરૂર નથી લાગતી, પણ વ્યાકરણસાહિત્યમાંથી મળી આવેલો એક ઉલ્લેખ અહીં નોંધવા યોગ્ય છે. કાશિકાવૃત્તિ (૮-૪-૬)માં વનસ્પતિ, વૃક્ષ, ઓષધિ વગેરેનાં લક્ષણો આપ્યાં છે તે ચરકોક્ત (સૂ. અ. ૧ શ્લો. ૭૨)ને મળતા છે, એટલુ જ નહિ પણ ओषध्यः फलपाकान्ता એ શબ્દો તો કાશિકાકારે ચરકમાંથી જ

૧ જુઓ સુશ્રુત સૂ. અ. ૨, શ્લો. ૯-૧૦.

૨ હર્નલનુ 'સ્ટડીઝ ઈન ધી મેડિસીન ઓફ એન્શિયંટ ઇંડિયા'. પૃ. ૪૦-૪૧ વગેરે.

૩ મેકડોનલનું 'સંસ્કૃત લિટરેચર', પૃ ૪૨૯, ૪૨૮.

ઉતાર્યો છે. ટાંકિકાનો પ્રચાર ચિનાઈ મુસાફર ઈત્સીંગના સમયમાં હતો અને ઈ. સ. ૭૦૦ માં એ ઉપર ટીકા લખાઇ છે, માટે એ ગ્રન્થ ઈ. સ. ૬૦૦ થી અર્વાચીન નથી.[1]

## બીજા દેશોનાં વૈદ્યક સાથે આયુર્વેદનો સંબંધ

ઇજિપ્ત, એસીરિયા, બેબિલોનિયામાં તથા બીજી તરફથી ચીનમાં ઘણા જૂના કાળમાં કાંઈક વૈદકવિદ્યા હતી.[2] પણ એને આયુર્વેદ સાથે કોઈ જાતનો સંબંધ હોય એમ લાગતુ નથી. એ પ્રાચીન સંસ્કૃતિઓ પેરે એ વૈદ્યકો પણ સ્વતંત્ર રીતે વિકાસ પામ્યા હતા. પણ ગ્રીસના વૈદ્યક સાથે આયુર્વેદને કાંઈ સંબંધ હતો કે નહિ અને હતો તો કેવો હતો એ પ્રશ્ન મહત્ત્વનો છે અને તેની ઘણી ચર્ચા થઇ છે. આધુનિક પાશ્ચાત્ય વૈદક તથા યૂનાની વૈદકનો આધુનિક ભારતમાં પ્રાચીન ભારતીય વૈદક સાથે સમાગમ થતાં એ બેયના મૂળ રૂપ ગ્રીસના વૈદક સાથે પ્રાચીન ભારતીય વૈદકની તુલના સ્વાભાવિક છે. આવી તુલનાને અંગે થયેલો સર્વ ઊહાપોહ અહીં ઉતારવાની જરૂર નથી ધારી. પણ જોલી, હર્નલ અને કીથ એ ત્રણ તદ્વિદ પંડિતોના નિર્ણયોનો સાર જ અહીં ઉતારીને સંતોષ માન્યો છે.[3]

---

૧ જુઓ કીથનું 'હિસ્ટરી ઑફ સંસ્કૃત લિટરેચર', ૧૯૨૮ પૃ ૪૨૯-૪૩૦.

૨ જુઓ 'સર્જિકલ ઈન્સ્ટ્રુમેન્ટસ ઑફ ધી હિન્દુઝ'-શ્રી ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાયનું, ગ્રંથ ૧, પૃ ૩૯૮ થી ૩૪૧ તથા કાશ્યપસંહિતાનો ઉપોદ્ઘાત પૃ ૧૪૮, ૧૪૯ તથા પૃ. ૨૦૨ થી ૨૦૬.

૩ જોલીનું 'મેડિસીન', પૃ ૧૭, ૧૮, હર્નલનું 'મેડિસીન ઑફ એન્શિયન્ટ ઇંડિયા', પ્રસ્તાવના, પૃ. ૩, ૪ અને કીથનું 'હિસ્ટરી ઑફ સંસ્કૃત લિટરેચર', પૃ. ૫૧૩, ૫૧૪.

# ગ્રીસનું વૈદ્યક અને આયુર્વેદ

ગ્રીક ગ્રન્થકાર ડીઓસ્કોર્ડીસ અને તે પહેલાંના ગ્રન્થકારોના ઔષધશાસ્ત્રમાં ભારતીય તત્ત્વ તરત પકડી શકાય છે. દા. ત., પીપર, પીપરીમૂળ, કુષ્ઠ, એલચી, તજ, સૂંઠ, વજ, ગૂગળ, મોથ, તલ વગેરે ભારતીય ઔષધો ગ્રીક ઔષધશાસ્ત્રમાં મળે છે.

ગ્રીક અને પ્રાચીન આયુર્વેદ વચ્ચે ઘણુ સામ્ય છે એમાં શંકા નથી, પણ એ સામ્યનુ મૂળ શું છે તે નક્કી કરવુ મુશ્કેલ છે. ગ્રીક વૈદ્યક અને આયુર્વેદ વચ્ચે સામ્યના દાખલા જોવા હોય તો જોલી ગણાવે છે તેમ દોષવાદ, દોષના વૈષમ્યથી રોગની ઉત્પત્તિ, આમ, પચ્યમાન અને પક્વ એવી તાવની તથા સોજાની ત્રણ સ્થિતિનુ વર્ણન, ઉપચારસાધનના શીત અને ઉષ્ણ તથા રુક્ષ અને સ્નિગ્ધ-પિચ્છિલ જેવા વિભાગો, રોગો ઉપર તેથી વિરુદ્ધ ગુણવાળા ઉપચારની પદ્ધતિ, સાધ્યાસાધ્ય જ્ઞાન ઉપર ભાર, ચિકિત્સકનાં લક્ષણો, ગુરુ પાસે શિષ્યે લેવાની પ્રતિજ્ઞા અને ચિકિત્સકના આચારનો આદર્શ, ધર્મમા બાધક ગણાવા છતા વૈદ્યકમાં મદ્યો અને આસવોનો ઔષધ તરીકે ઉપયોગ, ચાતુર્થક, તૃતીયક અને અન્યેદ્યુ વગેરે તાવના ભેદોનુ વર્ણન, ક્ષયનું વર્ણન હોવું જ્યારે હૃદયના રોગનુ વર્ણન ન હોવુ, માટી ખાવાથી થતો પાડુરોગ, ગર્ભવ્યાકરણનુ વર્ણન, ગર્ભના અગોની એક સાથે ઉત્પત્તિની માન્યતા, બીજના વિભાગથી જોડકાની ઉત્પત્તિ, જમણી બાજનાં ચિહ્નો પુરુષગર્ભના અને ડાબી બાજના ચિહ્નો સ્ત્રીગર્ભના સૂચક હોવાની માન્યતા, આઠ માસનો ગર્ભ જન્મે તો જીવે નહિ એવી માન્યતા, મૃતગર્ભને બહાર કાઢવાની રીત, શસ્ત્રચિકિત્સામા પથરીની શસ્ત્રચિકિત્સા, અર્શચિકિત્સા, શિરાવેધ જળો લગાડવાની ક્રિયા જેમાં યવનક્ષેત્રમા (ગ્રીસમાં ?) ઉત્પન્ન થતી જળો પણ ગણાવી છે, (સુશ્રુત સૂ-૧૩-૧૩) દાહક્રિયા, કેટલાંક શસ્ત્રો અને

ચ ગોનુ સ્વરૂપ અને આખ ઉપર શસ્ત્રકર્મ કરતા જમણી આખ માટે ડાબો હાથ વાપરવાની સૂચના વગેરે ઘણી બાબતનુ સામ્ય છે[૧] પણ આમાંથી ગ્રીસની અસરનુ પરિણામ કેટલુ છે અને કેટલુ સમાન વિમર્શજન્ય છે એ નક્કી કરવુ ઘણુ કઠણ છે એમ કીથ કબૂલ કરે છે ત્રિધાતુવાદ ગ્રીસની અસરનું પરિણામ છે એમ કદાચ ગ્રીસની વિદ્યાના પડિતો ધારે, પણ આયુર્વેદના ત્રિધાતુવાદને સાખ્યદર્શનના ગુણત્રયવાદ સાથે નિકટ સબધ છે એ પ્રાચ્ય-વિદ્યાવિદોને સુવિદિત છે[૨] ત્રિધાતુવાદનો, ખાસ કરીને વાતદોષનો ઉલ્લેખ અથર્વવેદમા મળે છે[૩] વળી જ્યોતિષ વિદ્યાએ જેમ યવનોનુ ઋણ સ્વીકાર્યું છે તેમ આયુર્વેદે ક્યાય સ્વીકાર્યું નથી આયુર્વેદ ઉપર કઈક અસર હોય તો શસ્ત્રવિદ્યા ઉપર હોવાનો સભવ જોલી માને છે પણ એની દલીલ નિર્ણાયક નથી

બીજી તરફથી હર્નલ કહે છે[૪] તેમ ટીસિયાસ (Ktesias ઇ સ પૂર્વે ૪૦૦) અને મેગેસ્થિનિસ (ઈ સ પૂર્વે ૩૦૦) તેઓએ ઉત્તર ભારતમા મુસાફરી કરી હતી મેગેસ્થિનિસ તો પાટલીપુત્રમા વસ્યો હતો એટલે પરસ્પર વિદ્યાવિનિમયનો સભવ છે પણ હર્નલ કહે છે તેમ શબચ્છેદ સિવાય માનવશારીરનુ સાચુ જ્ઞાન મળી શકે નહિ અને મનુષ્ય શરીરને અમુક રીતે શોધીને અદરના ભાગો જેવાની સ્પષ્ટ સૂચના સુશ્રુતમા છે અને ચરકમાથી

---

૧ ઉપર પ્રાચીન ગ્રીક વૈદ્યક અને આયુર્વેદ વચ્ચે સામ્યના દાખલા આપ્યા છે તે જોલીના 'મેડિસીન' પૃ ૧૮-૧૯ માથી લીધા છે જે કીથે પ્ર 'હિસ્ટરી ઑફ સસ્કૃત લિટરેચર, પૃ ૫૧૩ મા એ પ્રમાણભૂત ગ્રન્થમાથી ઉતાર્યા છે

૨ જુઓ કીથ પૃ ૫૧૪

૩ ઉપર પૃ ૩૦-૩૧

૪ જુઓ હર્નલનુ 'મેડિસીન ઇન એન્શિયન્ટ ઇંડિયા', ૧૯૦૭ પૃ ૩, કીથે આ બાબતમા હર્નલનો અનુમતિપૂર્વક ઉલ્લેખ કર્યો છે પૃ ૫૧૪

એ ક્રિયાના પ્રચારને ટેકો મળે છે. પણ આ બેમાથી એકેય સંહિતામા પશુના શરીરને ચીરીને જોવાની વાત નથી. મતલબ કે આયુર્વેદમા માનવશરીરના અસ્થિઓનો જે બહોળો પરિચય જોવામા આવે છે તે મનુષ્ય શરીરને કાપીને મેળવેલો છે. હવે ગ્રીસ વિશે જોઈએ તો એલેક્ઝાન્ડ્રિયાના હિરોફીલોસ અને ઇરેમીસ્ટ્રેટોસના સંપ્રદાયના ઈ સ પૂર્વે ત્રીજા શતકના વૈદ્યોમા મૃત તથા જીવતા પણ શરીરને ચીરીને જોવાનો પ્રચાર હોવાનો ચોક્કસ પુરાવો છે. પણ તેઓનામા નાડીતંત્ર અને શિરા આદિ વાહિનીતંત્રનુ જ્ઞાન એટલુ બધુ આયુર્વેદ કરતા વધારે છે કે જો ગ્રીક પાસેથી આયુર્વેદીઓ કાંઈ શીખ્યા હોવાનો સંભવ માનવો હોય તો એ જૂના કાળમા-ઈ. સ. પૂર્વે પાચમા શતકમા-હાઇપોક્રેટીસ અને તેના નજીકના અનુયાયીઓના સમયમા બન્યુ હોય એમ માનવુ પડે, પણ હાઇપોક્રેટીસના સંપ્રદાયમા શવચ્છેદનો પ્રચાર હોવાનો પુરાવો નથી અને ઇ. સ પૂર્વે ૪૦૦ મા ટીસિયાસ ભારતમાં આવ્યાનો પુરાવો છે અને ઇ સ પૂર્વે પાચમા છઠ્ઠા શતકમા જે શારીર જ્ઞાન ધાન્વન્તર વૈદ્યોને હોવાની આપણને વૈદિક સાહિત્યમાથી તથા ચરકસુશ્રુતમાથી માહિતી મળે છે તે જોતા હાઇપોક્રેટીસના વખતનુ ગ્રીસનુ શારીર જ્ઞાન ભારતનુ ઋણી હોવાના સંભવની ના પડાય એમ નથી એમ હર્નલ કહે છે [૧] બીજી તરફથી હાઇપોક્રેટીસના અનુયાયીઓને શવચ્છેદનો પરિચય તદ્દન નહોતો એમ નથી કહી શકાતુ અને શવચ્છેદનો પરિચય હોય તો શરીર જ્ઞાનની કેટલીક સમાનતા સ્વતંત્ર રીતે ઉત્પન્ન થવાનો સંભવ પણ છે જ. વળી પ્રાચીન ગ્રીક વૈદ્યક સાહિત્યમાં આયુર્વેદમા છે તેવી અસ્થિગણના નથી મળતી એટલે તુલના કરવાનુ સાધન નથી [૨] વળી હર્નલ વીગતવાર બતાવે છે તેમ ટેલમુદનુ જે શારીર છે તે જ

૧ જુઓ હર્નલનુ મેડિસીન ઇન એન્શિયન્ટ ઇન્ડિયા પ્ર. પૃ. ૪.
૨ એજન પૃ ૫.

જો ગ્રીસનુ હાઇપોક્રેટીસના સપ્રદાયનુ શારીર હોય તો આયુર્વેદીય અને ટેલમુદની અસ્થિગણના ઘણી ભિન્ન છે. પણ ઈ. સ પૂર્વે પહેલા શતકનો કેલ્સસ ( Celsus ) હાડકાંની વાત કરતા પાદકૂર્ચાસ્થિ, પાણિકૂર્ચાસ્થિ વિશે કહે છે કે એમા અનિશ્ચિત સખ્યાના ઘણા નાના હાડકા હોય છે પણ તે એક જેવા લાગે છે. હવે ઘણા નાના હાડકા હોવાનો મત સુશ્રુતમા મળે છે[1] અને એક હાડકુ હોવાનો મત ચરકમા મળે છે. વળી હાથ અને પગની આગળીઓમા ૧૫ સાધા હોવાની વાતમા ગ્રીસનુ શારીર ટેલમુદના તથા આયુર્વેદના શારીરને મળતું આવે છે.

બધુ જોતા તદ્વિદો કશુ ચોક્કસ કહી શકતા નથી. ભારતમા તથા ગ્રીસમાં વૈદ્યક જ્ઞાનના સ્વતત્ર વિકાસ તરફ વિદ્વાનોનુ વિશેષ વલણ છે છતા ઉપર જે સામ્ય નોધ્યુ છે તે જોતા કાઈક વિદ્યા-વિનિમય બે દેશો વચ્ચે થયો હોય એ અસભવિત નથી

## તિબેટનું વૈદ્યક

તિબેટ જેવા પોતાની પડોશના દેશો ઉપર આયુર્વેદ જેવા શાસ્ત્રની અસર જૂના કાળમા જ થઇ હોય–કદાચ ત્યાના શાસ્ત્ર સાથે વિનિમય થયો હોય એ સ્વાભાવિક છે, પણ કેટલી અને કેવી રીતે અસર થઈ છે તે વિશે ઘણુ થોડુ નક્કી થયુ છે

તિબેટમા અજ્ઞાત સસ્કૃત મૂળમાથી ચાર તત્રોનો અનુવાદ આઠમા શતકમા થયો છે અને ત્યારપછી અનેક વૈદ્યક સસ્કૃત ગ્રન્થોના તિબેટી અનુવાદો થયા છે પરિણામે તિબેટનુ વૈદ્યક મોટે ભાગે આયુર્વેદના આધારે ઊભુ થયુ છે દા ત. શરીરમા નવ છિદ્રોને અને ૯૦૦ નાડીઓને ગણેલ છે

નિદાનમા આયુર્વેદનો ત્રિધાતુ સિદ્ધાન્ત માન્યો છે દૂધ અને માછલાના સયોગથી કબજિયતથી થતા રોગ થવાની વાત પણ છે.

---

૧ જુઓ હર્નલ, પૃ ૧૨૪

ઔષધોઓમાં ત્રિફળા, મરી, ઉત્પલ, ડુંગળી, સૂંઠ, તજ, કુઠ વગેરે મળે છે. તિબેટનાં શલ્યતંત્રમાં શૃંગાવચારણથી લોહી કાઢવાની પદ્ધતિ, શસ્ત્રો અને યંત્રોનાં જાનવરોનાં મોઢાં વગેરે ઉપરથી નામો પાડવાની રીત, ગર્ભની જાતિપરીક્ષાની રીત, વગેરે ઘણું આયુર્વેદમૂલક છે.

ઘણા તિબેટના ગ્રન્થોનુ મોંગોલ ભાષામાં ભાષાન્તર થયું છે. વળી હિમાલયની લેપ્ચા વગેરે ઘણી પ્રજાઓ તિબેટી વૈદકનો ઉપયોગ કરે છે.

સિલોનમાં તિબેટ પહેલાં ઘણાં વર્ષો ઉપર બૌદ્ધ ધર્મ સાથે આયુર્વેદ પણ ગયો હશે. મહાવંશમાં સારાર્થસંગ્રહ નામના વૈદક ગ્રન્થનો ઉલ્લેખ છે, તેને બાદ કરતાં ૧૩ મી સદીનો યોગાર્ણવ જૂનામાં જૂનો ગ્રન્થ છે. સિંહલી ભાષામાં હાલમાં જે વૈદક ગ્રન્થો છપાયેલા તથા હાથપ્રતોમાં છે તે આયુર્વેદ ઉપરથી જ રચાયેલા છે. દ્રાવિડ વૈદક વિશે વધારે નોંધ આગળ આવશે

**બર્મા**—સુશ્રુતની ખ્યાતિ ઈ. સ. ૬૦૦ માં કમ્બોજ સુધી બૃહત્તર ભારતમાં પહોંચી હતી, પણ હાલમાં-અઢારમી સદીમાં સુશ્રુત, દ્રવ્ય ગુણ વગેરે વૈદક ગ્રન્થોનું બર્મીઝ ભાષામાં ભાષાન્તર થયું છે.

**ફારસી અને અરબ્બી**—અવસ્તાકાલીન પ્રાચીન ઇરાની ભાષામાં વૈદ્ય અને દવાના વાચક શબ્દો વૈદિક શબ્દોને કેટલા મળતા છે તે પહેલાં કહ્યું છે. વળી રોગોનાં તથા શરીરના ભાગોનાં કેટલાંક નામો મળતા છે. ચરકસંહિતામાં બાલ્હીકભિષક્ કાંકાયનનો ઉલ્લેખ છે એ ઈરાન સાથેનો સંબંધ બતાવે છે. પછી સિદ્ધ-યોગમાં પારસીકયવાનીનો ઉલ્લેખ છે. સુશ્રુતમાં હિંગ અને નારંગ જેવી ઈરાનથી આવતી વસ્તુઓનો ઉલ્લેખ છે. પછી મધ્યકાળમાં ધાતુઓ તથા પારાનો બહોળો ઉપયોગ તથા ધાતુઓનુ ભસ્મીકરણ, અફીણનો ઉપયોગ અને નાડીપરીક્ષાની પદ્ધતિ વગેરે ઇરાન

અથવા અરબસ્તાનથી હિન્દુસ્તાનમાં આવ્યાં છે એમ જોલી કહે છે.[1] પછીના મુસ્લિમ કાળમાં તો ફારસી વૈદ્યક આયુર્વેદથી સ્વતંત્ર રીતે જ હિંદુસ્તાનમાં રહ્યુ છે.

બીજી બાજુથી અબ્બાસીદ ખલીફોના અથવા કદાચ તેથીયે જૂના સસાની કાળમા આયુર્વેદના ગ્રન્થોનાં ફારસીમાં ભાષાન્તરો થયા હતાં પણ તે જળવાઈ રહ્યાં નથી. વળી તેનાં અરબી ભાષાન્તરો થયાં હતાં, પણ ચરક અને સુશ્રુત સિવાય બીજા વૈદક ગ્રન્થોનાં નામ નક્કી થઈ શકતાં નથી. પણ રાઝી અને બીજા અરબ્બી ગ્રન્થકારો પોતાની અનુક્રમણિકાઓમાં તથા ઉદાહરણો આપતાં કેટલીવાર ભારતીય મૂળ હોવાનુ સ્વીકારે છે. અબુ મન્સુર (દશમી સદી)ના ઔષધશાસ્ત્રમાં ઘણી હિંદી દવાઓ છે. એ હકીમ વિદ્યા મેળવવા માટે હિંદુસ્તાનમાં આવ્યો હતો અને ઘણીવાર અજ્ઞાત ગ્રન્થોમાથી ઉતારા કરે છે[2]

**ચરક-સુશ્રુતનું વૈદ્યક**—ચરકસંહિતા અને સુશ્રૂતસંહિતા એ ભેલ અને કાશ્યપની ખંડિત સંહિતાઓને સાથે ગણતા આયુર્વેદના પ્રાચીનતમ આદ્ય-ગ્રન્થો છે એટલું જ નહિ પણ આ દેશના પ્રાચીન આર્યોએ વૈદ્યક વિદ્યામા જે મૌલિક, સનાતન મૂલ્યવાળા અને એ વિષયની વિવિધ શાખાઓને પોતાના વર્તુલમાં સમાવી દેતા સિદ્ધાન્તો બાંધ્યા છે તથા વિચારો કર્યા છે તે સર્વનો સંગ્રહ આ ગ્રન્થોમાં છે. આયુર્વેદિક વૈદ્યોનો એ ગ્રન્થો જ સાચો આધાર છે. વૈદ્યકના કેટલાંક અંગોમા તો આ ગ્રન્થોમાં જે મળે છે તેમા ઉન્નતિની ટોચ આવી ગઈ છે અને પછીનો ઇતિહાસ અવનતિનો ઇતિહાસ છે.

---

૧ જુઓ જોલીનું 'મેડિસીન', પૃ. ૧૮.

૨ જોલીના 'મેડિસીન'માંથી તિબેટ, બર્મા, સિલોન અને ફારસી અરબ્બી વિષયક ઉપરનું વર્ણન ઉતાર્યું છે.

આ સંહિતાઓમાં શારીર, કાયચિકિત્સા, શલ્ય આદિ અંગોને લગતું જે જ્ઞાન મળે છે તે એક કે બેચાર વ્યક્તિઓની અન્વેષણશક્તિનું ફળ નથી પણ પહેલાં જે પરંપરા આપી છે તેથી સૂચિત થાય છે તેમ વૈદિકકાળના છેલ્લા ભાગના સમયથી આરંભી ચરકસુશ્રુતના પ્રતિસંસ્કારના કાળ પર્યંતના અનેક સૈકાઓ દરમિયાન થઈ ગયેલા અનેક સમર્થ અન્વેષકોની મહેનતનું ફળ છે. અને જો કે એ સૈકાઓ દરમિયાન થયેલા વિકાસનો ઇતિહાસ આપણે ઉકેલી શકતા નથી પણ ધીમે ધીમે વિકાસ થયો છે અને અત્યારે મળે છે તે એ વિકાસક્રમનું છેલ્લું પગથિયું છે એ ચોકકસ છે. પણ આ સંહિતાઓમાંના જુદા જુદા થરના વિશ્લેષણનો પ્રયત્ન શકય નથી. બીજી તરફથી આ સંહિતાઓમાં કાયચિકિત્સા આદિ ભિન્નભિન્ન અંગો સંબંધી જેટલું જ્ઞાન ભર્યું છે તે બધું અહીં ઉતારવું તો શકય જ નથી, પરંતુ તેનો સાર આપવાનીયે જરૂર લાગતી નથી, કારણ કે આયુર્વેદના ગ્રન્થો સુલભ છે અને જિજ્ઞાસુ સહેલાઈથી જોઇ શકશે, એટલે ઐતિહાસિક મૂલ્યના કારણે નોંધવા યોગ્ય મને જે લાગ્યું તેનો જ અહીં નિર્દેશ કર્યો છે.

**સંહિતાકાલીન વૈદ્ય**—વૈદિક વૈદ્ય ઉપર બતાવ્યું છે તેમ ઔષધો અને મંત્રેલાં જળ વડે રોગોની સાથે રાક્ષસોનો પણ નાશ કરનાર માંત્રિક વૈદ્ય હતો,[૧] પણ સંહિતાકાલીન વૈદ્ય એથી તદ્દન જુદો છે. સંહિતાકાળમાં પણ દૈવવ્યપાશ્રય વૈદક ચાલતું હતું[૨] પણ એ કાર્ય કરનાર માંત્રિકો જુદા હતા. માંત્રિક અને વૈદ્ય એક જ એ સ્થિતિ ભૂતકાળની વસ્તુ બની ગઈ હતી. તેમ જ માત્ર ઔષધો પાસે રાખીને હવે વૈદ્ય થઈ શકાતું નહોતું.

" વૈદકમાં ઉપયોગી એવાં બસ્તિ આપવાની નળી વગેરે સાધનો, વૈદકનાં પોથાં, અને ઔષધો એટલી સામગ્રી પાસે રાખનાર તથા

---

૧ જુઓ ઉપર, પૃ. ૨૨.
૨ જુઓ ચરકસંહિતા, સૂ. અ-૧૧-૫૪

વૈદ્યનો ડોળ કરનારને, ચરકાચાર્ય વેશધારી (છદ્મચર) વૈદ્ય ગણે છે."[1] "જાતે સિદ્ધ નહિ પણ સિદ્ધ વૈદ્યની પાસે રહીને તેઓની ભલામણથી વૈદ્ય થઈ બેઠેલા બીજા સિદ્ધસાધિત વૈદ્યોને" પણ ચરક હલકા ગણે છે, પણ "પ્રયોગ, જ્ઞાન અને વિજ્ઞાનની સિદ્ધિથી સિદ્ધ થયેલા અને (દર્દીઓને) સુખ આપનાર" જેને ચરક જીવિતાભિસર (જીવનને જાળવનાર) નામ આપે છે તેને જ એ સાચા વૈદ્ય ગણે છે [2]

**વૈદ્યનો આદર્શ**—ચરકસુશ્રુતની દૃષ્ટિમા વૈદ્યનો આદર્શ ઘણો ઊંચો છે ચરકના કહેવા પ્રમાણે વૈદ્યે ઓષધિઓને સંપૂર્ણ રીતે ઓળખવી જોઈએ,[3] બીજી તરફથી જેના ઉપર ઔષધનો ઉપયોગ કરવાનો છે તે શરીરનો પણ સંપૂર્ણ પરિચય વૈદ્યને હોવો જોઈએ અને દર્દી ઉપર ઔષધનો ઉપયોગ જાણવો જોઈએ[4] પણ આટલેથી પૂરુ થતુ નથી પાછલા અલ્પ વિદ્યાવાળા જમાનામા અભણ વૈદ્યો પોતાની કોઠાવિદ્યા ઉપર બહુ ભાર મૂકતા, અરે શાસ્ત્રજ્ઞાનને એ જ્ઞાન વગરના છતા પણ કમાણી કરતા કેટલાક આગલી પેઢીના વૈદ્યો લગભગ નિરર્થક ઠરાવતા જ્યારે ચરકાચાર્ય કોઠાવિદ્યા-પોતાની બુદ્ધિ-ને મહત્ત્વ જરૂર આપે છે પણ એ સાથે જ કહે છે કે "પોતાની બુદ્ધિ એ આખ છે અને શાસ્ત્રાભ્યાસ વસ્તુને દેખાડનારો પ્રકાશ છે અને બેયનો સારી રીતે ઉપયોગ કરીને ચિકિત્સા કરનાર વૈદ્ય દોષપાત્ર નથી, અને વૈદ્યે ગુણસંપત્તિ માટે હમેશા ખૂબ પ્રયત્ન કરવો"[5] અને આ શાસ્ત્રાભ્યાસમા સાચા ગુરુ પાસેથી મેળવેલુ વૈદ્યકના સર્વ-અંગોનું શુદ્ધ જ્ઞાન મુખ્ય છે

---

૧ એજન, સૂ અ ૨૯-૫૦
૨ એજન, સૂ અ. ૧૧, શ્લો ૫૨ થી ૫૩
૩ ચરક, સૂ અ ૧, શ્લો ૧૨૨
૪ એજન, શ્લો. ૧૨૨, ૧૨૩
૫ એજન, સૂ. અ ૯, શ્લો ૨૪, ૨૫.

વળી સારા વૈદ્યે "રોગનાં કારણો, લક્ષણો, રોગની શાન્તિ અને રોગ ફરી ઊથલો ન મારે એ જ્ઞાન તો મેળવવું જ, પણ જાતે બધી ક્રિયા કરીને અનુભવ મેળવી લેવો," એમ ચરક કહે છે.[1] કોઈ પણ જમાનાના સાચા વૈદ્ય માટે વિદ્યા, અનુભવ કે કર્માભ્યાસ અને અંદરની બુદ્ધિ-એક જાતનો સઝકો એ તો જરૂરનાં છે જ, પણ ચરકાચાર્ય તો પવિત્રતાને પણ આવશ્યક ગણે છે અને એ પવિત્રતા ઉપર ભાર મૂકીને વૈદ્યનો આદર્શ દર્શાવતાં કહે છે કે[2]:—

"પોતાને શરણે આવેલા દુઃખી રોગી પાસેથી વિદ્વાનનો વેશ ધારણ કરનાર વૈદ્યે કાંઈ પૈસા લેવા એ કરતાં તો અર્પતું ઝેર કે ઉકાળેલું ત્રાંબું પીવું વધારે સારુ."

અલબત્ત વૈદ્યે કમાવા માટે ધંધો ન કરવો એમ ચરકનું કહેવું નથી, પણ કમાણી એ એનું લક્ષ્ય ન હોવું ઘટે. ચરક તો કહે છેઃ "વૈદ્યે સર્વ રોગીઓની પોતાનાં બાળકોની કરે તેમ કેવળ ધર્મ મેળવવાની ઈચ્છાથી, રોગોમાંથી રક્ષા કરવી. ધર્મ, અર્થ અને કામ ત્રણેય પુરુષાર્થ માટે આયુર્વેદ છે. પણ જેઓ અર્થ અને કામ માટે નહિ પણ ભૂતદયા માટે ચિકિત્સા કરે છે, તેઓ સર્વ-શ્રેષ્ઠ છે. જેઓ ચિકિત્સાને બજારુ ચીજ પેઠે વેચે છે તેઓ સોનાના ઢગલાને છોડીને ધૂળના ઢગલાને પકડે છે. દારુણ રોગો વડે યમ-રાજાના દરબારમાં જવા તૈયાર થયેલા દર્દીઓના યમના પાશને કાપી જેઓ જીવિત આપે છે તેઓના આ જીવિત-દાનથી બીજું કોઈ દાન મોટું નથી. ભૂતદયા એ પરમ ધર્મ છે, એમ જાણીને જે ચિકિત્સાનો વ્યવસાય કરે છે તેના બધા અર્થ સિદ્ધ થાય છે અને તે આત્યન્તિક સુખ એટલે મોક્ષને પ્રાપ્ત કરે છે."[3]

ચરકના ઉપર કહેલા આદર્શનું સંપૂર્ણ અનુસરણ બધા વૈદ્યો નહિ કરી શકતા હોય પણ છેક ચરકના કાળથી તે ગઈ

---

૧ ચરક સૂ. અ. ૯ શ્લો. ૬, ૧૮, ૧૯ થી ૨૧.

૨ એજન સૂ. અ. ૧ શ્લો. ૧૩૨, ૧૩૩.

૩ ચરક ચિ. અ. ૧, પા. ૪, શ્લો. ૫૬ થી ૬૧.

શ્યક ખોરાક અને દવા આપવામાં આવે છે આ રીતે તેઓને પૂરા આરામથી રાખે છે અને જ્યારે તેઓ સાજા થાય ત્યારે તેઓને જવા દેવામાં આવે છે ”

આ વર્ણન તો સ્પષ્ટ ધર્માદા ઇસ્પિતાલનું છે પણ ફાહ્યાન કહે છે તેમ ધર્માદા કરવામાં એકબીજાની સ્પર્ધા કરતા દાનવીર લોકોના દાનો વડે ધર્મશાળાઓ તથા આવી ઇસ્પિતાલો ત્યારે ચાલતી હતી ઈ સ સાતમા શતકનો ચિનાઈ મુસાફર યુવાન ચુઆંગ પણ મફત દવાઓ આપનાર વૈદ્યો સાથે પુણ્યશાળાઓ હર્ષવર્ધન રાજાએ સ્થળે સ્થળે બંધાવી હોવાનું કહે છે [1]

ઇસ્પિતાલ સંબંધી ઉપરના ગુપ્તકાલીન ઉલ્લેખો પછી છસ્સો વર્ષ પછીનો એક ઉલ્લેખ મળે છે ચોલ દેશના વીર રાજેન્દ્ર દેવુએ ઈ સ ૧૦૬૭ મા એક શાસન કાઢેલુ છે જે દક્ષિણના ચેંગલપટ્ટ મડળના તિરુમકૂડલ ગામના શ્રી વેંકટેશ્વરના મન્દિરના ગર્ભગૃહની દીવાલમા કોતરેલુ છે એ શાસનમા વેંકટેશ્વરના નિત્યોત્સવાદિકના ખર્ચની ગોઠવણ સાથે એક પાઠશાળાના અને વિદ્યાર્થીઓના આરોગ્ય અર્થે સ્થાપેલા એક આતુરાલયના ખર્ચની પણ ગોઠવણ કરેલી છે આતુરાલય ( ઇસ્પિતાલ )ની ગોઠવણ નીચે પ્રમાણે છે

“ આ આતુરાલયનુ નામ શ્રી વીરચોલેશ્વર આતુરાલય તેમા ૧૫ દર્દીઓને રાખી શકાશે ચિકિત્સા માટે એક કાયચિકિત્સક, એક શલ્યચિકિત્સક, બે પુરુષ પરિચારકો બે સ્ત્રી પરિચારિકાઓ એક સેવક, એક દ્વારપાલક, એક ધોબી અને એક કુંભાર ’ એટલા માણસો રાખવાની સૂચના સાથે તેના તેના પગારની પણ નીચે પ્રમાણે ગોઠવણ છે કોદડ રામાશ્વત્થામ ભટ્ટરને એ આતુરાલયમા કાયચિકિત્સક તરીકે રાખેલ છે અને તેને ત્રણ કુરિણિ [2] જેટલુ ધાન્ય મળશે શલ્યક્રિયા

---

[1] બીલ્સ બુદ્ધિસ્ટ રેકર્ડ્ઝ ગ્ર ૧, પૃ ૨૧૪

[2] કુરિણિ અને નાડી એ દાણાના કોઈ માપના દ્રાવિડ નામો છે આ રીતે દાણામા પગાર આપવાનો રિવાજ જૂના વખતમાં સામાન્ય હતો

કરનારને એક કુરિણિ જેટલું ધાન્ય મળશે. બે પરિચારકો-ચિકિત્સામાં ઉપયોગી ઓષધિઓ લઈ આવવા માટે, ઔષધ પકાવવામાં આવશ્યક લાકડાંઓ લઈ આવવા માટે તથા દવાઓ તૈયાર કરવા માટે બે પુરુષ પરિચારકો રાખ્યા છે, જે દરેકને એક કુરિણિ જેટલું ધાન્ય આપવું. દર્દીઓની સેવા માટે તથા બીજું કામ કરવા માટે એક ત્રીજો પરિચારક રાખ્યો છે, જેને એક નાડી જેટલું ધાન્ય આપવું. દર્દીઓને વખતસર યથાયોગ્ય દવા તથા પથ્ય વગેરે આપવા માટે (રસોઈનું કામ પણ કદાચ એને માથે જ હશે) તથા તેની પરિચર્યા માટે બે સ્ત્રી પરિચારિકાઓ રાખી છે તેને હમેશાં ચાર નાડી જેટલું ધાન્ય આપવું. દર્દીઓનાં કપડાં ધોવા માટે એક ધોબી અને આતુરાલયમાં આવશ્યક માટીનાં વાસણો તૈયાર કરવા માટે એક કુંભાર રાખવો. વળી એક દ્વારપાલક રાખવો જેને ચાર નાડી જેટલું ધાન્ય આપવું. દર્દીઓની પથારી માટે સાત કટ (ખાટલા?) અને રાત્રિએ દીવા માટે ૪૫ નાડી જેટલું તેલ દર વર્ષે આપવું." ઉપરના લેખમાં આતુરાલય માટે ખાસ તૈયાર કરવા યોગ્ય થોડી દવાઓની તથા તે તે દવાઓ કેટલી તૈયાર કરવી તેની સૂચનાઓ પણ છે.[૧]

આ પછી ઈ. સ. ૧૨૬૨નો એક બીજો લેખ આન્ધ્ર દેશના મલકાપુરના શિલાસ્તંભ ઉપરથી મળ્યો છે. એ લેખમાં કાકતીય રાણી રુદ્રામ્માના તથા તેના પિતા ગણપતિના ગુરુ વિશ્વેશ્વરની પ્રવૃત્તિઓનો ઉલ્લેખ છે. આ વિશ્વેશ્વર ગૌડદેશના દક્ષિણ રાઢાના વતની શૈવ આચાર્ય હતા, અને તેમને કાકતીય ગણપતિ તથા રુદ્રામ્મા (ઈ. સ. ૧૨૬૧ થી ૧૨૯૬)એ કૃષ્ણા નદીની

૧ પૂનાના આઠમા નિ. ભા. વૈદ્ય સંમેલન આગળ સ્વ. પં. ડી. ગોપાલાચાર્લુએ વાંચેલા 'દક્ષિણ ભારતમા આયુર્વેદ વિદ્યાનો પ્રચાર' એ નામના નિબંધમાંથી ઉપરનો ઉતારો કર્યો છે. એ નિબંધનો અનુવાદ 'આયુર્વેદ વિજ્ઞાન' પુ. ૨ ના ૪ થી ૮ અંકોમા છપાયો છે.

દક્ષિણે આવેલા અમુક ગામો દાનમા આપેલા અને એ બે ગામોની આવકના ત્રણ ભાગ પાડી વિશ્વેશ્વરે એક ભાગ પ્રસૂતિશાળાના ખર્ચ માટે, એક આરોગ્યશાળા માટે અને એક સત્રશાળા માટે રાખ્યો હતો. આ પ્રસૂતિશાળા અને આરોગ્યશાળા વિશ્વેશ્વરે જ બંધાવ્યા હોય કે તેના કોઈ પૂર્વાચાર્યોએ, પણ સ્થાનિક શૈવમંદિર સાથે એને જોડી દેવામા આવ્યા હતા[૧]

ઉપર આયુર્વેદની ઇસ્પિતાલો વિશે જે ઐતિહાસિક પુરાવા નોંધ્યા છે તે ઉપરથી ચોખ્ખુ દેખાય છે કે બ્રિટીશોએ આ દેશમાં આવીને આધુનિક ઢબની ઇસ્પિતાલો સ્થાપી તે પહેલા એ પ્રકારને મળતી, દર્દીઓને એક સ્થળે રાખીને તેની ચિકિત્સા કરવાની પદ્ધતિવાળી કોઈક જાતની સસ્થાઓ આ દેશમા હતી ખરી, પણ અશોકે શરૂ કરેલી રાજાએ મનુષ્ય અને પશુ માટે ચિકિત્સાની વ્યવસ્થા કરવાની પ્રથા આગળ ચાલી નથી દક્ષિણના જે બે દાખલા ઉપર ઉતાર્યા છે તેમા મદિરો સાથે આતુરાલય અને પ્રસૂતિશાળા હોવાની વાત છે. જોકે વધારે ઉલ્લેખો મળતા નથી, છતા બીજાં પણ અનેક મન્દિરોમા ધર્મશાળા તથા પાઠશાળા સાથે નાની મોટી આતુરશાળાઓ હોવાનો સભવ છે, કારણ કે ધર્મશાસ્ત્રમા મહાવૈદ્યયુક્ત આરોગ્યશાળા બધાવવાનું મોટુ પુણ્ય કહેલુ છે. પણ ધર્મશાળાઓ અને પાઠશાળાઓ આ દેશમા જેટલી વ્યાપક હતી તેટલી આતુરશાળાઓ વ્યાપક નહોતી એ ચોક્કસ છે

**સંહિતાકાલીન અધ્યયન-અધ્યાપન[૨]**—સહિતાકાળમાં આયુર્વેદની આધુનિક પદ્ધતિની પાઠશાળાઓ હોવાનો તો સભવ જ નથી. એ પ્રાચીન સમયમા જે રીતે ગુરુ પાસે જઈને,

---

૧ જુઓ આ. વિ, પુ ૨૨, અં. ૮, પૃ ૨૪૨.

૨ જુઓ ચરક, વિમાનસ્થાન, અ ૮ અને સુશ્રુત, સૂત્રસ્થાન, અ ૨.

ઘણું કરી ગુરુને ઘેર જ કે તેના આશ્રમમાં રહીને બીજી વિદ્યાઓ ભણવામાં આવતી તે રીતે આયુર્વેદ પણ ભણવામાં આવતો. ચરકાચાર્ય કહે છે કે વૈદ્ય થવા ઇચ્છનારે પહેલાં કયું શાસ્ત્ર ભણવું છે તેનો નિર્ણય કરવો પછી આચાર્યની પસંદગી કરવી, અને પછી આચાર્યની દેવ પેઠે તથા પિતા પેઠે અપ્રમત્ત રહીને સેવા કરવી અને તેની પાસેથી સંપૂર્ણ શાસ્ત્ર જાણી લેવાનો પ્રયત્ન કરવો. બીજી તરફથી ગુરુએ પહેલાં તો શિષ્યની પરીક્ષા કરવી. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યમાંથી ગમે તેને તેનાં કુળ (વૈદ્યનું કુળ હોય તેની પહેલી પસંદગી), વય, શીલ, શૌર્ય, શૌચ, બળ, બુદ્ધિ, સ્મૃતિ, સહનશક્તિ વગેરે જોઇને વૈદ્યે શિષ્યને ઉપનયન આપવું. એ માટેના વિધિમાં ધર્મશાસ્ત્રને અનુસરી દેવ, બ્રાહ્મણ અને વૈદ્યોનું પૂજન તથા હોમની ક્રિયા કરવાનુ સુશ્રુતે કહ્યું છે. પછી ભણવાના સમયમાં સત્યવ્રત, બ્રહ્મચર્ય અને ગુરુને અનુકૂળ વર્તન રાખવાનો આદેશ આપતાં ગુરુ કહે છે કે ઊલટું વર્તન રાખીશ તો તને અધર્મ થશે અને તારી વિદ્યા નિષ્ફળ જશે. અલબત્ત ગુરુ જો શિષ્ય તરફ યોગ્ય રીતે ન વર્તે–વિદ્યા આપવામાં ચોરી રાખે તો એ પણ પાપભાગી થાય. છેવટ વિદ્યા. ભણી લીધા પછી, દ્વિજ, ગુરુ, દરિદ્ર, મિત્ર, સંન્યાસી, સાધુ, અનાથ વગેરેનો ઔષધોપચાર પોતાનાં બાન્ધવો તેઓ હોય તેમ ગણીને કરવો. શિકારી, પતિત અને પાપીની દવા ન કરવી. છતા પ્રાણીને સુખ થાય એમ ઇચ્છવું. રોગીઓને આરોગ્ય આપવા માટે સર્વાત્માથી પ્રયત્ન કરવો. જીવિત માટે પણ રોગીનો દ્રોહ ન કરવો. આ ઉપરાંત વૈદ્યે હમેશા દર્દી અને તેના કુટુંબ સાથે કેવી જાતનો સંબંધ રાખવો એ બાબતમાં પરસ્ત્રી સાથે સંબંધ ન રાખવો વગેરે ઊંચો નૈતિક ઉપદેશ ચરકે આપ્યો છે.

અધ્યયનમાં ધર્મશાસ્ત્રને અનુસરી આઠમ, ચૌદશ, પૂનેમ, અમાસ વગેરે દિવસોમાં અનધ્યાયનુ વિધાન વૈદકશાસ્ત્રમાં પણ છે.

ગુરુ પાસે વિદ્યા ભણી લીધા પછી પણ જાતે શિષ્યોને ભણાવીને તથા તદ્‌વિદો સાથે સંભાષા-ચર્ચાઓ કરીને પોતાની વિદ્યા વધાર્યા કરવી એવો ચરકનો ઉપદેશ છે.[૧]

**આયુર્વેદિક શારીર**—વૈદ્યકનાં પૂર્વાંગોમાં શારીર મુખ્ય છે. સામાન્ય લોકોનો-શિક્ષિતોના મોટાભાગનો પણ એવો મત છે કે દેશી વૈદ્યકમાં શારીર (Anatomy) જ્ઞાન નથી તથા શસ્ત્રક્રિયા (Surgery) નથી. પણ આ ભ્રમ છે. હાલના દાક્તરના શારીર-જ્ઞાન સાથે પ્રાચીન વૈદ્યના શારીરજ્ઞાનને સરખાવી ન શકાય, પણ સંહિતાકાલીન વૈદ્યના ધ્યાનમા શારીરજ્ઞાનની આવશ્યકતા પૂરેપૂરી હતી. ચરકાચાર્ય સ્પષ્ટ કહે છે કે "જેને આખા શરીરનું સંપૂર્ણ જ્ઞાન સર્વદા હોય તે જ લોકોને સુખ આપનાર આયુર્વેદને સંપૂર્ણ જાણે છે." (ચરક શા., અ. ૬)

સુશ્રુતમાં તો મૃત શરીરને પાણીમાં સોડવીને પછી તેનાં બાહ્ય અને આભ્યંતર સર્વ અંગોને જોવાનું વિધાન છે.[૨] અને "ચોક્કસ જ્ઞાન મેળવવા ઇચ્છનાર શસ્ત્રકર્મ કરનારે મૃત શરીરને સારી રીતે શોધીને શરીરના અવયવો જોઈ લેવા જોઇએ. શરીર અને શાસ્ત્ર બેય જેણે જોયાં છે તે જાણકાર થાય છે અને પ્રત્યક્ષ દર્શન તથા શાસ્ત્ર વડે સંદેહને દૂર કર્યા પછી શસ્ત્રક્રિયા કરવી. પ્રત્યક્ષ જ્ઞાન અને શાસ્ત્રજ્ઞાન બેય મળીને સાચું જ્ઞાન વધે છે." એ રીતે સુશ્રુતે શસ્ત્રકર્મ કરવા ઇચ્છનારને ઉપદેશ આપ્યો છે, અને કાયચિકિત્સક કરતા શસ્ત્રચિકિત્સકને શારીરનું વધારે સૂક્ષ્મ જ્ઞાન હોવું જોઇએ એ સ્વાભાવિક છે.

ઉપર પ્રમાણે શારીરજ્ઞાનની આવશ્યકતા સંહિતાકાલીન વૈદ્યોના ધ્યાનમાં પૂરી હતી એ ચોકકસ છે; પણ તેઓને શરીરનું કેટલું

૧ ચરક, વિમાનસ્થાન, અ. ૮.
૨ જુઓ સુશ્રુત, શારીર, અ. ૫.

જ્ઞાન હતું એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. સુશ્રુતમાં મૃત શરીરને તપાસવાની જે રીત કહી છે તે રીતે શરીરનાં હાડકાં જેવા કઠણ અને સડે નહિ તેવા ભાગો જ જોઈ શકાય એમ પણ કેટલાક વિદ્વાનો કહે છે.[1]

જોકે પ્રાચીન વૈદ્યોએ સોડવ્યા સિવાય ચીરીને મૃત શરીર નહિ જોયું હોય એમ નથી કહી શકાતું, છતાં જે મળે છે તેમાં હાડકાંઓનું વર્ણન છે તથા પ્લીહા, યકૃત, આંતરડાં, મૂત્રાશય વગેરે અંદરના મોટા અવયવોનાં નામ સ્પષ્ટ નોંધ્યાં છે. પણ એ અવયવોનું વિશેષ વર્ણન નથી. સૂક્ષ્મદર્શક યંત્રની મદદ જ્યારે નહોતી તથા આજની શવચ્છેદની ધીમે ધીમે દરેક ચીજ નરી આંખે બારીક રીતે જોવાની રીત પણ જૂના વખતમાં હોવાનો સંભવ નથી, ત્યારે શરીરના પ્રત્યેક ભાગનું વીગતવાર જ્ઞાન હોવાનો પણ સંભવ નથી; પણ જે વ્યવહારુ જ્ઞાન હશે તેમાનો મોટો ભાગ પણ ગુરુ તરફથી શિષ્યોને મોઢે ઉપદેશાતો હશે અને જે વર્ણન ગ્રન્થમાં લખાયું હશે તેમાં પણ પાછળથી વૈદ્યોમાંથી શરીરના અંદરના ભાગોને પ્રત્યક્ષ જોવાની રીત નીકળી જતાં ઘણો ગોટાળો થઈ ગયો હોય એમ લાગે છે.[2] કેટલુંક વર્ણન સમૂળગું ગ્રન્થમાંથી ઊડી ગયું, કેટલાંક વર્ણનમાં પાઠફેર થવાથી પ્રત્યક્ષ વિરોધ ઉત્પન્ન થઈ ગયો, કેટલાક શારીરશબ્દો ગ્રન્થમાં રહી ગયા પણ એ કયા અવયવના વાચક છે તે ભૂલી જવાયું[3] અને કેટલાક એક કરતાં વધારે અર્થમાં

---

૧ જુઓ આ. વિ., પુ. ૧૮, અં. ૪ મા 'પ્રાચીન આયુર્વેદમા હૃદય' નામનો લેખ.

૨ આયુર્વેદના શારીરમા કેટલો ગોટાળો થઈ ગયો છે એના દાખલાઓ માટે જુઓ 'પ્રત્યક્ષ શારીર'નો ઉપોદ્‌ઘાત, પૃ. ૬૪ થી ૭૪.

૩ જુઓ વૈદ્યોમાં ચાલેલી કલોમ ચર્ચા, છેટલો લેખ, આ. વિ., પુ. ૧૯. પૃ. ૨૮૩ થી આગળ.

વપરાવા લાગ્યા.[1] તેમ પ્રત્યક્ષ પરિચય ઘટી જતા કેટલોક કાલ્પનિક વિસ્તાર પણ ઉમેરાયો[2] અને તેને પરિણામે ,આયુર્વેદના શારીરમાં ઘણી ગડબડ થઈ ગઈ છે છતાં પ્રાચીનોના સાચા શારીરજ્ઞાનનું સૂચક કેટલુંક ચરકસુશ્રુતમા જળવાઈ રહ્યું છે.

હાડકા ચરકમા ૩૬૦ અને સુશ્રુતમા ૩૦૦ ગણ્યા છે અને હાલમાં દાક્તરી મતમા બસ્સો ગણાય છે. સામાન્ય માણસને આ મતભેદથી જ પ્રાચીન વૈદ્યોને હાડકાનું જ્ઞાન નહોતું એમ લાગે પણ હર્નલે અતિશય પરિશ્રમથી તુલનાત્મક અભ્યાસ દ્વારા આયુર્વેદની અસ્થિગણના બરાબર છે—માત્ર ગણતરીની રીત જુદી છે, એ સિદ્ધ કર્યું છે.[3] વળી ત્વચાને સુશ્રુત સાત પ્રકારની તથા ચરક ૭ પ્રકારની કહે છે અને હાલ સૂક્ષ્મદર્શક યંત્રથી ત્વચાના વિભાગ દેખાય છે એ હકીકત પ્રાચીન વૈદ્યોની તર્કબુદ્ધિને શોભાસ્પદ છે. તેમ કલાઓ જેનો અર્થ કવિરાજ ગણનાથ સેન 'મેમ્બ્રેન' કરે છે તેનું વર્ણન તથા સ્નાયુઓ જેનો અર્થ એ જ વિદ્વાન 'ફાઇબ્રસટીસ્યુ' અથવા 'લીગામેન્ટ' કરે છે એનુ વર્ણન પણ પ્રાચીન વૈદ્યોના જ્ઞાનનુ ઠીક સૂચક છે.[4]

શારીરનુ વૈદિક વૈદ્યને સારું જ્ઞાન હતુ એ ઉપર જોયુ છે એ જ્ઞાનમા પાછળથી બહુ વિકાસ થયો હોય એવુ દેખાતુ નથી. ગવીની જેવા શારીરાવયવવાચક વૈદિક શબ્દો ભુલાઈ ગયા છે.[5]

---

૧ જુઓ વૈદ્યોમા ચાલેની ધમાલ વિષયક ચર્ચા. 'પ્રત્યક્ષ શારીર'નો ઉપોદ્ઘાત, પૃ ૬૬ થી ૬૮ કવિરાજ ગણનાથ સેનની જ સંજ્ઞાપંચકવિમર્શ-નામની પુસ્તિકા અને તેનો ગુજરાતી અનુવાદ આ વિ, પુ ૧૫, અ. ૧–૨.

૨ જુઓ 'પ્રત્યક્ષ શારીર'નો ઉપોદ્ઘાત, પૃ ૭૧.

૩ જુઓ હર્નલનો 'સ્ટડીઝ ઇન ધી મેડિસીન ઓફ એન્શિયન્ટ ઇંડિયા'

૪ જુઓ નિ ભા. વૈદ્ય સમ્મેલનની ત્રીજી બેઠકના પ્રમુખ તરીકે કવિરાજ ગણનાથ સેનનુ ભાષણ, રજત જયન્તી ગ્રન્થ, પ્રથમ ભાગ, પૃ ૫૮.

૫ જુઓ ઉપર, પૃ ૨૯.

છતાં સંહિતાઓમાં જે શારીરજ્ઞાન છે તે વૈદ્યક ઉપયોગ માટે જ મેળવાયેલું છે અને વૈદિક ગ્રન્થો કરતાં સંહિતાઓમાં શારીરજ્ઞાન વધારે છે, તેમાં પણ ચરક કરતાં સુશ્રુતમાં શારીરની ઘણી વીગતો વધારે છે તથા લખાણ વધારે વ્યવસ્થિત છે.[1] વળી શારીર ભાગોનું સુશ્રુતનું વર્ગીકરણ વધારે વૈજ્ઞાનિક છે.

સંહિતાકાલીન શારીરજ્ઞાન ચરક અને સુશ્રુતનાં શારીરસ્થાનોમાં મુખ્યત્વે જળવાઈ રહ્યું છે. આયુર્વેદના પછીના ઇતિહાસમાં શારીરજ્ઞાનનો કશો વિકાસ થયો નથી. એટલું જ નહિ પણ ખેદનો વિષય છે કે શારીરનો પ્રત્યક્ષ પરિચય નીકળી ગયો છે. કેવળ શારીર ઉપર લખાયેલો તો ભાસ્કરભટ્ટે રચેલો શારીરપદ્મિની નામનો હર્નલના કહેવા પ્રમાણે ઈ. સ. ૧૦૦૦ માં રચાયેલો એક જ ગ્રન્થ જાણવામાં આવ્યો છે. આ ગ્રન્થ સુશ્રુતને અસ્થિગણનામાં અનુસરે છે એમ હર્નલ કહે છે. બીજા બે શ્રીપુષ્પકૃત શારીરશાસ્ત્ર અને શારીર વૈદ્યકનાં નામ ઓફ્રેટનાં કેટેલોગસ કેટેલોગમમાંથી કવિરાજ ગણનાથ સેને ઉતાર્યા છે.[2]

**શારીર-ક્રિયા-વિજ્ઞાન—(Physiology)**–આયુર્વેદના ગ્રન્થોમાં જે જે શારીર અવયવોનાં નામ છે તે સર્વની ક્રિયાનું વર્ણન નથી મળતું. છતાં શારીરક્રિયાવિજ્ઞાન આયુર્વેદમાં બિલકુલ નથી, એમ નથી. આયુર્વેદે ત્રિદોષવાદમાં ઘણાં શારીરક્રિયાવિજ્ઞાનનો સમાવેશ કર્યો છે વળી પાચનક્રિયાનું પણ વર્ણન છે.[3] અને રસ, રક્ત, માંસ, મેદ, મજ્જા અને અસ્થિ એ સાત ધાતુઓ માનીને તેનાં ઉત્પત્તિ તથા પોષણનો આયુર્વેદમાં વિચાર

૧ 'જુઓ આયુર્વેદીય શારીરમ્' નામની મુંબઈ પ્રાન્તીય આ. સં. મંડળ તરફથી ૧૯૩૨ માં છપાયેલી પુસ્તિકા અને 'સ્ટડીઝ ઇન ધી મેડિસીન ઑફ એન્શિયન્ટ ઇંડિયા', પૃ. ૧૭.

૨ 'પ્રત્યક્ષ શારીર'નો ઉપોદ્‌ઘાત, પૃ. ૬૨.

૩ જુઓ ચરક સૂ. અ. ૨૮ તથા શારીરસ્થાન અ. ૬ અને ચિ. સ્થાન અ. ૧૫ તેમ જ સુશ્રુત સૂ. અ. ૪૬.

કર્યો છે.[1] એ ઉપરાંત અન્નના સાર અને શરીરની અંદરની ક્રિયાથી શરીરને ઉપયોગી સારભાગનું શરીરમાં મળી જવું તથા મળભાગનું બહાર નીકળી જવું વગેરેનો આયુર્વેદાચાર્યોને ઠીક ખ્યાલ હતો.[2] શારીરક્રિયામાં મુખ્ય એવી રક્તાભિવહનની ક્રિયાનું સંક્ષિપ્ત પણ સ્પષ્ટ વર્ણન આયુર્વેદમાં મળે છે, એમ આ દેશના વિદ્વાન વૈદ્યો માને છે, જો કે કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો શંકા કરે છે.[3] આહારનો રસ એ જ રક્તાદિધાતુઓનું મૂળ હોવાથી તથા "રસ જ લાલ રંગ ધારણ કરે છે ત્યારે રક્ત કહેવાય છે" (સુશ્રુત સૂ. અ. ૧૪) એવી આયુર્વેદની માન્યતા હોઈને રસાભિવહનની વાત કરતા "તે રસ હૃદયમાંથી ચોવીસ ધમનીઓમાં પેસી આખા શરીરનું હમેશા તર્પણ કરે છે. શરીરને અનુસરતી એ રસની ગતિ અનુમાનથી જાણવી" (સુશ્રુત સૂ. અ. ૧૪) "હૃદયમાં રહેલી દશ સિરાઓ આખા શરીરમાં સર્વત્ર રસાત્મક ઓજને લઈ જાય છે" (વાગ્ભટ શા. અ. ૬) "ઓજને વહનારી હૃદયમાંથી નીકળેલી દશ ધમનીઓ શરીરમાં ચારે તરફ (ઓજથી) પુરાય છે. જે ઓજ વગર સર્વ પ્રાણીનું હૃદય ટકી શકતું નથી અને જે ગર્ભનો સાર છે તે રસ (શરીરમાં) ફરતો ફરતો ફરીને હૃદયમાં પ્રવેશે છે" (ચરક સૂત્ર અ. ૩૦ના આરંભના દશ શ્લોકો) "વિક્ષેપ જેનું કર્મ છે એવા વ્યાન વાયુથી રસધાતુ શરીરમાં સર્વ તરફ હમેશા વિશ્રાન્તિ વગર ફેંકાયા કરે છે" (ચરક ચિ. અ. ૧૫ શ્લો. ૩૬) "હૃદયમાંથી રસ નીકળે છે અને ચારે તરફ ફેલાઈને પાછો સિરાઓ દ્વારા હૃદયમાં આવે છે" (ભેલ સૂ. અ. ૨૧) વગેરે

---

૧ જુઓ સુશ્રુત સૂ. અ. ૧૪

૨ જુઓ આગળના પૃષ્ઠની ટિપ્પણી ૩ના ઉલ્લેખો

૩ જુઓ જોલીનું 'મેડિસીન' પૃ. ૪૧ તથા આ. વિ., પુ. ૧૮, અં. ૩ અને પછીના અંકોમાં પ્રગટ થયેલો રૈનો ડ એફ જી મુલરનો પ્રાચીન આયુર્વેદમાં 'હૃદય' નામનો લેખ

ચરક, ભેલ અને વાગ્ભટનાં વચનો જોતાં જેને આચાર્યો રસ કે ઓજ કહે છે તે રક્ત શરીરમાં ફરે છે અને હૃદયમાંથી વાહિનીઓ દ્વારા નીકળીં પાછું વાહિનીઓ દ્વારા જ હૃદયમાં આવે છે; એટલી રક્તસંવહનની ખબર સત્તરમા શતકમાં પશ્ચિમમાં શોધ કરનાર હાર્વે પહેલાં દોઢ હજાર વર્ષ ઉપર આચાર્યોને હતી એ ચોખ્ખું દેખાય છે. પણ હૃદયના વર્ણનમા આયુર્વેદના ગ્રન્થોમાં ગડબડ થઈ છે. ઉપરના ઉતારામાં તથા અન્યત્ર[1] પણ ચરકસુશ્રુતાદિ ગ્રન્થોમાં સ્પષ્ટ રીતે રક્તાશય( Heart )ને જ કોઠામાં રહેલ હૃદય કહેલ છે. પણ બીજાં વચનોમાં, પ્રાચીન ઔપનિષદ વચનોથી[2] ચાલ્યો આવતો હૃદયમાં આત્મા અને મન છે એ વિચાર ચરક-સુશ્રુતમાં પણ ઉતર્યો છે. અને "આત્મા, ચિત્ત અને વિચારો હૃદયમાં રહેલા છે" (ચરક સૂ–અ–૩૦). "હૃદય ચેતનાસ્થાન છે, એ તમોગુણથી અભિભૂત થતાં ઊંઘ આવે છે" (સુશ્રુત શા. અ. ૪), "બુદ્ધિ જેમા રહેલી છે તે મનને દૂષિત કરીને" (ચરક ચિ. અ. ૯ શ્લો. ૫) વગેરે ચરકસુશ્રુતના હૃદયમાં મનની સ્થિતિ બતાવનારાં વચનોના, મન–બુદ્ધિનું સ્થાન મગજમાં છે એ આધુનિક વિજ્ઞાનના સર્વમાન્ય સિદ્ધાન્ત સાથેના વિરોધનુ સમાધાન કરવાની ઇચ્છાથી કેટલાક આયુર્વેદપંડિતોએ હાલમા હૃદયનો અર્થ મગજ કરવા માંડ્યો છે.[3]

---

૧ સુશ્રુત શારીરસ્થાન અ. ૪ તથા ચરક શા. અ. ૭ વગેરે.

૨ हृदि ह्येष आत्मा, (प्रश्न उ. ३–६) य एषो अन्तर्हृदये आकाश. तस्मिन्नयं मनोमय. पुरुष. ॥ तै. उ. अनुवाक् ६

हत्प्रतिष्ठं यदजिरं जविष्ठं तन्मे मनः शिवसंकल्पमस्तु શુક્લ યજુર્વેદ સંહિતા, અ ૩૪–૧ થી ૬

૩ જુઓ આયુર્વેદવિજ્ઞાન, પુ. ૨૦, અં. ૧ મા સ્વ. ગંગાધર શાસ્ત્રીનો 'આ હૃદય કિયું' નામનો લેખ અને શ્રી. ગ. સ. દીક્ષિતનાં પુસ્તકો–જ્ઞાનેશ્વરીચે શાસ્ત્રીય મંથન તથા ત્રિધાતુ ત્રિદોષ ચર્ચા ( પૃ. ૧૦૧ ) થી આગળ.

કેટલાક વળી હૃદય શબ્દના (૧) રક્તાશય અને (૨) મગજ એવા બે અર્થ કરે છે.[1] પણ મને તો હૃદય શબ્દનો આવો મગજ અર્થ પ્રાચીનોએ માન્યો હોય એમ જણાતું નથી. બાકી, ભેલનું 'માથું અને તાળવું એ બેની વચ્ચે મન રહેલું છે' એ વચન મગજમાં મન હોવાનું ઠીક સૂચક છે.[2]

**ત્રિદોષવાદ**—ઉપર પ્રમાણે શારીરક્રિયાવિજ્ઞાન વિશે છૂટક સૂચનો મળે છે. પણ એ વિષયમાં આયુર્વેદનો સાચો આધાર તો ત્રિદોષવાદ છે. આયુર્વેદમાં સૃષ્ટિક્રમ અને પદાર્થનું વર્ગીકરણ ઉપનિષદો તથા સાંખ્ય વૈશેષિકાદિ દર્શનોમાંથી ઊતરી આવેલ છે, જોકે આયુર્વેદે વીગતોમાં ઝીણા વધારાઘટાડા કર્યા છે.[3] પછી પ્રાચીન ઔપનિષદ ત્રિવૃત્કરણ (છાં. ઉ. ૬–૩) તથા સાંખ્યદર્શનના ત્રણ ગુણો સત્ત્વ, રજ અને તમ તેમ જ "ચન્દ્ર, સૂર્ય અને વાયુથી જગતનું પ્રત્યક્ષ ધારણ થાય છે" એ દાખલો એ બધા ઉપરથી આયુર્વેદાચાર્યોએ ત્રિદોષવાદ ઉપજાવ્યો લાગે છે. (જુઓ સુશ્રુત સૂ. અ. ૨૪ તથા અ. ૨૧) પણ તેઓએ આધુનિક ભૌતિક વિજ્ઞાન (Physical Sciences) તથા તેના અવલોકનો પ્રયોગો વગેરેની મદદ વગર કેવળ સમર્થ પ્રતિભાના બળ વડે શારીરક્રિયાવિજ્ઞાન, રોગવિજ્ઞાન અને ચિકિત્સા ત્રણેયને એ ત્રિદોષવાદના એક સૂત્રમાં ગૂંથી લીધા છે અને એ કારણથી જ ત્રિદોષવાદ એ આયુર્વેદની એક વિશેષતા છે. વાત, પિત્ત, કફને આધુનિક વિજ્ઞાનની

૧ જુઓ પ્રત્યક્ષશારીર, નાડીખંડ, પૃ. ૭, ટિ. ૪ તથા આ. વિ, પુ. ૧૯, પૃ. ૨૩૬ માં શ્રી. ગોવર્ધન શર્મા છાંગાણીનો "હૃદયવિચાર" નામનો લેખ.

૨ જુઓ ભેલસંહિતા, ચિ, અ. ૮

૩ જુઓ આ વિ, પુ ૧૮, અ. ૯ માં "ત્રિદોષવાદ અને કારણની પરિષદ" નામનો મારો લેખ તથા મારું "આયુર્વેદના દાર્શનિક તથા સૃષ્ટિ સંબંધી પ્રકરણોનો અભ્યાસ"

પરિભાષામાં શું કહી શકાય એ વિશે વૈદ્યોમાં વર્ષોથી પુષ્કળ ઊહાપોહ થયો છે.[1] પણ હજી સર્વ શંકાઓનું સમાધાન કરે અને આધુનિક માનસને સંતોષ આપે એવો નિર્ણય થયો નથી. કદાચ એ શક્ય નહિ હોય, કારણ કે પ્રાચીન વર્ગીકરણ આધુનિકથી જુદી જ ભૂમિકા ઉપર હોય એમ લાગે છે. છતાં વાત, પિત્ત, કફ કલ્પિત નથી અને દોઢ બે હજાર વર્ષથી સંતોષકારક રીતે વૈદ્યક વ્યવહારમાં કાર્યસાધક નીવડેલ છે.

સામાન્ય રીતે કવિરાજ ગણનાથ સેન વાત પિત્ત કફને જે રીતે સમજાવે છે તે અત્યારે વૈદ્યોમાં સર્વમાન્ય નહિ તો બહુ માન્ય છે. વાયુ, પિત્ત, અને કફનું પ્રસાદ રૂપ અને મળરૂપ[2]

---

૧ વૈદ્યસંમેલનોના સભાપતિઓના વ્યાખ્યાનો અને વૈદ્યકીય સામયિકોમાં વારંવાર પ્રકટ થયેલા અનેક લેખો ઉપરાંત મદ્રાસ સરકારે ઇ. સ. ૧૯૨૧ માં નીમેલ "ધ ઇન્ડીજીનસ સીસ્ટમ ઑફ મેડિસીનની કમિટીનો 'રિપોર્ટ'," મ. મ. કવિરાજ ગણનાથ સેનના સિદ્ધાન્તનિદાનનો આરંભ, નાશિકના ૧૯મા નિ. ભા. વૈદ્યસંમેલનની સમિતિ તરફથી માગવામાં આવેલા ત્રિધાતુસર્વસ્વ સંબંધી અનેક નિબંધો ( જેની યાદી આ. વિ. પુ ૧૪, પૃ. ૨૩૨–૨૩૪ માં છે ) અને ત્રિદોષ એ પ્રત્યક્ષ પદાર્થ છે, એ નામનો ભિકાજી વિ. ઉગ્નેકરનો આ. વિ, પુ. ૧૪, પૃ. ૨૩૮ થી આગળ છપાયેલો લાંબો નિબંધ, વગેરે પુષ્કળ સાહિત્ય છે. પછી કાશીમાં સં. ૧૯૯૨ ના કાર્તિકમાં ભરાયેલ પંચભૂત અને ત્રિદોષવાદ પરિષદમા આવેલા નિબંધો અને છેવટે થયેલા ઠરાવો. આ. વિ. ના ૧૯૯૧ ના પુસ્તકમાં પણ અમુક નિબંધો છપાયા છે. 'ત્રિદોષવાદ' નામનો એક નિબંધ શ્રી. ભાનુશંકર નિર્ભયરામનો પુસ્તકાકારે સં. ૧૯૯૧ માં જ છપાયો છે. ત્રિધાતુત્રિદોષ ચર્ચા નામનું પ્રો. ગ. સ. દીક્ષિતનું લખેલું એક મોટું મરાઠી પુસ્તક ઇ. સ. ૧૯૩૯ માં છપાયું છે. પણ ઉપલી નોંધ કેવળ દિગ્દર્શક છે, સંપૂર્ણ નથી.

૨ ઓડકાર, અધોવાયુ વગેરે વાયુ તે મળભૂત વાયુ, પિત્ત ( Bile ) તે મલભૂત પિત્ત અને નાક, છાતી વગેરેમાંથી નીકળતો કફ ( Phlegm ) એ મલભૂત કફ.

તેમ જ પ્રાકૃત રૂપ તથા વિકૃત રૂપ, વળી વાયુની કેવળ સૂક્ષ્મતા અને પિત્ત તથા કફની સૂક્ષ્મ અને સ્થૂળ ઉભયવિધતા વગેરે વિસ્તૃત વિષયની ચર્ચા અહીં શક્ય નથી પણ કવિરાજ ગણનાથ સેનના શબ્દોમા, સમગ્ર નાડીમંડલ ( Nervous system )ની ક્રિયાઓનો વાયુમા, શરીરમા જે કાંઈ કાર્યો ઉષ્ણતા અને તેજથી થાય છે ( Heat producing mechanism ) તેનો પિત્તમાં અને શરીરમા તર્પણ–સ્નિગ્ધતા રાખનાર અને ઉષ્ણતા ન વધવા દેનાર જે કાર્ય થાય છે તેનો કફમાં સમાવેશ કર્યો છે.[1] અલબત્ત આ કરતા વાત, પિત્ત, કફમા ઘણુ વધારે છે નીરોગ તથા રોગયુક્ત શરીરની સર્વ પ્રકારની ક્રિયાઓનુ ત્રણ–લક્ષણસમૂહોમા વર્ગીકરણ કરવાનો પ્રયાસ મને ત્રિદોષવાદમા દેખાય છે

## દ્રવ્યગુણવિજ્ઞાન અને પરિભાષા

વૈદ્યનુ દ્રવ્યગુણવિજ્ઞાન અને પરિભાષા ( Meteria Medica and Pharmacy ) પણ એક પૂર્ણાંગ છે વૈદિક કાળના વૈદ્યને લગભગ સો વનસ્પતિદ્રવ્યોનો પરિચય હશે એ ઉપર જોયુ છે, અને એમાથી થોડા દ્રવ્યોનુ જ ઔષધીય જ્ઞાન હશે અને તે પણ અલ્પ, પણ સહિતાકાલીન વૈદ્યને છસોથી વધારે ઔષધ તરીકે ઉપયોગી વનસ્પતિઓનો પરિચય છે. જોકે હાલમાં એમાથી કેટલીક સદિગ્ધ થઈ ગઈ છે અને ત્રણસોથી વધારે ભાગ્યે જ વપરાય છે વળી પ્રાણીઓ અને પક્ષીઓનાં માસ, રક્ત, દૂધ, મૂત્ર, મળ વગેરેનો પણ પુષ્કળ ઉપયોગ સહિતાઓમા કરેલો છે ઔષધીય વનસ્પતિનુ કયુ અંગ દવા તરીકે લેવુ તથા કઈ

[1] જુઓ 'સિદ્ધાન્ત નિદાન'ના પહેલા બાર શ્લોકો, તેની ટીકા અને તેમા ઉદાહરેલા સંહિતાઓના વચનો તથા નિ. ભા. વૈદ્યસંમેલનની ત્રીજી બેઠકના સભાપતિનુ વ્યાખ્યાન આ સિવાય ત્રિદોષવિષયક મન્તવ્યનોના સંગ્રહો આગળી ટિપ્પણીમા ઉલ્લિખિત નિબંધો અને ગ્રન્થોમા મળશે

ઋતુમાં લેવું વગેરેનો વિચાર પણ છે.[1] વળી ઔષધીય દ્રવ્યોના ગુણોનો ઘણો બહોળો અનુભવ સંહિતાકાલીન વૈદ્યોને હતો એ ચોક્કસ છે. તેઓએ ગુણોનુ વર્ગીકરણ પણ કર્યું છે અને રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવ વડે શરીરમાં ઔષધીય દ્રવ્યો અસર કરે છે એમ આચાર્યોએ માન્યું છે.[2] પ્રાચીન આચાર્યોએ આધુનિક રીતે પશુઓ ઉપર પ્રયોગ કરીને નહિ પણ સીધો મનુષ્યો ઉપર અનુભવ લીધો હોય એમ જણાય છે.

આ ઔષધીય દ્રવ્યોના ગુણોનુ વર્ણન કરનાર અધ્યાયો ચરકસુશ્રુતમાં છે પણ પાછળથી નિઘંટુનામથી એ વિષયના જુદા જ ગ્રન્થો રચાયા છે.[3] ધન્વન્તરિ નિઘંટુ, રાજનિઘંટુ આદિ નિઘંટુ ગ્રન્થોની નોંધ આગળ આવશે. વનસ્પતિની ઓળખાણ દર્શાવનારું જેવું વનસ્પતિશાસ્ત્ર ( Botany ) હાલમાં વિકાસ પામ્યુ છે તેવું ચરક-સુશ્રુતના કાળમા ન હોતું, પણ વૈદ્યે ઔષધીય વનસ્પતિનો પરિચય ભરવાડ, તપસ્વીઓ વગેરે જંગલમાં રહેનારા લોકો પાસેથી મેળવવો જોઈએ એમ આચાર્યોએ કહેલું છે.[4]

પ્રાચીન આચાર્યોએ દવા તરીકે વાપરવા માટે ઔષધીય દ્રવ્યોની સ્વરસ, ફાંટ, કવાથ, ઘી, તેલ, આસવ, ગુટિકા, અવલેહ, રસક્રિયા, વગેરે બનાવટોની પણ એટલા જૂના કાળમા કલ્પના કરી છે, અને એ બનાવટોને અંગે તોલમાપની પણ સૂચના કરી છે.[5]

---

૧ જુઓ સુશ્રુત સૂ. અ. ૩૬.

૨ જુઓ ચરકસંહિતા, સૂત્રસ્થાન, અ. ૨૬ અને સુશ્રુત સૂ, અ. ૪૦.

૩ જુઓ ચરકસૂત્રસ્થાન, અ. ૨, ૩, ૪, વગેરે તથા સુશ્રુત, સૂત્રસ્થાન, અ ૩૮.

૪ જુઓ સુશ્રુત સૂ., અ. ૩૬, શ્લો. ૮ તથા ચરક સૂ., અ. ૧, શ્લો. ૧૨૦ થી ૧૨૨.

૫ જુઓ ચરક સૂ, અ. ૪ તથા કલ્પસ્થાન. અ. ૧૨, શ્લો. ૮૭ થી આગળ તથા સુશ્રુત સૂ., અ. ૩૮, શ્લો. ૮૦ તથા ચિ. અ. ૩૧.

દ્રવ્યગુણશાસ્ત્રમા ખનિજોનો ઉપયોગ રસશાસ્ત્રના વિકાસને લીધે પાછળથી વધ્યો છે, તેમ જ ઔષધિક્રિયાશાસ્ત્રની પણ પ્રગતિ થઈ છે.

**સ્વસ્થવૃત્ત**—આયુર્વેદના મુખ્ય પૂર્વાંગોની ચર્ચા ઉપર પ્રમાણે ટૂંકમા કર્યા પછી હવે મુખ્ય અંગો તરફ વળીએ, આયુર્વેદ એટલે આયુષ્યનુ જ્ઞાન અને આયુર્વેદાચાર્યો જેનાથી આરોગ્ય જળવાઈ રહે, માણસ માદુ ન પડી જાય એવા આહારવિહારના નિયમો આપવા એને પોતાનુ કર્તવ્ય ગણે છે. આ સ્વસ્થવૃત્ત (Hygiene)-શાસ્ત્રનો આ જમાનામા ઘણો વિકાસ થયો છે, અને આયુર્વેદમા જેને હાલમા જાહેર આરોગ્યશાસ્ત્ર (Public Hygiene) કહેવાય છે તેની બહુ ચર્ચા નથી. જો કે જાહેર આરોગ્ય માટે આવશ્યક કેટલાક નિયમો, દા ત, રસ્તામા ન થૂંકવુ, મળત્યાગ નદીને કાંઠે ન કરવો વગેરેનો સદ્વૃત્તમા સમાવેશ કર્યો છે[1] પણ વ્યક્તિગત આરોગ્યનો આયુર્વેદે ઝીણો વિચાર કર્યો છે. બ્રાહ્મ-મુહૂર્તમા ઊઠવાથી આરંભી શું શુ કરવુ એની દિનચર્યા તેમ જ ઋતુ-ચર્યા અને સાજા રહેવા માટે શુ ન કરવુ એ સંબંધી નિયમો આયુર્વેદે આપ્યા છે,[2] જેમાંના ઘણા આધુનિક વિજ્ઞાનથી અપ્રતિકૂળ છે

વળી આરોગ્ય માટે આવશ્યક ગણેલા સદ્વૃત્તમાં સત્ય, બ્રહ્મચર્ય, મૈત્રી, કારુણ્ય વગેરે ઊંચામા ઊંચા માનવગુણોનો સમાવેશ કરીને આયુર્વેદાચાર્યોએ ઉચ્ચ નૈતિક દૃષ્ટિ દર્શાવી છે.

**નિદાન**—આયુર્વેદ ત્રિસ્કન્ધ અથવા ત્રિસૂત્ર કહેવાય છે અને આ ત્રણ સ્કન્ધ એટલે (૧) હેતુ, (૨) લિઙ્ગ અને (૩) ઔષધ[3]

---

૧ જુઓ ચરક સૂ, અ: ૮ અને સુશ્રુત ચિ, અ. ૨૪

૨ ચરક સૂ, અ. ૫, ૬, ૭ અને ૮ તથા સુશ્રુત સૂ, અ. ૬ તથા ચિ. અ ૨૪.

૩ જુઓ ચરક સૂ, અ. ૧ શ્લો ૨૪

આમાંથી હેતુ અને લિઙ્ગ અથવા લક્ષણોનો સમાવેશ રોગના નિદાનમાં થઈ જાય છે. આયુર્વેદાચાર્યોની રોગકારણ વિશે સામાન્ય રીતે એવી કલ્પના છે કે રોગોના સહજ, ગર્ભાવસ્થામાંથી આવેલા, બહારના આઘાતથી થયેલા, પોતાના મિથ્યા આહાર-વિહારથી ઉત્પન્ન થયેલા, ઋતુ વગેરે કાળના ફેરફારથી થયેલા, આગન્તુક અને સ્વભાવજન્ય એ રીતે સાત પ્રકાર છે.[1] વળી આચાર્યોએ શારીર અને માનસ બેય જાતના રોગો માન્યા છે. રજોગુણ અને તમોગુણ માનસરોગના હેતુ છે ત્યારે વિકૃત થયેલા વાત, પિત્ત અને કફ શારીરરોગોનું કારણ છે.[2] આ ત્રણ દોષો વિકૃત થવાનાં કારણો ગ્રન્થકારોએ વિસ્તારથી આપ્યાં છે.[3] જો કે ટૂંકામા સર્વકારણોનો કાળ, બુદ્ધિ અને ઇન્દ્રિયાર્થોના હીન, મિથ્યા અને અતિયોગમાં સમાવેશ કર્યો છે.[4]

જેમ શારીરક્રિયાઓનો આયુર્વેદાચાર્યોએ ત્રિદોષવાદમાં સમાવેશ કર્યો છે તેમ એ જ ત્રણ દોષોની વિકૃતિના સંચય, પ્રકોપ, પ્રસર અને સ્થાનશંશ્રય થઈને રોગોનાં લક્ષણો દેખાય છે એવું માનીને રોગવિજ્ઞાન (Pathology)નો પણ એમાં જ સમાવેશ કર્યો છે.

પણ અહીં હાલમાં પાશ્ચાત્ય વૈદ્યકમાં અનેક રોગોનાં કારણરૂપે મનાતા સૂક્ષ્મ જન્તુકારણવાદ વિશે આયુર્વેદમાં શું છે એ પ્રશ્ન ઊઠવાનો સંભવ છે. શરીરમાંથી ઝાડા વાટે જે કૃમિ નીકળે છે તેની કાંઈક ખબર તો વૈદિક વૈદ્યને પણ હતી અને આયુર્વેદને

---

૧ જુઓ સુશ્રુત સૂ., અ. ૨૪ તથા છઠ્ઠા નિ. ભા. વૈદ્યસંમેલનના સભાપતિનું ભાષણ, રજતજયન્તી ગ્રન્થ, ભા. ૧, પૃ. ૧૧૬.

૨ ચરક સૂ., અ. ૧, શ્લો. ૫૭ અને સુશ્રુત સૂ., અ. ૨૧.

૩ ચરક સૂત્ર, અ., ૨૮ અને સુશ્રુત સૂ., અ. ૨૧.

૪ જુઓ ચરક સૂ., અ. ૧૧.

પણ છે,[1] પરંતુ સૂક્ષ્મ અદૃશ્ય કૃમિઓ જેથી કુષ્ઠાદિરોગો ઉત્પન્ન થાય છે તેનોયે ઉલ્લેખ મળે છે.[2] વળી "કુષ્ઠ, અમુક તાવ, ક્ષય, આંખનો રોગ (નેત્રાભિષ્યન્દ) વગેરે રોગોનો ચેપ લાગે છે," એ વાત પણ સુશ્રુતમાં સ્પષ્ટ કહી છે[3] પણ સૂક્ષ્મદર્શક યંત્ર વગરના એ જમાનામાં સૂક્ષ્મ જન્તુશાસ્ત્ર (Bacteriology)ની આધુનિક પ્રકારની ઉન્નતિ થવાનો સંભવ જ નથી અને એ ઉન્નતિ સિવાય એને મહત્ત્વ મળવાનો પણ સંભવ નથી અલબત્ત શરીરની સ્વાભાવિક પ્રતિષેધશક્તિ (Immunity)[4]ની મહત્તા મહર્ષિઓ સમજ્યા હતા એમ માનવામાં વાંધો નથી. ચરકાચાર્યે આ દૃષ્ટિથી જ આહાર, નિદ્રા (જેમાં આરામનો સમાવેશ થાય છે) અને બ્રહ્મચર્ય એ ત્રણને શરીરના ઉપસ્તમ્ભ કહ્યા છે[5] એ યથાર્થ છે

જેમ રોગના કારણનો આયુર્વેદાચાર્યોએ વિચાર કર્યો છે તેમ એના લક્ષણોનો પણ ઘણો વિચાર કર્યો છે ભિન્નભિન્ન રોગના વિશિષ્ટ લક્ષણોનું વર્ણન આચાર્યોએ નિદાનસ્થાનમાં, ચિકિત્સાસ્થાનમાં તથા સુશ્રુતના ઉત્તરસ્થાનમાં કરેલું છે આયુર્વેદાચાર્યોના મત પ્રમાણે કોઈ રોગનું નામ ન મળે તોપણ પ્રકુપિત દોષના લક્ષણો જોઈને રોગનો ઉપચાર થઈ શકે[6]

**પરીક્ષા**—રોગની પરીક્ષા પ્રત્યક્ષ, અનુમાન અને શાસ્ત્ર એ ત્રણથી કરવી એમ કહ્યા પછી પ્રત્યક્ષ પરીક્ષા જીભ સિવાય બાકીની

---

૧ સુશ્રુત ઉત્તરતન્ત્ર, અ. ૫૪
૨ એજન, શ્લો ૧૫ થી ૨૦
૩ સુશ્રુત નિદાન, અ ૫, શ્લો ૩૨, ૩૩
૪ ગણનાથ સેન એને 'વૈક્ષ્યવી શક્તિ' કહે છે
૫ ચરક સૂ., અ ૧૧, શ્લો. ૩૫
૬ ચરક સૂત્ર, અ ૧૮, શ્લો. ૪૪ થી ૪૭ અને સુશ્રુત સૂત્ર. અ. ૩૫ શ્લો ૧૯.

જ્ઞાનેન્દ્રિયોથી કરવી એમ ચરક કહે છે,[1] ત્યારે સુશ્રુત કહે છેઃ "દર્શન, સ્પર્શ અને પ્રશ્ન એ ત્રણ વડે રોગની પરીક્ષા કરવી એમ કેટલાક કહે છે તે ખોટું છે. ખરી રીતે કાન વગેરે પાંચે ઇન્દ્રિયોથી તથા પ્રશ્નથી પરીક્ષા કરવી."[2] અલબત્ત હાલમાં શ્રોત્રાદિ ઇન્દ્રિયોની મદદમાં થેથેસ્કોપ, થર્મામીટર વગેરે સાધનો વપરાય છે એ ત્યારે ન હતાં, પણ જ્ઞાનેન્દ્રિયો વડે તથા અનુમાનશક્તિ વડે થઈ શકે એટલી પરીક્ષા જરૂર કરવામાં આવતી. અલબત્ત આ રીતે પોતાની જ્ઞાનેન્દ્રિયો અને બુદ્ધિ વડે કરવામાં આવતી પરીક્ષામાં પટુકરણ અને તીક્ષ્ણ બુદ્ધિશાળી ઘણો ઊંડો ઊતરી શકે, જ્યારે મંદશક્તિ-વાળાની પરીક્ષા ઉપરછલ્લી અને કેટલીક વાર ભૂલભરેલી બનવાનો સંભવ છે. થર્મામીટર જે રીતે ગમે તેને હાથે મુકાય પણ એક સરખું જ્ઞાન આપે તેમ સ્પર્શેન્દ્રિયથી ન બને એ દેખીતું છે. નવા જમાનામાં પરીક્ષાનાં સાધનોનો ભારે વિકાસ થયો છે.

**ચિકિત્સા**—કાયચિકિત્સાના નિદાનવિભાગની વાત ઉપર થઈ ગઈ. ચિકિત્સાનો વિચાર કરતાં પહેલું જ કહેવું જોઈએ કે પ્રાચીન આચાર્યોએ કાયચિકિત્સાશાસ્ત્ર( Medicine )નો ઘણો વિકાસ કર્યો હતો અને અત્યારે પણ વૈદ્યોના જીવનનો આધાર કાયચિકિત્સા જ છે. આ દેશમાં સાધારણ રીતે થતા તાવ, ઝાડા, મરડો, ક્ષય, પાંડુરોગ, ઉધરસ, દમ, વગેરે ઘણા રોગો ઉપર અસર-કારક ઔષધોના બહોળા અનુભવથી ગોઠવેલા યોગો દ્વારા ચિકિત્સા-પદ્ધતિ ચરકનાં ચિકિત્સાસ્થાનમાં અને સુશ્રુતના ચિકિત્સા તથા ઉત્તરસ્થાનમાં કહી છે. પ્રાચીનોએ કહેલા ઘણાખરા રોગો અત્યારે ઓળખી શકાય છે. અલબત્ત કોઈ કોઈ વર્ણન અપૂર્ણ હોવાના કારણે કે બીજા કારણે સંદિગ્ધ કોટિમાં પડી ગયા છે. કોઈક અત્યારે

---

૧ ચરક વિમાન, અ. ૪.

૨ સુશ્રુત સૂત્ર, અ. ૧૦-૪.

દેખાતા જ નથી. જ્યારે કેટલાક નવા રોગો જોવામાં આવે છે. આટલા લાંબા કાળને અંતરે આવો ફેરફાર સ્વાભાવિક છે. પણ આયુર્વેદાચાર્યોએ નિદાનચિકિત્સાની એવી પદ્ધતિ ગોઠવી હતી કે નવા રોગોની ચિકિત્સા કરવામાં વૈદ્ય મૂંઝાય નહિ.

જુદાજુદા રોગો ઉપર ફાયદાકારક ઔષધોનો અને યોગ્ય બનાવટોનો ઉપયોગ શોધી કાઢવા સાથે આચાર્યોએ પથ્યાપથ્ય અને લંઘનાદિ ઉપચારપદ્ધતિઓ શોધી કાઢી છે. પથ્યાપથ્યના જ્ઞાન અર્થે આહારમાં વપરાતા દ્રવ્યોના તથા ખોરાકની જુદીજુદી બનાવટોના ગુણદોષો આચાર્યોએ વિસ્તારથી વર્ણવ્યા છે.[1] આ સામાન્ય ઉપદેશ સાથે કેટલાક રોગો ઉપર તો અજબ શોધ કરી છે. દાખલા તરીકે, એક વખતના સર્જન જનરલ સર પાર્ડીલ્યુકીસે એક પ્રસંગે[2] કહેલું તેમ " વિડાલ ( Widal ) અને જાવાલ (Gaval)ના જર્મનીમાં થયેલા પ્રયોગોને પરિણામે ઉદરરોગ (Dropsy)માં મીઠા વગરનો ખોરાક આપવો એ હવે દાક્તરીમાં આવશ્યક ગણાય છે, પણ આ વસ્તુ પૂર્વમાં હજારો વર્ષથી જાણવામાં હતી. " અને ખરેખર ચરકે ઉદરચિકિત્સિત(શ્લો. ૧૦૦, ૧૦૧)માં મીઠાવાળાં અન્નની તથા પાણીની ના પાડી છે.[3] અને દૂધના પ્રયોગની ચરકસુશ્રુતે ઉદરમાં ખાસ ભલામણ કરી છે[4] અને હાલના વૈદ્યો દૂધ ઉપર રાખવાનો પ્રયોગ કરાવે છે એ પ્રસિદ્ધ છે. આયુર્વેદિક કાયચિકિત્સાની

૧ જુઓ ચરક સૂ., અ. ૫ તથા અ. ૨૬, ૨૭, ૨૮ તથા સુશ્રુત સૂ., અ. ૪૬

૨ જુઓ નિ. ભા. વૈદ્યસમેલનની સાતમી બેઠકના સભાપતિના વ્યાખ્યાનમાં સર પાર્ડીલ્યુકીસે ઇંદોરની કિંગ એડવર્ડ મેડિકલ સ્કૂલ સાથેની લેબોરેટરી અને લાયબ્રેરી ખુલ્લી મૂકતાં કરેલા ભાષણમાંથી ઉતારો ( રજત જયન્તી ગ્રન્થ, ભા. ૧ )

૩ વળી જુઓ સુશ્રુત ચિ., અ. ૨૩-૧૭.

૪ ચરક ચિ., અ ૧૩, શ્લો. ૭૧.

આવી બધી વિશેષતાઓ અહીં નોંધી શકાય નહિ, પણ પંચકર્મનો ઉલ્લેખ કર્યા વગર નહિ ચાલે. આયુર્વેદાચાર્યોએ સ્નેહ, સ્વેદ, વમન, વિરેચન અને બસ્તિ એ પાંચને ઉપચારનાં મોટાં કર્મો ગણ્યાં છે. આ કર્મો કયા કયા રોગમાં ખાસ ફાયદો કરે છે, એ કર્મનો વિધિ, એના ભેદો, એના અતિયોગ અથવા હીનયોગની વ્યાપત્તિઓ તથા તેના ઉપચારો વગેરે અનેક બાબતોનો સવિસ્તર વિચાર આયુર્વેદે કર્યો છે.[1] સામાન્ય રીતે વિરેચન (જુલાબ), વમન અને બસ્તિ (એનીમા)નો પાશ્ચાત્ય વૈદ્યકમાં તથા દેશી વૈદ્યકમાં ઉપયોગ થાય છે, પણ આયુર્વેદોક્ત વમન વિરેચન બસ્તિમાં એથી ઘણું વધારે છે, અને પંચકર્મમાંથી સ્નેહ, સ્વેદ જેવી કેટલીક ક્રિયાઓ જૂની રીતે મલબારમાં હજી થાય છે. આયુર્વેદોક્ત પંચકર્મની તથા બીજાં કેટલાંક ચિકિત્સાકર્મોની વિશાળ શક્યતાઓ નવા અન્વેષકોની અન્વેષણશક્તિની રાહ જુએ છે.

**શલ્યતંત્ર–શસ્ત્રચિકિત્સા**—(Surgery, Major & minor)–શલ્યતંત્રના અનેક ગ્રન્થો પહેલાં હતા એ ઉપર જોયું છે, પણ અત્યારે તો સુશ્રુતમા સૂત્રસ્થાનમાં અને ચિકિત્સાસ્થાનમાં જે જળવાઈ રહ્યું છે, તે જ આપણી પાસે છે.

શસ્ત્રચિકિત્સાને અંગે પહેલો વિચાર એમાં ઉપયોગી હથિયારોનો આવે છે. દેશી વૈદ્યકમાં જૂના વખતમાં જો શસ્ત્રચિકિત્સા હોય તો એમાં ઉપયોગનાં હથિયારો પણ હોવાં જોઈએ. હવે જોકે જૂની શોધખોળમાં કોઈ સ્થળેથી શસ્ત્રવૈદ્યોનાં હથિયારો મળી આવ્યાં નથી, પણ સુશ્રુતમાં એનું જે વર્ણન છે તે એટલું સ્પષ્ટ અને સૂચક છે કે એ બધાં હથિયારો એક કાળે વપરાતાં હશે એ ચોક્કસ છે.

---

૧ જુઓ ચરક સૂ. અ. ૧૩, ૧૪, ૧૫ અને ૧૬ તથા આખું કલ્પસ્થાન, તેમ જ સુશ્રુત ચિકિત્સાસ્થાન અ. ૩૧, ૩૨, ૩૩, ૩૪, ૩૫ અને ૩૭.

સુશ્રુતે શસ્ત્રકર્મોપયોગી હથિયારોના બે મોટા વિભાગ પાડ્યા છે[1], (૧) યન્ત્રો (Non-cutting or blunt instruments) અને (૨) શસ્ત્રો (Cutting instruments). આ હથિયારો ઘણા લોકો માને છે તેમ જંગલી કે પ્રાથમિક દશાનાં નહોતાં. સુશ્રુત કહે છે કે "યન્ત્રો મોટે ભાગે લોઢાનાં, કોઈ વાર બીજી વસ્તુ (દા. ત., શીંગડું હાડકા વગેરે)નાં પણ યોગ્ય માપનાં, સારી રીતે પકડાય એવાં, મજબૂત, સારા દેખાવનાં અને દાતાવાળા કે લીસા મોઢાવાળા તથા જુદાંજુદાં જનાવરો, પક્ષીઓ વગેરેનાં મોઢાના આકારનાં (જે આકાર ઉપરથી તેઓના નામો પાડ્યાં છે) જુદાં-જુદા કાર્યને લાયકના હોવાં જોઈએ." સુશ્રુતે બીજાનાં યન્ત્રો જોઇને તેવાં તૈયાર કરાવવાં એમ લખ્યુ છે, એ ઉપરથી પણ ગ્રન્થોમા વર્ણન જ છે એમ નથી પણ યન્ત્રશસ્ત્રો પણ હતા, એમ ઠરે છે. વળી શસ્ત્રો સારી પકડવાળા, સારા લોઢામાથી બનાવેલા તથા સારી ધારવાળા હોવા જોઈએ એમ લખેલુ છે (સુશ્રુત સૂ., અ. ૮-૮). શસ્ત્રોને પાણી પાવાનો વિધિ પણ લખ્યો છે (એજન ૧૨).

કુલ યન્ત્રો સુશ્રુતે ૧૦૧ ગણ્યાં છે. જેમાં શસ્ત્રવૈદ્યના હાથને યોગ્ય રીતે પ્રધાનતમ કહેલ છે (સૂ. અ. ૭-૩). વળી યન્ત્રોના ૭ પ્રકારો નીચે પ્રમાણે ગણ્યા છેઃ—(૧) સ્વસ્તિકયંત્રો (Cross-bladed Instruments-Forceps) ૨૪, (૨) સંદંશયંત્ર (Pincers. હાલના Dissection Fosceps with or without catch), ૨ (૩) તાલયન્ત્ર (Scoops)૨; (૪) નાડીયન્ત્ર (Tubular Instruments) ૨૦, જેમા આધુનિક tubular specula, cathetars, syringes, cupping instruments વગેરેનો સમાવેશ થાય છે; (૫) શલાકાયન્ત્ર (Blunt probe, Hook, sound વગેરે) ૨૮;

૧ જુઓ સુશ્રુત સૂ. અ. ૭ અને ૮

૨ એજન ૭, ૯

અને (૬) ઉપયંત્ર (પાટા, દોરી, ચામડું, વગેરે) ૨૫. પ્રત્યેકનાં માપ, આકાર વગેરેનું વર્ણન કર્યું છે.[1]

સુશ્રુતે શસ્ત્રો (cutting instruments), મંડલાગ્ર આદિ વીશ ગણાવ્યાં છે. જેમાં જુદીજુદી જાતનાં ચાકુ (Knife -Sharp curette), કરવત, કાતર, Trocar, સોઈ વગેરેનો સમાવેશ થાય છે. અને આ હથિયારોમાંથી છેદન, લેખન, ભેદન, વિસ્રાવણ, વ્યધન, આહરણ, એષણ અને સીવન એ આઠ જાતનાં શસ્ત્રકર્મોમાંથી કયા કર્મમાં કયું વાપરવું, કેવી રીતે અમુક પકડવું, તથા હથિયારો વાપરવાની ટેવ કેવી રીતે પાડવી એ બાબતની પણ સૂચના સુશ્રુતે આપી છે.[2]

**શસ્ત્રક્રિયા**—આ યન્ત્રો અને શસ્ત્રોનો પ્રાચીન શસ્ત્રવૈદ્યો યોગ્ય ઉપયોગ ઘણી કુશળતાથી અને ઝડપથી કરતા હશે એ ચોક્કસ છે. કારણ કે આ જમાનાનાં દર્દીને ભાનરહિત કરનારાં ક્લોરોફોર્મ આદિ ઔષધો( anaesthetics )ના અભાવને લીધે મોટું શસ્ત્રકર્મ કરવું કેટલું બધું મુશ્કેલ થતું હશે એ સમજી શકાય છે. સુશ્રુતમાં ગંભીર શસ્ત્રકર્મ કરવા પહેલાં દર્દીને મદ્ય (દારૂ) પાવાનું લખ્યું છે અને એના ઘેનમાં પડેલાને શસ્ત્રના ઘાની વેદના નથી જણાતી એમ માન્યું છે.[3] પણ એ વખતે

---

૧ સુશ્રુત સૂત્રસ્થાન, અ. ૭. આ યન્ત્રોની આધુનિક સાથે સરસ સરખામણી કવિરાજ ગણનાથ સેને 'Indian Medical Record'ના ૧૯૧૪ ઑક્ટોબર અને ૧૯૧૫ નવેમ્બર અંકમાં કરી છે.

સ્વ. શ્રી. ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાય બી. એ., એમ. ડી., એમણે 'Surgical Instruments of the Hindus' નામનો ગ્રન્થ લખ્યો છે જે બે ભાગમાં કલકત્તા યુનિવર્સિટી તરફથી ૧૯૦૯ માં છપાયો છે.

૨ જુઓ સુશ્રુત સૂ., અ. ૮ તથા ૯

૩ સુશ્રુત સૂ., અ. ૧૭, શ્લો. ૧૨ થી ૧૪.

શસ્ત્રકર્મ કેવું કષ્ટભરેલું હશે એ પથરીના શસ્ત્રકર્મનું સુશ્રુતે જે વર્ણન કર્યું છે ( ચિ. અ ૭ ) તે ઉપરથી દેખાય છે અને એ કારણથી જ સુશ્રુતમા કહ્યું છે કે " ન કરવાથી ચોક્કસ મૃત્યુ થશે અને કરવાથી સંદિગ્ધ હોય એટલે કે કદાચ બચી જાય એમ હોય તો શસ્ત્રકર્મ કરવું અને તે પણ રાજાની રજા લઇને " ( એજન ) શ્લો ૨૯ આયુર્વેદના ઉપલા સ્પષ્ટ ઉલ્લેખો જોતા 'ભોજપ્રબંધ'મા " મોહચૂર્ણથી રાજાને મોહ પમાડી માથાની ખોપરી ઉઘાડવાની તથા પાછુ બંધ કરી ચામડી સીવી લીધા પછી સંજીવનીથી રાજાને જિવાડવાની " વાતને દંતકથા જ માનવી પડશે આયુર્વેદમાં મોહચૂર્ણનો કે સંજીવનીનો પત્તો નથી તેમ જ 'ભોજપ્રબંધ' રચાયો ત્યારે વૈદ્યોમાથી સુશ્રુત, વૃદ્ધ વાગ્ભટના વખતનો શસ્ત્રક્રિયાનો અભ્યાસ તદ્દન નીકળી ગયો હતો

પણ પ્રાચીન કાળમા શસ્ત્રવૈદ્યો જરૂર પડતા હિંમતથી હાથ-પગ કાપી નાખતા,[1] જલોદર રોગમા વ્રીહિમુખ શસ્ત્રથી છેદ પાડી અને છિદ્રદ્વારા નાડી–કલાઈ કે બીજી ધાતુની બે મોઢાવાળી નળી (Canula)–નાખી તે દ્વારા ચારપાંચ વખતમા પાણી કાઢી નાખતા[2] દાક્તરી પેરેસેન્ટેસિસ ( Paracentesis ) કરતા આ રીત ઉત્તમ છે એમ કવિરાજ ગણનાથ સેન કહે છે બસ્તિ ચીરીને પથરી કાઢવાનો વિધિ પણ વીગતથી વર્ણવ્યો છે.[3] પેટ ચીરીને અંદરના અવયવો ઉપર શસ્ત્રકર્મ ( Laparatomy ) કરવાનો વિધિ વર્ણવ્યો છે[4] માથામાથી શલ્ય કાઢવાનુ કહ્યુ છે[5] તે ખોપરીને ચીરીને ( Trephining )

---

१ સુશ્રુત શા., અ ६
२ એજન ચિ , અ १४
३ એજન ચિ , અ ७
४ સુશ્રુત ચિ , અ १४
५ એજન ચિ , અ २, શ્લો ६९

કરવાનું હશે. આવાં મોટાં શસ્ત્રકર્મો ઉપરાંત તાજા લડાઈમાં થતા ઘા અને શરીરની અંદર રહી ગયેલાં બાણનાં ફળાં (શલ્ય)ને શસ્ત્રક્રિયા કરીને કાઢવામાં તથા તેનાં વ્રણોની સારવારમાં[1] પ્રાચીન શસ્ત્રવૈદ્યને ઘણી જાતની ક્રિયા કરવી પડતી. વળી લડાઈમાં તથા બીજી રીતે હાડકાં ભાંગી જાય તેની ચિકિત્સા પણ સુશ્રુતમાં છે.[2] પછી અર્શ, ભગંદર, પ્રમેહપિડકા, વિસર્પ રોગ, નાડીરોગ, ગાંઠ, અર્બુદ વગેરે રોગો ઉપર નાની શસ્ત્રક્રિયાઓ તો સામાન્ય હતી.[3] આવી શસ્ત્રક્રિયા પછી તેમ જ બીજી રીતે થયેલાં ઘારાંઓની ચિકિત્સા સુશ્રુતે વિસ્તારથી કહી છે.[4] આ શસ્ત્રક્રિયા ઉપરાંત એ વખતના શસ્ત્રવૈદ્યો ક્ષાર કર્મ, ડામ દેવાનું કર્મ (અગ્નિકર્મ), જળો લગાડીને લોહી કાઢવાનું કર્મ, ફસ ખોલીને લોહી કાઢવાનું કર્મ વગેરે કર્મો પણ કરતા.[5] હાલમાં જળો લગાડવાનું તથા ફસ ખોલવાનું કામ બીજા લોકો કરે છે, પણ વૈદ્યોમાંથી એ કર્મો ઘણા વખતથી નીકળી ગયાં છે, દાંત વગેરે ઉપરની તથા મૂઢ ગર્ભની શસ્ત્રક્રિયાની નોંધ પાછળ આવશે.

**શાલાક્ય**—આંખ, કાન, નાક અને ગળાના રોગોની ચિકિત્સાના શાસ્ત્રને પ્રાચીનો શાલાક્યતંત્ર કહે છે. એ વિષયના જૂના કાળમાં જુદા ગ્રન્થો હતા, જેનો ઉલ્લેખ પહેલાં કર્યો છે, તેમાંથી સુશ્રુતે ઉત્તરતંત્રના ( અ. ૧ થી ૨૧ ) અધ્યાયોમાં ખેંચેલો સાર અત્યારે જળવાઈ રહ્યો છે. સુશ્રુતે આંખના ૭૬ રોગો ગણ્યા છે;[6]

---

૧ એજન ચિ., અ. ૨

૨ એજન ચિ., અ. ૩

૩ એજન ચિ., અ. ૬, ૮, ૧૨, ૧૭, ૧૮

૪ એજન સૂ., અ. ૧૭, ૧૮ તથા ચિ. અ. ૧

૫ એજન સૂ., અ ૧૦, ૧૨, ૧૩, ૧૪ અને શારીરસ્થાન અ. ૮

૬ આયુર્વેદોક્ત આંખના રોગોને આધુનિક રીતે સમજાવવાનો પ્રયત્ન ડૉ. કે. એસ. મ્હસકરે Opthalmology of Ayurvedists નામના લેખમાં Journal of the Indian Medical Association, September, 1931 માં કર્યો છે.

કાનના અઠ્ઠાવીશ, નાકના એકત્રીશ અને માથાના ૧૧ રોગો ગણ્યા છે. આંખ વગેરેના રોગો ઉપર ટીપાં નાખવાં, સેક કરવો, આંખ, કાન વગેરે ધોવાં, આંખમાં દવા આંજવી, કાનમાં તેલ નાખવું[1] શિરોવિરેચન વગેરે ઉપચારો ઉપરાંત અનેક જાતનાં શસ્ત્રકર્મો કરવાનું પણ સુશ્રુતે કહ્યું છે

દા ત, અર્મ રોગ (Pterygeum) ઉપર છેદનનો ઉપદેશ સુશ્રુતે (ઉ અ ૧૫, શ્લો ૫ થી ૯) સરસ આપ્યો છે આ શસ્ત્રકર્મ હાલના દાક્તરી શસ્ત્રકર્મને મળતું છે એમ કવિરાજ ગણનાથ સેન કહે છે[2] આંખના મોતિયાની શસ્ત્રક્રિયા જેને હાલમાં (Couching) કહે છે તે વર્ણવવામાં આવી છે[3] અને હાલમાં પણ કોઈ કોઈ એ ક્રિયા કરે છે

શાલાક્યતંત્રના વિષયમાં આંખ ઉપરાંત દાંતના રોગો વિશે બે શબ્દો કહેવાના છે જોકે સુશ્રુતે શાલાક્યતંત્રમાં મોઢાના રોગોને ગણ્યા છે છતાં એ રોગોના ચિકિત્સાદિ ઉત્તરસ્થાનમાં આંખ વગેરેના રોગો સાથે નથી કહ્યા પણ નિદાન અને ચિકિત્સાસ્થાનમાં કહ્યા છે, અને દાંતના રોગોની ચિકિત્સાનું (ચિ સ્થાન અ ૨૨)માં વર્ણન કરતાં દાંત કાઢી નાખવાની, દંતમાંસના રોગોમાં છેદનની દંતશર્કરાના ઉદ્ધરણ (removal of the tarter)ની ક્રિયા વગેરે આધુનિક દંતવૈદ્યકની ઘણી ક્રિયાઓ કહેલી છે ડૉ. જમશેદજી જીવણજી મોદી કૃત્રિમ દાંતોની ગોઠવણની વાત પણ છે એમ કહે છે,[4] પણ મને તો એ મળતી નથી

---

૧ આ ટીપાં, તેલ વગેરે ઓષધોથી સિદ્ધ કરેલાં સમજવાં સુશ્રુત ઉ., અ. ૮, શ્લો. ૪, ૫

૨ જુઓ જયન્તી ગ્રન્થ, પૃ ૭૫

૩ સુશ્રુત, ઉ અ. ૧૭, શ્લો. ૫૭ થી ૬૧

૪ જુઓ Journal of B B R A S 1926, Vol 2 No 1 માં છપાયેલો Is Ayurved a Quackery ? નામનો ડૉ મોદીનો લેખ તથા તેનો આ વિ., પુ ૧૦, પૃ. ૧૧૦ માં છપાયેલો અનુવાદ.

**ભૂતવિદ્યા**—ભૂતવિદ્યા ખરી રીતે વેદકાળથી આ દેશમાં ચાલતી હતી અને હાલમાં જેમ ગામડાંમાં ભૂત, પ્રેત, જિન વગેરેના વળગાડોના વહેમો છે, તેમ જૂના કાળમા પણ આ દેશમાં હતા પણ વૈદ્યોએ તો એને રોગ તરીકે જોયા છે. વળી વાઈ, ઘેલછા જેવા માનસરોગોનાં નિદાનચિકિત્સાનો પણ ભૂતવિદ્યામાં સમાવેશ કર્યો છે. વળગાડના નિદાનમાં આઠ પ્રકારના ગ્રહો ગણ્યા છે અને તેની ચિકિત્સામાં જપ, હોમ વગેરે ધાર્મિક ક્રિયાઓની સૂચના કરી છે[૧]. બાકી, વાઈ અને ઘેલછામાં તો નિદાન અને ચિકિત્સા બેય સામાન્ય વૈદ્યક સિદ્ધાન્તાનુસાર કહેલ છે.[૨]

**કૌમારભૃત્ય**—કૌમારભૃત્ય શબ્દનો અર્થ બાળકોના ઉછેરની વિદ્યા એવો થાય, પણ બાળકોના રોગોનો પણ પ્રાચીનોએ કૌમારભૃત્યમાં જ સમાવેશ કર્યો છે, અને સુશ્રુતે બાળકોને થતા ઘણા રોગોને બાલગ્રહોની પીડાઓ ગણી છે.[૩] આ એ વખતની પ્રચલિત માન્યતાનુ સૂચક છે. બાકી, જુદાજુદા ગ્રહોની પીડાનાં જે લક્ષણો આપ્યાં છે તે તો મોટે ભાગે રોગોના સૂચક છે. વળી એના ઉપાય તરીકે હોમ, મંત્ર, પાઠ, સરસિયા તેલનો દીવો કરવો વગેરે ટુચકા લખ્યા છે પણ દવાઓયે બતાવી છે.[૪] વળી મોટાં માણસોને થતા જે જ્વરાદિ રોગો બાળકોને થાય તેને જુદા નોંધવાની જરૂર ચરક સુશ્રુતે નહિ ગણી હોય; જોકે કાશ્યપસંહિતામાં એવા રોગોની ચિકિત્સા લખી જ છે અજગલિકા, મસૂરિકા (શીતળા) જેવા બાળકોને થતા રોગોને ક્ષુદ્ર રોગમા સુશ્રુતે ગણ્યા છે.[૫] આ ઉપરાત કાશ્યપસંહિતામા બીજે ન કહેલા બાલશોષ (Rickets) જેવા

---

૧ જુઓ સુશ્રુત ઉત્તરસ્થાનનો અમાનુષોપસર્ગ પ્રતિષેધ નામનો ૬૦ મો અધ્યાય

૨ જુઓ સુશ્રુત ઉ સ્થાનના ૬૧ અને ૬૨ અધ્યાયો તથા ચરક ચિ. સ્થાનના ૯ અને ૧૦ અધ્યાયો.

૩–૪ જુઓ સુશ્રુત ઉ, અ ૨૭ થી ૩૭.

૫ સુશ્રુત ચિ, અ. ૧૩

રોગનું ફક્કરોગ નામથી વર્ણન કર્યું છે[1] અને એ સહિતામા દાતના ભેદ, દાતની ઉત્પત્તિ વગેરે વિષયો તથા ધાત્રીની તેમ જ તેના દૂધની પરીક્ષા વગેરે બાબતો પણ ચર્ચી છે[2]

**યોનિવ્યાપત્તન્ત્ર** ( Gyonæcology )—સુશ્રુતમા યોનિવ્યાપત્પ્રતિષેધ અધ્યાય (ઉ અ. ૩૮) ને કૌમારભૃત્યતન્ત્રમા ગણ્યો છે. યોનિરોગના કારણથી ગર્ભ રહેવામા મુશ્કેલી આવે એ કારણ હશે. આ એક અધ્યાયમા વીશ યોનિરોગો કહ્યા છે અને એ ઉપરાત આર્તવના રોગોનું વર્ણન સુશ્રુતે શારીરસ્થાનના બીજા અધ્યાયમા કર્યું છે[3] અને અર્શ પ્રકરણ (નિ અ. ૨) ના વર્ણવેલ યોનિપ્રરોહ પેઠે કોઈક સ્ત્રીરોગ બીજા પ્રકરણોમા પણ વર્ણવેલ છે.[4]

**ગર્ભિણીવ્યાકરણ અને પ્રસૂતિતન્ત્ર**—સુશ્રુત શારીરસ્થાનના ૧૦ મા અધ્યાયમા અને ચરક શારીરસ્થાનના આઠમા અધ્યાયમા ગર્ભ ક્યારે રહે, કેવી રીતે રહે, જુદેજુદે મહિને એનું રૂપ કેવુ હોય, ગર્ભિણીને જુદાજુદા મહિનામાં કેવી રીતે સચવવી, કસુવાવડ જેવી આપત્તિઓ, અને છેવટ સુવાવડ વખતે માતાને તથા નવા જન્મેલા બાળકને શુ કરવુ એ સર્વ વિષયોનુ, મતલબ કે ગર્ભવ્યાકરણ સાથે પ્રસૂતિતન્ત્રનુ વર્ણન કર્યું છે

---

૧ કાશ્યપસહિતા, પૃ ૧૦૦

૨ કાશ્યપસહિતા, સૂત્ર, અ ૧૯

૩ ચરકસહિતા ચિ, અ ૩૦ મા યોનિરોગોનુ વર્ણન છે

૪ યોનિવ્યાપત્તન્ત્ર વિષયક આયુર્વેદીય ગ્રન્થોમાં શું છે તે માટે તથા તે તે રોગના આધુનિક દાક્તરી પર્યાયો માટે જુઓ ડૉ ટૂ શ્રી રુદ્રસરનો યોનિવ્યાપત્તન્ત્ર, પ્રસૂતિતન્ત્ર અને કૌમારભૃત્ય (Gynæcology, obstetrics & Pediatrics of the Ayurvedists) નામનો Journal of the Indian Medical Association ૧૯૩૨ ના નવેમ્બર ડિસેમ્બર અંકમા છપાયેલો લેખ, અને તેનો આ વિ, પુ. ૧૭, પૃ ૯૯ મા આપેલો સાર

ચરકસુશ્રુતમાં સુવાવડીને રાખવા માટે જે મકાન ( સૂતિકાગાર ) નું વર્ણન કર્યું છે, તેમાં હવા, પ્રકાશ, કોમળ વસ્ત્રો અને સુવાવડીનાં સુખસગવડનો એવો સારો વિચાર કરેલો છે કે સુવાવડીની હાલની સ્થિતિ લોકમાં અજ્ઞાન અને દરિદ્રતા વધ્યા પછી ઉત્પન્ન થઈ હશે એમ લાગે છે. અલબત્ત, ગૃહ્યસૂત્રને અનુસરતી ધાર્મિક વિધિ–સ્વસ્તિવાચનાદિની વાત પણ ચરકસુશ્રુતમાં છે જ.

સુવાવડ મોટે ભાગે કુદરતી રીતે કોઈ પણ જાતની અડચણ વગર આવતી હોવા છતાં હમેશાં એમ નથી બનતું. કદચિત્ ગર્ભને બહાર નીકળવામાં મુશ્કેલી આવે છે. આ સ્થિતિ (Difficult labour and Abnormal presentations) ને આયુર્વેદમા મૂઢ ગર્ભ કહેલ છે. મૂઢગર્ભના સુશ્રુતે આઠ પ્રકારો વર્ણવ્યા છે. ( સુ. નિ. અ. ૮ તથા ચિ. અ. ૧૫ ), જેમાં આડું આવવાના હાલમાં જણવામાં આવેલા ઘણા પ્રકારો આવી જાય છે.[૧] વળી આ મુશ્કેલીઓમાં મંત્રો અને ઔષધો નિષ્ફળ જતાં હાથથી ગર્ભને ફેરવીને કરવાની ક્રિયાઓ કહી છે તે પણ સયુક્તિક છે. અને છેવટ યોનિની સ્થિતિ કે ગર્ભનું શરીર એવાં હોય કે ગર્ભ બહાર ન જ નીકળી શકે અથવા ગર્ભ મરી ગયો હોય તો ગર્ભને કાપીને કાઢવાનુ વિધાન પણ સુશ્રુતમાં છે. બનતા સુધી જીવતા ગર્ભને શસ્ત્રથી ન કાપવો એવો સુશ્રુતનો આગ્રહ છે. આના પેટને ચીરીને પણ જીવતા ગર્ભને કાઢી લેવાનુ સુશ્રુતમાં કથન છે. પણ એ વચનના શબ્દો જરા સંદિગ્ધ છે.[૨]

---

૧ આ વિષયની સવિસ્તર ચર્ચા માટે જુઓ એકેન્દ્રનાથ ઘોષનો 'મૂઢગર્ભ અને ચિકિત્સા ' નામનો કલકત્તાની બીજી ઓરિયેન્ટલ કૉન્ફરન્સ આગળ વાચેલો નિબન્ધ અને તેનો આ. વિ., પુ. ૧૧, અં. ૪–૫ મા છપાયેલો અનુવાદ.

૨ જુઓ સુશ્રુત નિ. અ. ૮, શ્લો. ૧૪. આ શ્લોકમાં મરેલી માતા ઉપર શસ્ત્રકર્મ કરવાનું કહ્યું છે કે જીવતી માતા ઉપર ? એ પ્રશ્ન છે. ( જુઓ સુશ્રુતનું કુંજલાલ ભિષગ્રત્નનું અંગ્રેજી ભાષાન્તર, ઉપલા શ્લોક ઉપર ટીપ. )

આયુર્વેદમાં સુવાવડીને થતા સૂતિકારોગો (Puerperal diseases)નું પણ થોડું વર્ણન છે અને એ સૂતિકારોગોની ઔષધચિકિત્સા માત્ર હાલના વૈદ્યોમાં પ્રચલિત છે. બાકીની વિદ્યાઓમાંથી પ્રસૂતિતંત્ર વૈદ્યોમાંથી નીકળીને અભણ અમંગકારી સુયાણીઓના હાથમાં ઘણા વખતથી ચાલ્યું ગયું છે. અને મૂઢગર્ભચિકિત્સા વૈદ્યો માટે તો ગ્રન્થોમાં જ છે. બાકી, કોઇક ગામડામાં પરંપરાથી કે સ્વયંપ્રજ્ઞાથી મૂઢગર્ભક્રિયામાં ચમત્કારિક હસ્તકૌશલ મેળવેલો એકાદ ગામડિયો મળી આવે છે ખરો.

અગદતન્ત્ર (Toxicology)—સ્થાવર અને જંગમ સર્વ પ્રકારનાં ઝેરોની ચિકિત્સા જેનો વર્ણનવિષય છે તે આયુર્વેદનું અંગ અગદતન્ત્ર નામથી ઓળખાય છે. મૂળ, ફળ વગેરે તથા હરતાલ, સોમલ વગેરે ખનિજ દ્રવ્યો સ્થાવર વિષ ગણાય છે. સર્પ, વીંછી, ઝેરી ઉંદર, અનેક જાતના ઝેરી જીવડાં વગેરેનાં ઝેરો એ જંગમ વિષ ગણાય છે.[૧] પ્રાચીન કાળમાં આ અગદતન્ત્ર જાણનારા ખાસ વૈદ્યો હતા અને રાજાઓ પાસે તથા લશ્કરમાં એ વૈદ્યોની ઘણી જરૂર પડતી.[૨]

સ્થાવર વિષની બાબતમાં પાછળથી પહેલાં ન વપરાયેલાં વિષો વપરાયા છે. તેમ જૂનાં કેટલાંક નામશેષ થઈ ગયાં છે. પણ સ્થાવર વિષના ભેદો, વિષનાં લક્ષણો, વિષની અસરની જુદીજુદી અવસ્થાની ચિકિત્સા વગેરે ઉપયુક્ત વિષયની શાસ્ત્રીય ચર્ચા તો સુશ્રુતમા છે જ. ઠાંડુ પાણી માથે રેડવું, ઊલટી કરાવવી, મધ અને ઘી પાવા, જુલાબ આપવો તથા વિષઘ્ન ઔષધો આપવાં એટલી સામાન્ય ચિકિત્સા છે.

---

૧ સુશ્રુતના કલ્પસ્થાનના આઠ અધ્યાયો તથા ચરકના ચિ. સ્થાનનો વિષચિકિત્સિત અધ્યાય.

૨ જુઓ ઉપર પૃ, ૧૦૨.

જંગમ વિષમાં આજે જે સર્પવિષ આ દેશનાં હજારો પ્રાણીઓનો ભોગ લે છે તેનું સુશ્રુતમાં પણ વિસ્તારથી વર્ણન છે. માત્ર દૃષ્ટિ અને નિઃશ્વાસથી વિષની અસર કરનારા સુશ્રુતોક્ત દિવ્ય સર્પો તો હાલમાં નથી, પણ સર્પની દાઢમાં વિષ હોય છે એ પ્રાચીનોને ખબર હતી. હાલના વૈજ્ઞાનિક ધોરણ ઉપર નહિ પણ સર્પોનું કાંઈક વર્ગીકરણ કરીને આયુર્વેદાચાર્યોએ વર્ણન કર્યું છે. પછી સર્પના ઝેરની અસરનું પણ સુશ્રુતમાં વર્ણન છે. સર્પવિષની ચિકિત્સામાં દંશની ઉપર મંત્રેલ પાટો બાંધવો, પછી દંશને કાપીને બાળવો, કાપી નાખવો કે ચૂસવો, અને પછી સિરાવેધથી લોહી કાઢવું એ સામાન્ય ક્રિયા અને પછી મન્ત્રથી ઉતારવો તથા ઔષધોના અગદો પાવા એટલી મુખ્ય ચિકિત્સા છે. વીંછીની ચિકિત્સા સર્પ પેઠે કરવાનું સુશ્રુત (ક. અ. ૮) માં કહ્યું છે. અને હાલમાં પણ બેયમાં દંશથી ઊંચે પાટો બાંધી મંત્રોપચારનો પ્રચાર છે. મંત્રથી સર્પ ઉતારનારા આ દેશમાં ઘણા લોકો છે, પણ કાળા નાગ (કોબ્રા)નું ઝેર પૂરું દંશમાં ઊતર્યું હોય તો એ ઊતર્યાના દાખલા દુર્લભ છે, એ જ રીતે આયુર્વેદમાં ગમે તેવાં ઝેરને દૂર કરનાર ઔષધો લખ્યાં છે. અને આયુર્વેદ બહારનાં પણ ઘણાં લોકમાં વપરાય છે. પણ પ્રયોગથી શાસ્ત્રીય પરીક્ષા કરતાં ઝેર ઉતારનાર કોઈ ઔષધ ડૉ. મ્હસકરને મળ્યું નથી.[1]

સુશ્રુતમાં સર્પ વીંછી ઉપરાંત જે ઝેરી જનાવરોના ઝેરનું વર્ણન છે તેમાં ઉંદરના ઝેરનું વર્ણન ખાસ છે. હાલમાં પણ કેટલીક વાર ઉંદર કરડવાથી તાવ વગેરે ઝેરી લક્ષણો થતાં દેખાય છે. ચિકિત્સામાં ડાંભ, લોહી કાઢવું, અને ઔષધીય લેપો એ

---

૧ જુઓ મૈસૂરના ૨૧ મા નિ. ભા. વૈદ્ય સમ્મેલન આગળ ડૉ. મ્હસકરે વાંચેલો सर्पदंशे प्रयुज्यमाना भारतवर्षीया वनस्पतयः નામનો નિબંધ તથા તે ઉપરથી શ્રી. બા. ગ. વૈદ્યે લખેલો कालदष्टोऽपि जीवति નામનો આ. વિ., પુ. ૧૪, પૃ. ૧૭ માં છપાયેલો લેખ.

મુખ્ય છે પછી કૂતરા, શિયાળ વગેરેના કરડથી થતા હડકવા- (जलत्रास Hydrophobia) નું વર્ણન છે એના ઉપાયો લખ્યા છે, અને સાથે માનિક ઉપચાર કહેલ છે હડકવા થયા પછી અસાધ્ય છે એ પણ નોંધ્યુ જ છે.

ઉપર અનેક જાતના કીટોના ઝેરનુ તથા ચિકિત્સાનુ વર્ણન કર્યું છે, જેમા ઘરોળી, કીડી, દેડકા કાનખજૂરો વગેરેનો સમાવેશ થાય છે આ કીટો તેમ જ વીંછી વગેરેની ઉત્પત્તિ છાણ, સર્પ વગેરેના સડામાથી માની છે તે એ જમાનાની સામાન્ય કલ્પના લાગે છે [1]

આ અગદતન્ત્રના વિષયમા પાછળથી જ્ઞાન વધ્યુ નથી

**રસાયન વાજીકરણ**—ચરક સહિતામા સ્પષ્ટ કહ્યુ છે કે [2] 'ઓષધ બે જાતનુ છે—એક નીરોગીના તેજ બળ આદિને વધારનાર અને બીજુ રોગીના રોગને હરનારુ" કાયચિકિત્સા આદિ આયુર્વેદાંગોમા રોગીના રોગને હરનાર ઔષધની ચર્ચા છે, જ્યારે રસાયન વાજીકરણમા પહેલા પ્રકારના ઔષધની ચર્ચા છે અલબત્ત, કેટલાક રોગહર ઔષધમા થોડી રસાયન કે વાજીકરણની શક્તિ હોઇ શકે, તેમ રસાયન વાજીકરણ ઔષધો થોડુ ઘણુ રોગ હરવાનુ કાર્ય કરે એમ ચરક સ્વીકારે છે

"રસાયનથી માણુસ દીર્ઘ આયુષ યાદદાસ્ત, મેધા, આરોગ્ય યૌવન, કાન્તિ વાકસિદ્ધિ, લોકવન્દ્યતા" આદિ મેળવે છે, એમ ચરક કહે છે [3]

રસાયનના બે જાતના પ્રયાગો (૧) કુટીપ્રાવેશિક અને (૨) વાતાતપિક ચરકમા વર્ણવ્યા છે વળી આ પ્રયોગો વડે તથા એ

૧ જુઓ સુ. ક. ૨-૧-૬નો શાકરભાષ્યમા છાણમાથી વીંછી આદિ ઉત્પન્ન થવાની વાત છે.

૨ જુઓ ચરકસહિતા ચિ. અ ૧, શ્લો ૪

૩ એજન શ્લો. ૭, ૮

સિવાય પણ આયુર્વેદમાં કહેલાં રસાયન ઔષધોના સેવનથી દીર્ઘાયુષ, આરોગ્ય અને યૌવનની સ્ફૂર્તિ પ્રાપ્ત થાય એમ આયુર્વેદ માને છે.

રસાયન ગુણવાળાં અનેક ઔષધો અતિશયોક્તિવાળી ફલશ્રુતિ સાથે લખ્યા પછી પણ આયુર્વેદ એમ તો માને જ છે કે "સત્યવાદી, અક્રોધી, મદ્ય અને મૈથુનથી દૂર રહેનાર, અહિંસક, પ્રશાન્ત, જપપરાયણ, પવિત્ર, ધીર, તપસ્વી, જાગવું અને ઊંઘવું બેયને સમતાથી સેવનાર, હંમેશાં દૂધ ઘી ખાનાર, દેશકાળનું પ્રમાણ જાણનાર, પ્રશસ્ત આચરણવાળો, અધ્યાત્મ તરફ જેની ઇન્દ્રિયો વળેલી છે એવો અને જે જિતાત્મા છે તેને નિત્ય રસાયન જાણવો અને આવા ગુણોવાળો જો રસાયનનું સેવન કરે તો યથોક્ત ગુણોનો લાભ મેળવે."[1] મતલબ કે ઔષધો અને ઉત્તમ ખોરાક સાથે મનની ઉચ્ચ સ્થિતિ પણ દીર્ઘાયુષ અને આરોગ્ય માટે આવશ્યક છે એમ આયુર્વેદ માને જ છે. અને જોકે ફલશ્રુતિમાં હજારો વર્ષનું આયુષ, યોજન સહસ્રગતિ વગેરે અતિશયોક્તિઓ છે,[2] પાછળથી અતિશયોક્તિનો પ્રકાર વધ્યો છે પણ પ્રકૃષ્ટ મીમાંસક શબરસ્વામી સ્પષ્ટ કહે છે[3] તેમ પ્રાચીનકાળના ય બુદ્ધિશાળી વિદ્વાનો આવી અતિશયોક્તિ માનતા નહિ, એટલે હજાર વર્ષ કે હજાર તો દૂર રહ્યાં સો વર્ષ જેટલું લાંબું પણ ભલે ન જિવાય, પણ વિધિપૂર્વક રસાયનસેવનથી આરોગ્યને અને કદાચ આયુષને પણ કાંઈક લાભ થાય છે એટલું માનવામાં વાંધો નથી.[4]

---

૧ જુઓ ચરક ચિ. અ. ૧ પા. ૪, શ્લો. ૩૦ થી ૩૪.

૨ એજન અ. ૧ પા. ૩ શ્લો. ૧૩ તથા પા. ૪–૭ તથા સુશ્રુત ચિ. અ. ૨૭, શ્લો. ૬.

૩ न रसायनानागेततसामर्थ्यं दृष्टं येन सहस्रसंवत्सर जीवेयुः શબર ભાષ્ય.

૪ સુશ્રુત ચિ. અ. ૨૭ માં કહેલ વિડંગતંદુલના પ્રયોગનો સ્વ.

વાજીકરણ—સ્વસ્થ ને ઉર્જસ્કર ઔષધના બે પ્રકારોમાં એક રસાયન અને બીજું વાજીકરણ. વાજીકરણ કે વૃષ્ય એટલે પુરુષની સ્ત્રીસંભોગની શક્તિને વધારનાર ઔષધો. ઘણા જૂના કાળથી કામેચ્છાની તીવ્રતાથી આ પ્રકારનાં ઔષધોની માગણી આ દેશમાં હતી એમ કામશાસ્ત્રના ગ્રન્થો તથા આયુર્વેદનાં વાજીકરણ પ્રકરણો જોતાં જણાય છે. પાછળથી એ માગણી ઘટી નથી પણ વધી છે; પરિણામે વૈદ્યકના પાછલા ગ્રન્થોમાં વૃષ્યયોગોની સંખ્યા વધી છે, અને આ જમાનામાં શક્તિની દવાઓની ગમે તેવી અતિશયોક્તિ-ભરેલી જાહેર ખબરોથી છાપાંઓનાં પાનાં ભરેલાં દેખાય છે.

પણ આયુર્વેદોક્ત વાજીકરણ પ્રયોગોમાંના ઘણામાં સાચો વાજીકરણ ગુણ હોય છે. વળી આયુર્વેદમાં વાજીકરણ માટે પ્રાણિજ વસ્તુઓ ખાસ કરીને બકરાં વગેરે પ્રાણીઓનાં વૃષણો-ખાવાનું વિધાન છે[1] એ જોતાં હાલમાં જે અવયવની ખામી હોય તે અવયવ આપવાની જે ચિકિત્સાપ્રણાલી ( Orgenotherapy ) પ્રસિદ્ધ થઈ છે તેની પ્રાચીનોને ખબર હતી એમ કહેવું પડશે.

વળી નપુંસકતા ક્ષણિક તથા કાયમી શાથી થાય છે એ શાસ્ત્રીય વિષયનો પણ આયુર્વેદે વિચાર કર્યો છે. જો કે આયુર્વેદોક્ત વિચારણા યથાર્થ છે એમ હું નથી કહેતો. અમુક જાતનું નપુંસકપણું નથી જ મટતું એ પણ આયુર્વેદે કહેલું જ છે.[2]

---

ચંડુ ભટ્ટજીએ તથા તેને અનુસરી બીજાઓએ ઘણો અનુભવ લીધો છે. ('જુઓ ચંડુ ભટ્ટજીનું ચરિત્ર, પૃ. ૮૭ થી ૯૦ )

પં. માલવીયજીના સં. ૧૯૯૪ના કાયાકલ્પના પ્રયોગે જગાડેલી ચર્ચાઓ પણ આ વિષયમાં જોવા જેવી છે (જુઓ આ. વિ, પુ. ૨૧, અં. ૭, પૃ. ૧૯૫)

૧ જુઓ ચરક ચિ. અ. ૧, પા. ૨, શ્લો. ૧૦, ૨૮ વગેરે તથા સુશ્રુત ચિ. અ. ૨૬, શ્લો. ૧૮, ૧૯. ૨૫, ૨૬.

૨ સુશ્રુત શા. અ. ૨ શ્લો. ૩૮ થી ૪૪.

યુનાની સંસ્કૃતિ અને વૈદકનો મુસ્લિમ રાજ્યકાળમાં આ દેશમાં પ્રચાર થયા પછી વિલાસિતા અને વાજીકરણ યોગોનો પ્રચાર બેય વધ્યાં છે.

ઉપર પ્રમાણે આયુર્વેદનાં વિવિધ અંગો અને ઉપાંગોનું ટૂંકામાં વર્ણન કરવાનો હેતુ આયુર્વેદના મૂળગ્રન્થો ચરક સુશ્રુતમાં શો છે તેનો સામાન્ય વાચનારને સામાન્ય ખ્યાલ આવે એ છે. એથી વધારે ઊંડા ઊતરવા ઇચ્છનાર માટે તો મૂળગ્રન્થો જોવા એ જ રસ્તો છે. ઉપર જેનો અંગુલિનિર્દેશ પણ નથી થઈ શકયો એવું વૈદક મૂલ્યવાળું એ સંહિતાઓમાં ઘણું છે એ કહેવાની પણ ભાગ્યે જ જરૂર છે. પણ આયુર્વેદનો ઈતિહાસ સમજવા માટે આટલું પૂરતું છે, એમ મને લાગે છે.

ચરક, સુશ્રુત, ભેલ અને કાશ્યપસંહિતા અને તત્સમકાલીન બીજી સંહિતાઓ જેની નોંધ ઉપર આવી ગઈ છે, તેમાંથી કેટલીક (અત્યારે લુપ્ત હોવાથી કેટલી એ ચોક્કસ ન કહી શકાય) એટલું આયુર્વેદિક ગ્રન્થસાહિત્ય ઈ. સ. ચોથા શતક સુધીમાં તૈયાર થઈ ગયું હતું. આયુર્વેદના શલ્ય, શાલાકય પ્રસૂતિતંત્ર આદિમાં એ પછીના કાળમાં નવી શોધો ભાગ્યે જ થઈ છે, પણ રસશાસ્ત્ર જેવી વૈદકની નવી શાખાઓનો વિકાસ પાછળથી થયો છે. વળી આયુર્વેદનું પછી શું થયું એ ઐતિહાસિક કુતૂહલને સંતોષે એવી તો ઘણી સામગ્રી છે, માટે આયુર્વેદના ઈતિહાસમાં આગળ ચાલીએ.

અષ્ટાંગસંગ્રહનો સમય આથી વધારે નિશ્ચિત કરતાં હર્નલ કહે છે કે બૌદ્ધયાત્રી ઇત્સિંગ જેઓ લગભગ ઈ સ ૬૭૫ થી ૬૮૫ સુધીનાં દશ વર્ષ નાલન્દામાં રહ્યા હતા તેઓએ લખ્યું છે કે—"પહેલાં (વૈદ્યકની) આઠ શાખાઓ આઠ પુસ્તકોમાં હતી પણ હમણાં એક માણસે તેનો સંગ્રહ કરીને એક પુસ્તક બનાવ્યું છે અને હિંદુસ્તાનના વૈદ્યો તેને અનુસરીને ચિકિત્સા કરે છે' (રેકોર્ડ ઓફ બુદ્ધિસ્ટ પ્રેક્ટીસ) ઇત્સિંગનું ઉપરનું કથન વાગ્ભટના અષ્ટાંગસંગ્રહને ખાસ લાગુ પડે છે એમ હર્નલ કહે છે[1] એ મને સયુક્તિક લાગે છે, પણ એ ઉપરથી તેઓ એનો સમય ઈ સ ૬૨૫ ઠરાવે છે તે થોડો વહેલો હોવો જોઈએ એવું મને નીચેના કારણથી લાગે છે

પ્રખ્યાત જ્યોતિષાચાર્ય વરાહમિહિર જેઓ શક ૪૨૧ (ઈ સ ૫૫૬)માં થઈ ગયા છે તેઓએ કાંદર્પિક પ્રકરણ (બૃહત્સંહિતા અ ૭૬) માં માક્ષિક આદિ દવાઓવાળો એક પાઠ આપ્યો છે, જે અષ્ટાંગસંગ્રહ (ઉ અ ૪૯)માંથી ઉતારવામાં આવ્યો છે એ મે અન્યત્ર વીગતવાર બતાવ્યું છે[2] અને એ પુરાવાના બળથી હું અષ્ટાંગસંગ્રહને ઈ. સ પાંચમા શતકમાં કે ઈ સ ૫૦૦ ની આસપાસમાં મૂકું છું મ મ કવિરાજ ગણનાથ સેન પણ ઉપલા પુરાવાનો ઉલ્લેખ કર્યા વગર અષ્ટાંગસંગ્રહને ઇ સ પાંચમા શતકમાં મૂકે છે[3]

અષ્ટાંગસંગ્રહના કર્તાનું નામ વાગ્ભટ હતું એના પિતામહનું નામ પણ વાગ્ભટ જ હતું અને તેઓના પિતાનું નામ સિંહગુપ્ત અને પોતે સિંધુમાં જન્મેલા એટલી હકીકત અષ્ટાંગસંગ્રહને

---

૧ હર્નલ એજન, પૃ ૧૦

૨ જુઓ આયુર્વેદવિજ્ઞાન, પુ ૩, પૃ ૩૫૮

૩ પ્રત્યક્ષ શારીરનો ઉપોદ્ઘાત, આ ૩, પૃ. ૫૪

અન્તે આપી છે.[1] અને આ મહાન વૈદ્ય વિશે આપણે એટલું જ જાણીએ છીએ. અલબત્ત વાગ્ભટની પ્રખ્યાતિ એટલી બધી જૂના વખતમાં હતી કે એને વિશે ઘણી દંતકથાઓ ચાલેલી, જેમાં એક દંતકથામાં[2] વાગ્ભટને માળવાની ધારાનગરીમાં ભોજ રાજાના વૈદ્ય કહેલ છે, અને વૃદ્ધ વાગ્ભટ સસરો અને લઘુ વાગ્ભટ જમાઇ એવી કલ્પના કરી છે. આ વાગ્ભટે માત્ર દવાની સુગંધથી ભોજ-રાજાના શરીરમાંથી રાજયક્ષ્માનો રોગ દૂર કર્યાની ચમત્કારિક કથા આપી છે. તથા કૌતુક વાળી કથા વાગ્ભટને આરોપી છે. પણ આ દંતકથાઓથી વાગ્ભટના ચરિત્ર ઉપર કશો પ્રકાશ પડતો નથી.

વાગ્ભટ એક કે બે—અષ્ટાંગસંગ્રહના કર્તા વાગ્ભટ અને અષ્ટાંગહૃદયના કર્તા વાગ્ભટ એ એક જ કે જુદાજુદા ? અષ્ટાંગસંગ્રહમાં કર્તાની ઓળખાણ જે શ્લોકથી આપી છે એ શ્લોક તો અષ્ટાંગ હૃદયમાં નથી આપ્યો, પણ પ્રત્યેક સ્થાનની સમાપ્તિમાં ' સિંહગુપ્તના પુત્ર વાગ્ભટની આ કૃતિ ' એ રીતે શબ્દો છે, અષ્ટાંગસંગ્રહના કર્તાના પિતાનું નામ પણ સિંહગુપ્ત છે. આ ઉપરથી વૈદ્યોમાં બેય ગ્રન્થોના કર્તા એક જ હોવાની માન્યતા પ્રચલિત હતી. પછી પાશ્ચાત્ય વિદ્વાન હર્નલે અષ્ટાંગસંગ્રહના કર્તા ઇ. સ. ૬૨૫ માં થઈ ગયા અને એથી અર્વાચીન કાળમાં માધવ અને દૃઢબલ પછી, પણ ચક્રપાણિ દત્તે પહેલાં ઈ. સ. નવમા શતકમાં અષ્ટાંગહૃદયકાર થઇ ગયા છે એમ કહ્યું છે.[3] હર્નલની આ વિષયની દલીલોનો સવિસ્તર વિચાર કર્યા પછી

---

[1] भिषग्वरो वाग्भट इत्यभून्मे पितामहो नामधरोऽस्मि यस्य ।
सुतोऽभवत् तस्य च सिंहगुप्तस्तस्याप्यहं सिन्धुषु लब्धजन्मा ॥
અ. સં. ઉ. અ. ૫૦

[2] જુઓ મેરુતુંગના 'પ્રબંધચિંતામણિ' ગ્રન્થનો મેં કરેલો અને ફા. ગુ. સભાથી પ્રકાશિત અનુવાદ, પૃ. ૨૫૮ થી ૨૬૦.

[3] હર્નલ 'સ્ટડીઝ ઇન મેડિસીન ઓફ એન્સ્યન્ટ ઇંડિયા' પૃ. ૧૬.

મેં સપ્રમાણ સાબિત કર્યું છે કે દૃઢબલ તો અષ્ટાંગસંગ્રહકારની પૂર્વે પહેલાં થયા છે, પણ અષ્ટાંગહૃદયકારને માધવ પછી માનવાની પણ જરૂર નથી.[1] ખરી રીતે અષ્ટાંગહૃદયમાંથી માધવે ઉતારો કર્યો છે.[2] એટલે અષ્ટાગસંગ્રહકાર અને અષ્ટાંગહૃદયકાર જુદા કે એક એટલું જ વિચારવાનું રહે છે. હર્નલ જુદા માને છે અને એને અનુસરીને બીજા પણ કેટલાક વિદ્વાનો જુદા માને છે. વધારે આશ્ચર્યકારક તો એ છે કે પં. હરિપ્રપન્નજી એને ભિન્ન માને છે અને 'સિંહગુપ્તસુનુ' જેવા શબ્દો લેખકોએ અને પ્રકાશકોએ મૂળમાં ન જોયા છતાં મૂકયા છે એમ કહે છે.[3] પણ બીજા કવિરાજ ગણનાથ સેન અને વૈદ્ય જાદવજી ત્રીકમજી આચાર્ય જેવા વિદ્વાન વૈદ્યો અષ્ટાંગહૃદયના ઉ. અ. ૪૦ ના ૭૯–૮૦ શ્લોકો ઉપર ભાર મૂકીને બન્નેના એક કર્તા હોવાનું માને છે. કવિરાજ ગણનાથ સેન તો બેય ગ્રન્થની ભાષા સરખી હોવાની તથા બેમાં મતભેદ ન હોવાની પણ દલીલ કરે છે. જોકે મને તો અષ્ટાંગહૃદયની કેટલીક પદ્યરચના વધારે સુન્દર લાગે છે. 'સિંહગુપ્તસૂનુ બેય વાગ્ભટ' છે એ દલીલમાં તો બહુ દમ નથી, કારણ કે રસરત્નસમુચ્ચયના કર્તા વાગ્ભટને પણ સિંહગુપ્તસૂનુ કહેલ છે.[4] અને વાગ્ભટ નામના ઘણા ગ્રન્થકારો થઈ ગયા છે,[5] પણ "અષ્ટાંગ વૈદ્યકરૂપ સમુદ્રના મંથનમાંથી અષ્ટાગ સંગ્રહરૂપ જે મોટો અમૃતરાશિ મળ્યો તેમાંથી

---

૧ જુઓ આ. વિ. પુ. ૮, પૃ. ૩૮ થી ૪૩.

૨ જુઓ ઉપર પૃ. ૧૫૫ તથા તેની ટિ. ૩.

૩ રસયોગસાગરનો ઉપોદ્ઘાત, પૃ. ૩૨.

૪ જુઓ પ્રત્યક્ષશારીરનો ઉપોદ્ઘાત; પૃ. ૫૪ તથા ચરકસંહિતાની આવૃત્તિ બીજીનો ઉપોદ્ઘાત, પૃ. ૧૩.

૫ રસરત્નસમુચ્ચય,' અ. ૧–૯.

૬ જુઓ સટીક અષ્ટાંગહૃદય, નિ. સા. નું છઠ્ઠું સંસ્કરણ, ઇ. સ. ૧૯૩૯ માં વાગ્ભટ વિમર્શ પૃ. ૪૧ માં આપેલી યાદી.

ઓછો શ્રમ કરનારાઓ માટે આ મોટા કળવાળું જુદું તન્ત્ર રચ્યું છે" એ અષ્ટાંગહૃદય (ઉ. અ. ૪૦, શ્લો. ૮૦)નું વચન એકકર્તૃત્વનું સ્પષ્ટ સૂચક છે. અને એકતાના પક્ષમાં સૌથી પ્રબળ પુરાવો એજ છે. સામા પક્ષમાં અષ્ટાંગસંગ્રહમાં હાડકાં વિસ્તારથી ગણાવ્યાં છે ત્યારે અષ્ટાંગ હૃદયમાં હાડકાં ૩૬૦ છે એટલું જ કહી દીધું છે. તે ઉપરથી અસ્થિજ્ઞાનની જે આવશ્યકતા સુશ્રુતકાળમાં મનાતી તે અષ્ટાંગસંગ્રહના કાળમાં નહોતી મનાતી, છતાં પોતાનો ગ્રન્થ પૂરો સંગ્રહ ગણાય માટે અષ્ટાંગસંગ્રહ માં વીગતથી ગણાવ્યાં અને પછી વૈદ્યકના વિદ્યાર્થી માટે અનાવશ્યક લાગવાથી અષ્ટાંગહૃદયમાં છોડી દીધાં એમ માનવું કે અષ્ટાંગસંગ્રહ અને અષ્ટાંગહૃદય વચ્ચેના કાળમાં શારીરજ્ઞાનની ઉપેક્ષા વૈદ્યોમાં વધતી ગઈ એમ ગણવું? ચોક્કસ ઉત્તર આપવો મુશ્કેલ છે. જોર્ડે હર્નલ તો માને છે કે વૃદ્ધ વાગ્ભટના કાળમાં શારીર જ્ઞાન સુશ્રુતથી ઓછું થયું હતુ અને અષ્ટાંગહૃદયના કાળમાં ઘણું વધારે ઓછું થયું. બીજા પણ આવા દાખલાઓ છે. અષ્ટાંગસંગ્રહ અને અષ્ટાંગહૃદયના દિનચર્યાધ્યાયને સરખાવતાં ચરકસુશ્રુતમાં નથી એવું કેટલુંક નવું અને ઉપયુક્ત અષ્ટાંગસંગ્રહમાં મળે છે, પણ અષ્ટાંગહૃદયમાં અષ્ટાંગસંગ્રહમાંથી દશ જ શ્લોકો છે, જ્યારે બાકીના ૧૯ નવા છે, તે નવામાં કોઈક રત્નરૂપ છે, છતાં અષ્ટાંગસંગ્રહમાં એ નથી. એથી ઊલટું અષ્ટાંગસંગ્રહના વ્યવહારોપયોગી શ્લોકો 'હૃદય'માં છોડી દીધા છે; શા માટે? સંક્ષેપનું કારણ હોય તો નવા શા માટે મૂક્યા?[1] આવી ઘણી મુશ્કેલીઓ એકતા માનવાના પક્ષમાં મને દેખાય છે. છતાં પ્રાચીન માનસને આધુનિક ગજથી ન માપવું જોઈએ; એટલે અષ્ટાંગસંગ્રહ રચ્યા પછી અમુક વર્ષો ગયા કેડે અષ્ટાંગહૃદય એ જ વૈદ્ય વાગ્ભટે રચ્યું હોય કે સો દોઢસો વર્ષ

૧ જુઓ, મારું 'આયુર્વેદના દાર્શનિક તથા સદ્વૃત્ત સંબંધી પ્રકરણોનો અભ્યાસ' પૃ. ૬૮, ૬૯ એ લેખ, જેમાં બે વાગ્ભટને ભિન્ન માન્યા છે.

અષ્ટાંગસંગ્રહનો અષ્ટાંગહૃદય સંક્ષેપ છે. અષ્ટાંગસંગ્રહમાં સૂ. ના ૪૦, શારીરના ૧૨, નિદાનના ૧૬, ચિ. ના ૨૪, કલ્પના ૮ અને ઉત્તરના ૫૦ મળી કુલ ૧૫૦ અધ્યાયો છે, જ્યારે અષ્ટાંગહૃદયમાં કુલ ૧૨૦ અધ્યાયો છે. વળી, અષ્ટાંગસંગ્રહમાં ગદ્યપદ્યના મિશ્રણવાળી ક્લિષ્ટ રચના છે, જ્યારે અષ્ટાંગહૃદયમાં વિદ્યાર્થીને યાદ રાખવામાં અનુકૂળ સરસ પદ્યમય રચના છે. અધ્યાયો ઓછા કરવા સિવાય રચના બેયની એક જ છે. અલબત્ત ક્વચિત્ અષ્ટાંગસંગ્રહની વીગતો જેમ અષ્ટાંગહૃદયમાં છોડી દીધી છે, તેમ નવી ઝીણી વીગતો ઉમેરી પણ છે. દિનચર્યાધ્યાય (અષ્ટાંગહૃદય સૂ. અ. ૨)નો વધારોઘટાડો ઉપર નોંધ્યો છે. બીજા દાખલાઓ અભ્યાસીઓ શોધી શકશે.

વાગ્ભટના આ બે ગ્રન્થોમાંથી અષ્ટાંગસંગ્રહ કદાચ એની રચનાની ક્લિષ્ટતાના કારણે બહુ લોકપ્રિય થયો નથી, પણ અષ્ટાંગહૃદય ખૂબ લોકપ્રિય થયો છે. દક્ષિણમાં વિશેષતઃ મલબાર તરફ સૈકાઓથી એ જ વૈદકનો મુખ્ય પાઠ્ય ગ્રન્થ છે. "वृद्धो वाग्भट-नामा च" એ પ્રચલિત ઉક્તિમાં સત્યાંશ જરૂર છે.

વાગ્ભટે ઉપર કહેલા બે ગ્રન્થો ઉપરાંત અષ્ટાંગનિઘંટુ અને અષ્ટાંગાવતાર નામના બે ગ્રન્થો પણ રચ્યા હોવાનું વૈદ્ય હરિશાસ્ત્રી પરાડકર કહે છે,[1] અને પુરાવામાં નોંધે છે કે મદ્રાસની ઓરિયન્ટલ લાયબ્રેરીના કેટલોગમાં 'શ્રી વાહટે રચેલ અષ્ટાંગહૃદયસંહિતામાં અષ્ટાંગનિઘંટુ સમાપ્ત થયો' એવી પુષ્પિકાવાળી હાથપ્રતો હોવાની નોંધ છે તથા અરુણદત્તે (સૂ. અ. ૧ શ્લો. ૫ની) ટીકામાં 'આ જ તંત્રકારે અષ્ટાંગાવતારમાં કહ્યું છે' એમ લખ્યું છે. પણ અષ્ટાંગાવતારની હાથપ્રત હજી સુધી ક્યાંયથી મળી નથી અને અષ્ટાંગનિઘંટુ મદ્રાસ તરફના કોઈ વૈદ્યનો ઉમેરો હોય તો

1 જુઓ અ. હૃ. ની નિ. પ્રે. ની ૧૯૩૯ ની આવૃત્તિમાં વાગ્ભટવિમર્શ, પૃ. ૨૬, ૨૭

જુદી વાત, પણ તે અષ્ટાંગહૃદયની ઉપર સિવાયની હાથપ્રતોમાં મળતો નથી એટલે વાગ્ભટે આ ગ્રન્થો રચ્યા હોય એમ માનવામાં શંકા રહે છે.

## વૃદ્ધત્રયીના ટીકાકારો

વૃદ્ધત્રયીમાં જેમ દૃઢબલની અનુપૂર્તિ વગરની ચરકસંહિતા પહેલી રચાઈ છે તેમ એના ઉપરની ટીકા પણ પહેલી રચાઈ છે–ઘણું કરી ઈ. સ. પાંચમા શતકમાં.

ચરકના ટીકાકારોમાં પહેલું નામ ભટ્ટાર હરિચન્દ્રનું મળે છે. તેની રચેલી ચરકન્યાસ નામની ટીકાના શરૂઆતથી સૂત્રસ્થાનના ત્રણ અધ્યાય સુધીના ભાગનું એક પુસ્તક મદ્રાસના સરકારી પ્રાચ્ય પુસ્તકાલયમાં મળેલું છે. અને રાવળપિંડીના આયુર્વેદાચાર્ય પં. મસ્તરામ શાસ્ત્રી તરફથી કટકે કટકે છપાય છે. પહેલો કટકો છપાઈ ગયો છે.

બાણ કવિએ જે ભટ્ટાર હરિચન્દ્રનો 'હર્ષચરિત' (ઉ. ૧. શ્લો.૧૨)-માં ઉલ્લેખ કર્યો છે તે આ જ અને ટીકાકાર જેજ્જટ પોતાને વાગ્ભટના શિષ્ય ગણે છે અને તેણે હરિચન્દ્રનો ઉલ્લેખ કર્યો છે. વળી વાગ્ભટ પહેલાં હરિચન્દ્ર થઈ ગયો હોય એમ ચક્રપાણિ માને છે અને છેવટ મહેશ્વરે 'વિશ્વપ્રકાશકોશ'ના આરંભમાં ચરકના ટીકાકાર હરિચન્દ્ર સાહસાંક રાજાના વૈદ્ય હતા એમ કહેલું છે. એ બધા પુરાવાને આધારે સાહસાંક એટલે વિક્રમાદિત્ય અને ગુપ્તવંશનો ચંદ્રગુપ્ત બીજો એ જ વિક્રમાદિત્ય એવા ઇતિહાસવિદોના મતને અનુસરી વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યે ભટ્ટાર હરિચન્દ્રનો સમય ઈ. સ. પાંચમા શતકમાં માન્યો છે.[1]

૧ જુઓ સટીક ચરકસંહિતા, નિ. પ્રે. ની ૧૯૪૦ ની આવૃત્તિનો ઉપોદ્‌ઘાત તથા આ. વિ., પુ. ૧૮, પૃ. ૧૮૧ માં બીજી આવૃત્તિના ઉપોદ્‌ઘાતનો અનુવાદ, તેમ જ એ જ પુ. માં પૃ. ૨૩૪ ઉપર ભટ્ટાર હરિચન્દ્ર નામનો લેખ.

આ ભટ્ટાર હરિચન્દ્રે ખરનાદસંહિતાનો પ્રતિસંસ્કાર કર્યો છે એવી જનશ્રુતિ અષ્ટાંગસંગ્રહની ઇન્દુ વ્યાખ્યાના સમયમાં પ્રચલિત હતી.

(૨) જેજ્જટ—ચરકના ટીકાકાર જેજ્જટ વાગ્ભટના શિષ્ય હોવાનું પોતે જ કહે છે. એની રચેલી નિરંતરપદ વ્યાખ્યા નામની ટીકાનું એક પુસ્તક ચિકિત્સાસ્થાનથી આરંભી સિદ્ધિસ્થાન પર્યંત પણ વચ્ચે વચ્ચે ઘણું ત્રુટિત મદ્રાસના સરકારી પ્રાચ્ય પુસ્તકાલયમાંથી વૈદ્યરાજ જા. ત્રિ. આચાર્યે મેળવ્યું છે.[1] આ જેજ્જટ ભટ્ટાર હરિચન્દ્રનું નામ લખે છે, માટે તેના પછી પણ વાગ્ભટનો સમકાલીન હોઈ ને ઈ. સ. પાંચમાના પાછલા ભાગમાં કે છઠ્ઠામાં થયો હશે. જેજ્જટે સુશ્રુતની વ્યાખ્યા પણ રચી હતી એમ ડલ્લન અને મધુકોશના ઉતારાઓથી જણાય છે. એના કૈય્યટ, મમ્મટ પેઠે ટાન્ત નામ ઉપરથી એ કાશ્મીરનો વતની હોવાની વૃદ્ધ વૈદ્યોમાં માન્યતા હતી; પણ એ વાગ્ભટનો શિષ્ય છે એ જોતાં સિન્ધનો હોવાનો સંભવ છે.[2] આ જેજ્જટ સુશ્રુતના ટીકાકારોમાં સૌથી જૂનો છે. એની સુશ્રુત ઉપરની ટીકા અત્યારે મળતી નથી. ડલ્લને, જેજ્જટની ટીકા જોઈને પોતાની ટીકા લખી છે એમ કહ્યું છે.

(૩) ચક્રપાણિ દત્ત—આ વૈદ્યકાચાર્ય જેમણે ચરક ઉપર આયુર્વેદદીપિકા અને સુશ્રુત ઉપર ભાનુમતી ટીકા લખી છે તેઓ નરદત્ત વૈદ્યના શિષ્ય, ગૌડ દેશના રાજાના વિશ્વાસપાત્ર વૈદ્ય, નારાયણના પુત્ર અને એ જ ગૌડરાજાના અન્તરંગ ભાનુદત્તના ભાઈ હતા, એ રીતે એમણે ચક્રસંગ્રહને અન્તે પોતાનો પરિચય આપ્યો છે. ચક્રપાણિ દત્તના આશ્રયદાતા આ ગૌડરાજા તે નયપાલદેવ એમ શિવદાસ સેને કહ્યું છે, અને આ નયપાલ રાજાનો સમય ઈ. સ.

૧ એજન.

૨ જુઓ ભાનુમતી ટીકા સાથેના સુશ્રુત સૂત્રસ્થાનનો ઉપોદ્ઘાત તથા આ. વિ., પુ. ૨૨, અં. ૧૧, ૧૨ માં તેનો અનુવાદ.

૧૦૪૦ થી ૧૦૭૦ ઇતિહાસવિદોએ માન્યો છે. માટે ચક્રપાણિ દત્તનો પણ એ જ સમય ઠરે છે.

ચક્રપાણિ દત્તે કુલ ચાર ગ્રન્થો લખ્યા છે. તેમાં ચરકની આયુર્વેદદીપિકા નામની ટીકા આખી મળે છે અને વારંવાર ચરક સાથે છપાઈ છે. તેની બીજી ટીકા સુશ્રુત ઉપર ભાનુમતી છે, તે સૂત્રસ્થાન સુધીની જ મળે છે અને હમણાં જ સુશ્રુતસૂત્રસ્થાન સાથે છપાઈ છે[1]. ચક્રપાણિ દત્તે ચક્રસંગ્રહ અને દ્રવ્યગુણસંગ્રહ એ બે ગ્રન્થો પણ લખ્યા છે, પણ એ વિશે કહેવાનો પ્રસંગ પાછળ આવશે.

(૪) શિવદાસ સેન—તેણે ચરકની તત્ત્વચન્દ્રિકા નામની વ્યાખ્યા લખી છે. આ વ્યાખ્યાની એક હાથપ્રત જેમાં સૂત્રસ્થાનના આરંભથી ૨૭ અધ્યાયો સુધીની વ્યાખ્યા મળે છે, તે મુંબઈની રૉ. એ. સો. ના પુસ્તકાલયમાં છે. પ્રયત્ન કરવામાં આવે તો આખી પ્રત મળી શકે એવો વૈદ્યરાજ જા. ત્રિ. આચાર્યને વિશ્વાસ છે. આ શિવદાસ સેનનો વિશેષ વિચાર પાછળ આવશે.

## સુશ્રુતના ટીકાકારો

(૫) ગયદાસ—સુશ્રુતના ટીકાકારોમાં પ્રાચીનતમ જેજ્જટનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે, અને કાળક્રમમાં બીજા ગયદાસ આવે છે. આ ગયદાસની પંજિકા નામની સુશ્રુત ઉપર ટીકા હતી. ટીકાકાર ડલ્લને વારંવાર ગયદાસનો ઉલ્લેખ કર્યો છે, અને પોતે મોટે ભાગે ગયદાસના પાઠોને સ્વીકાર્યા છે. આ ગયદાસે જેજ્જટનો ઉલ્લેખ કર્યો છે માટે, એ જેજ્જટ પછી અને ડલ્લન પહેલાં ઘણું કરી ઈ. સ. સાતમા આઠમા શતકમાં થયા હોવાનો સંભવ છે. ગયદાસની ટીકા પંજિકા કે ન્યાયચન્દ્રિકા નિદાનસ્થાનની મળી

૧ ચક્રપાણિ દત્ત વિશે ઉપર જે લખ્યું છે તે ભાનુમતી સાથે નિ. પ્રે. માંથી ૧૯૩૯ માં બહાર પડેલ સુશ્રુતસૂત્રસ્થાન સાથે મ. મ. કવિરાજ ગણનાથ સેનના ઉપોદ્ઘાતના આધારે છે.

છે અને સટીક સુશ્રુતની ૧૯૩૮ની ત્રીજી આવૃત્તિમા છપાઈ છે. અને ઘણે સ્થળે ડલ્લનની ટીકા કરતા સ્પષ્ટતર અને વિસ્તૃત છે. ગયદાસની શારીરસ્થાનની પણ ટીકાની પ્રત નટેશ શાસ્ત્રી પાસે છે એમ એ કહે છે.[१]

**(૬) ડલ્લનાચાર્ય**—અથવા ડલ્હણાચાર્ય—કવિરાજ ગણુનાથ સેન મથુરા પ્રદેશના નિવાસીનુ નામ ડલ્લન જ ઠીક લગે છે એમ કહે છે.[२] આ ડલ્લનાચાર્ય ઈ. સ. દશમા શતકમા થઈ ગયા એવુ અનુમાન થાય છે. તેઓ મથુરા પાસે આવેલ ભાદાનક દેશના ભરતપાલ નામના વૈદ્યના પુત્ર અને સહપાલ રાજાના પ્રીતિપાત્ર હતા, એમ એ પોતે જ સુશ્રુતની ટીકાના આરંભમા કહે છે. આ સહપાલ રાજા મથુરા પ્રદેશના કોઈક ભાગનો અધિપતિ પણ સામંત હશે એવો ડલ્લને તેને સાદી રીતે 'ભાદાનકનાથ' કહેલ છે[३] તે ઉપરથી કવિરાજ ગણુનાથ સેન તર્ક કરે છે.[४] આ સહપાલ ભારતના ઈતિહાસમા પ્રસિદ્ધ બંગાળાના પાલ વંશનો, ઘણુ કરી મહીપાલનો, પૂર્વજ હશે, એવો ગણુનાથ સેનનો મત છે. પણ એ સામંત છે એટલે કોઈ ફટાયો હશે એવો મારો તર્ક છે. પાલ રાજાઓની સત્તા દશમા અગિયારમા શતકમા બંગાળની બહાર પણ ભારતમા ફેલાઈ હતી એ ઇતિહાસપ્રસિદ્ધ છે.

બીજી તરફથી ગણુનાથ સેન બતાવે છે[५] તેમ ૧૧મા શતકના ચક્રપાણિ દત્તનો બીજી ટીકાઓમા પુષ્કળ ઉતારા કરનાર ડલ્લને ક્યાય ઉલ્લેખ કર્યો નથી અને નામ લીધા વગર ચક્રપાણિએ

---

૧ બોડલિયન લાયબ્રેરીમાથી મગાવેલી આ ખંડિત પ્રત છે.

૨ જુઓ ભાનુમતી સાથેના સુશ્રુતસૂત્રસ્થાનનો ઉપોદ્‌ઘાત.

૩ જુઓ સૂ. ઉ અ ૨૬ ની ટીકાનો અન્તભાગ.

૪ જુઓ બીજી ટિપ્પણીમા કહેલો ઉપોદ્‌ઘાત.

૫ એજન.

ડલ્લનના મતનુ ખંડન કર્યું છે. એ જોતા ડલ્લન ચક્રપાણિ પહેલા એટલે દશમા શતકમા થઈ ગયા હોવા જોઇએ.

ડલ્લન અને ચક્રપાણિની ટીકાના ઉત્કર્ષાપકર્ષનો વિચાર કરતા ચક્રપાણિની ટીકા ઉચ્ચ કોટિનુ પાડિત્ય દર્શાવે છે, પણ વિદ્યાર્થીઓને ઉપકારક થાય એવી સરલાર્થતા, બીજા મતોને સગ્રહવાની નિપુણતા, અનેકવિધ પ્રાચીન પાઠોને દર્શાવવાની કુશળતા અને વિદ્યાર્થીઓને બોધ થવામા ખાસ ઉપયોગિતા ડલ્લનની ટીકાની છે એમ જે કવિરાજ ગણનાથ સેન કહે છે[1] તે યથાર્થ છે અને એ જ કારણથી એની નિબન્ધસગ્રહ ટીકાનો વધારે પ્રચાર થયો છે. ખરી રીતે હજી સુધી તો સુશ્રુતની સંપૂર્ણ ટીકા એ એક જ મળી છે.

ચરક અને સુશ્રુતની સંપૂર્ણ ટીકાઓ જેની મળે છે તે બે ટીકાકારો ચક્રપાણિ દત્ત અને ડલ્લન વિશે ગણનાથ સેન સુશ્રુતના પ્રથમ અધ્યાયમાથી દાખલો ટાકીને કહે છે કે[2] 'ખોગ પાઠો કાઢી નાખીને જેનો અર્થ યુક્તિયુક્ત હોય એવા પાઠો નક્કી કરવાનો તો બેમાંથી એકેય ટીકાકારે પ્રયત્ન કર્યો નથી."

**સુશ્રુતના બીજા ટીકાકારો**—ડલ્લને પોતાની ટીકાના આરભમા જેજ્જટ અને ગયદાસ ઉપરાત પજિકકાર ભાસ્કર અને ટિપ્પનકાર માધવ તથા બ્રહ્મદેવનો ઉલ્લેખ કર્યો છે, અને કાર્તિક કે કાર્તિકકુડ, સુધીર, સુકીર એટલા બીજા ટીકાકારોનાં નામો ડલ્લનની ટીકામાથી ગણનાથ સેને ઉમેર્યા છે. વળી ટિપ્પણીકાર લક્ષ્મણનુ નામ ક્વચિત્ ડલ્લનમા મળે છે તથા ગૂઢપદભંગ નામની એક વ્યાખ્યાનુ નામ પણ ડલ્લનમા મળે છે, પણ તેના કર્તાનુ નામ મળતુ નથી એમ પણ એ વિદ્વાન કહે છે.[3] આ રીતે

---

૧ એજન

૨ એજન

૩ એજન.

સુશ્રુતની બાર વ્યાખ્યાઓ થઈ હોય એમ જણાય છે. પણ સંપૂર્ણ તો એક જ ડલ્લનની નિબન્ધસંગ્રહ મળે છે, જ્યારે ગયદાસની તથા ચક્રપાણિની અપૂર્ણ મળે છે. બાકીની બધી કાલગર્તે દધિમા તણાઈ ગઈ છે.

## વાગ્ભટની ટીકાઓ

અષ્ટાંગસંગ્રહ ઉપર જેજ્જટાદિની રચેલી બેત્રણ ટીકાઓ છે એમ શ્રી ભિષગાચાર્ય હરિશાસ્ત્રી પરાડકર કહે છે,[1] પણ તેઓ કહે છે તેમ અત્યારે ઇન્દુએ રચેલી શશિલેખા નામની એક જ ટીકા સંપૂર્ણ મળે છે જે ત્રિચુરના મંગલોદય પ્રેસમાંથી વૈદ્ય ટી રુદ્રપારશવે ઈ સ. ૧૯૨૬ મા છપાવેલ છે.

આ ઇન્દુનો ઉલ્લેખ હેમાદ્રિની અષ્ટાંગહૃદયની ટીકા (સૂ અ ૭ શ્લો ૪૦ )મા છે. એથી જૂનો ઉલ્લેખ મળ્યો નથી, એટલે ઈ સ ૧૩મા શતક પહેલા ટીકાકાર ઇન્દુ થઇ ગયા હોવા જોઈએ બીજી તરફથી કેરલ( મલબાર )ના વૈદ્યોમા પરંપરાથી પ્રચલિત એક દંતકથા ઉતારતા તન્ત્રયુક્તિવિચાર નામનો ગ્રન્થ લખનાર વૈદ્ય નીલમેઘે ગ્રન્થારમ્ભે કરેલા નમસ્કારમા ઇન્દુ અને જેજ્જટને વાગ્ભટના શિષ્યો કહેલા છે[2] અલબત્ત આ દંતકથાને વિશેષ પુરાવાની અપેક્ષા તો રહે જ છે. ઇન્દુએ અષ્ટાંગહૃદય ઉપર પણ ટીકા કરી હોવાનુ શ્રી. હરિશાસ્ત્રી પરાડકર કહે છે.[3]

**અષ્ટાંગહૃદયના ટીકાકારો**—અષ્ટાંગહૃદયની ઘણી ટીકાઓ થઈ છે. આયુર્વેદના બીજા કોઈ ગ્રન્થ ઉપર એટલી ટીકાઓ નહિ લખાઈ હોય એમ વૈદ્ય શ્રી. હરિશાસ્ત્રી પરાડકર કહે છે તે યથાર્થ

---

૧ સટીક અષ્ટાંગહૃદય, નિ પ્રે. ૧૯૩૯મા વાગ્ભટવિમર્શ, પૃ ૩૯.

૨ જુઓ શ્રી પંચાસેતુ લક્ષ્મી ગ્રન્થમાળામા છપાયેલ તન્ત્રયુક્તિ વિચારના આરંભના શ્લોકો તથા તેની અવતારિકા.

૩ વાગ્ભટવિમર્શ, પૃ. ૧૫.

લાગે છે.[1] ચરકસુશ્રુતના ભટ્ટાર હરિચન્દ્ર, અને જેજ્જટ જેવા ટીકાકારોએ પણ અષ્ટાંગહૃદયની ટીકા કરી છે, એમ તેઓ કહે છે, પણ શા ઉપરથી કહે છે એ નોંધ્યું નથી, અને હરિચન્દ્ર તો વાગ્ભટ પહેલાં હોવાનો સંભવ ઉપર દર્શાવ્યો છે. એમણે અષ્ટાંગહૃદયની કુલ ૩૪ ટીકાઓનાં નામો લખ્યાં છે,[2] જેમાંથી ૧૬ ના કર્તાઓનાં નામની ખબર નથી. વળી એ યાદીમાં કર્ણાટી, દ્રાવિડી, કેરલી વગેરે ટીકાનાં નામો છે તે તો કદાચ કાનડી વગેરે ભાષામાં અનુવાદોના વાચક હશે. એ ગમે તેમ હો, પણ એ સંપૂર્ણ યાદી અહીં ન ઉતારતાં જે નવ ટીકાઓની પુરાવિદ પી. કે. ગોડેએ અષ્ટાંગહૃદયની પ્રસ્તુત આવૃત્તિના અંગ્રેજી ઉપોદ્‌ઘાતમાં ચર્ચા કરી છે[3] તે તથા છપાયેલી બેની ટૂંકામાં અહીં નોંધ કરી છે.

આ ૩૪ કે અગિયારમાંથી જે બે છપાઈ છે તેનો વિચાર પાછળ રાખી બાકીની નવનાં નામ નોંધવામાં આવે છે.

(૧) આશાધરની ઉદ્યોત. આનો ઉલ્લેખ પીટર્સને આશાધરના ગ્રંથો ગણાવતાં કર્યો છે, પણ ઑફ્રેટના કેટલોગસ કેટેલોગેરમમાં એનીહાથપ્રતની નોંધ નથી એમ શ્રી. પી. કે. ગોડે કહે છે. આશાધર સપાદલક્ષના જૈન વિદ્વાન હતા અને ઈ. સ. ૧૨૪૦ માં વિદ્યમાન હતા.

(૨) ચન્દ્રનન્દનની પદાર્થચન્દ્રિકા. ઑફ્રેટમાં એની હાથપ્રતોની નોંધ મળે છે.[4] શ્રી. પરાડકર પાસે પણ એની હાથપ્રતો છે. આ ચન્દ્રનન્દનનો હેમાદ્રિએ તથા ડલ્લને ઉલ્લેખ કર્યો છે એટલે એ દશમા શતક પહેલાં થઈ ગયા.

---

૧ જુઓ સટીક અષ્ટાંગહૃદય, નિ. પ્રે. ૧૯૩૯ માં 'વાગ્ભટવિમર્શ', પૃ. ૨૮.
૨ એજન, પૃ. ૨૯, ૩૦.
૩ એજન, પૃ. ૬ થી ૮ તથા તે ઉપરની ટિપ્પણીઓ.
૪ શ્રી. પી. કે. ગોડેના અંગ્રેજી ઉપોદ્‌ઘાતની ટિપ્પણીઓમાં કેટલોગસ કેટેલોગેરમના સ્થળનિર્દેશો છે તે જિજ્ઞાસુએ ત્યાં જોઈ લેવા.

(૩) રામનાથની ટીકાની હાથપ્રતની પણ ઓફ્રેટમાં નોંધ છે. સૂત્રસ્થાનની ટીકા તો વેંકટેશ્વર પ્રેસ (મુંબઈ)માં છપાઈ ગઈ છે.

(૪) તોડરમલ્લની ટીકાની નોંધ પણ એમાં જ છે. શ્રી. પરાડકરે પણ એની હાથપ્રતો મેળવી છે. આ તોડરમલ્લ તે મહાન્ મોગલ શહેનશાહ અકબરના મંત્રી તોડરમલ્લ જ હશે. એના નામ ઉપર એક વૈદ્યક ગ્રન્થ પણ છે.

(૫) પાઠ્યા નામની એક ટીકાની પણ એમાં જ નોંધ છે.

(૬) હૃદયપ્રબોધિકા }
(૭) બાલપ્રબોધિકા } આ બે ટીકાઓની પણ એમાં જ નોંધ છે.

(૮) ભટ્ટ નરહરિ અથવા નૃસિંહ કવિ–ભટ્ટ શિવદેવના પુત્ર—ની વાગ્ભટખંડમંડન ટીકાની એમાં જ નોંધ છે.

(૯) દામોદરની સંકેતમંજરીની નોંધ પણ એમાં જ છે.

(૧૦) અરુણદત્તની સર્વાંગસુંદરા ટીકા સંપૂર્ણ મળે છે. આ અરુણદત્ત મૃગાંક દત્તના પુત્ર અને આયુર્વેદના તેમ જ સંસ્કૃતવિદ્યાના સારા જ્ઞાતા હતા અને તેણે અનેક આયુર્વેદતંત્રોમાંથી ઉતારા કર્યા છે. અરુણદત્તે પોતાની ટીકામાં ક્વચિત્ પોતાનાં રચેલાં પદ્યો પણ મૂક્યાં છે. અરુણદત્ત વૈદિકધર્માવલંબી હતા એમ એના મંગલાચરણથી જણાય છે.[૧]

અરુણદત્તના સમયનો નિર્ણય ડૉ. હર્નલે નીચે ટૂંકામાં નોંધેલા પુરાવાથી નીચે પ્રમાણે કર્યો છે.[૨] અને કવિરાજ ગણનાથ સેન, વૈ. જાદવજી ત્રિ. આચાર્ય, શ્રી. પી. કે. ગોડે વગેરેએ એ નિર્ણયને માન્ય રાખ્યો છે.

---

૧ અરુણદત્ત નામધારી ત્રણેક ગ્રંથકારો સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં થયા છે. (જુઓ સટીક અ. હૃ. માં વાગ્ભટવિમર્શ તથા શ્રી. ગોડેનો અંગ્રેજી ઉપોદ્ઘાત, પૃ. ૮)

૨ હર્નલ, પૃ. ૧૭.

વાચસ્પતિએ માધવનિદાન ઉપર આતંકદર્પણ નામની ટીકા લખી છે અને તેના આરંભમાં એ કહે છે કે પોતે વિજયરક્ષિત અને તેના શિષ્ય શ્રીકંઠ દત્તની મધુકોશ ટીકા જોઈ છે અને વિજય-રક્ષિતે ચક્રદત્તનો ઉલ્લેખ કર્યો છે તથા આંખની રચનાની ચર્ચામાં અરુણદત્તના મતનું ખંડન કર્યું છે.[1] અહીં અરુણદત્તનું નામ લીધું નથી, પણ અરુણદત્તે ( અ. હ.. ઉ. અ. ૧૨, શ્લો. ૧ ની ટીકામાં ) દર્શાવેલા મતથી તદ્દન ઊલટો મત દર્શાવ્યો છે.

હવે વાચસ્પતિએ ટીકાના આરંભના શ્લોકોમાં કહ્યું છે કે પોતાના પિતા પ્રમોદ હમ્મીર રાજાની અને મોટાભાઈ મહમ્મદ રાજાની સભામાં હતા. આ મહમ્મદ તે પ્રખ્યાત મહમ્મદ ઘોરી ( ઈ. સ. ૧૧૯૩ થી ૧૨૦૫ ) એમ હર્નલ ધારે છે. વળી વિજય-રક્ષિતે ઈ. સ. ૧૨૩૯ માં યોગરત્નમાલા લખનાર ગુણાકરનો[2] ઉલ્લેખ કર્યો છે. મને એ ઉલ્લેખ મળ્યો નથી. આ ઉપરથી હર્નલે ઉપરના ત્રણ ટીકાકારો માટે નીચેનો કાલાનુક્રમ ગોઠવ્યો છે.

| | |
|---|---|
| અરુણદત્ત— | ઈ. સ. ૧૨૨૦ લગભગ |
| વિજયરક્ષિત— | ઈ. સ. ૧૨૪૦ લગભગ |
| વાચસ્પતિ— | ઈ. સ. ૧૨૬૦ લગભગ |

અને આ ગોઠવણ ઘણે ભાગે સ્વીકારાઈ છે, પણ મને નીચેના કારણથી એમાં શંકા પડે છે. અલબત્ત હેમાદ્રિએ પણ જેનો ઉલ્લેખ કર્યો છે તે અરુણદત્ત તો ઈ. સ. ૧૨૨૦ કે તેથીયે પહેલાં થયા હશે, કારણ કે તેણે સાતમા શતકના બાણ અને આઠમા શતકના માઘનો ઉલ્લેખ કર્યો છે, પણ તે પછીના કોઈનો નથી કર્યો, એટલે કદાચ ચક્રપાણિના અરુણદત્ત સમકાલીન પણ હોય.

૧ મા. નિ, નેત્રરોગનિદાન, શ્લો. ૨૯ ની ટીકા.

૨ પીટર્સનનો રિપોર્ટ, ૧૮૮૬ થી ૯૨, પૃ. ૨૬

## વૈદ્યકના સંગ્રહગ્રન્થો અને તેના લેખકો

ચરકસુશ્રુતની સંહિતાઓ રચાયા પછી તરતમાં સંગ્રહગ્રન્થો રચાવાનો આરંભ થયો છે એમ કહી શકાય. જૂનામા જૂનો સંગ્રહગ્રન્થ નાવનીતક[1] મળ્યો છે. આ ગ્રન્થના નામની પણ પચાસ વર્ષ પહેલા કોઈને ખબર ન હતી. એ ગ્રન્થ કાશગર (પૂર્વ તુર્કસ્તાન) ના ખડિયેરમાંથી લેફ્ટેનન્ટ બોઅરને મળ્યો હતો અને ઈ. સ. ૧૮૯૦-થી ૧૯૧૪ વચ્ચે એને ઉપોદ્ઘાત વગેરે સાથે હર્નલે પૂરેપૂરો પ્રકાશિત કર્યો. એ ગ્રન્થ, હર્નલે સપ્રમાણ સાબિત કર્યા પ્રમાણે ઈ. સ. ચોથા શતકમા લખાયો છે આ રીતે નાવનીતક એ જૂનામા જૂનો યોગસંગ્રહ છે, જોકે એ ગ્રન્થના કર્તાના નામનો પત્તો નથી. એમા ચૂર્ણયોગાધ્યાય, ઘૃતપાનાધ્યાય, તૈલાધ્યાય, મિશ્રકાધ્યાય, બસ્તિયોગાધ્યાય, રસાયનાધ્યાય, યવાગૂઅધ્યાય, વૃષ્યયોગાધ્યાય, નેત્રાજન, કેશરંજન, અભયાકલ્પ, શિલાજીત અધ્યાય, ચિત્રકાધ્યાય, કુમારભૃત્ય, વધ્યાચિકિત્સિત, અને સુભગાચિકિત્સિત એ રીતે કુલ ૧૬ અધ્યાયો છે. પણ જે એક જ ચોથા શતકમા લખાયેલ હાથપ્રત મળી છે તેમા ૧૪ મા અધ્યાયથી આગળનાં પાના નથી

આ ગ્રન્થના કર્તાએ ચરક, સુશ્રુત અને ભેલમાંથી ચૂર્ણો આદિના પાઠો ઉતાર્યા છે પણ એને વૃદ્ધ વાગ્ભટની ખબર નથી એટલુ જ નહિ પણ દૃઢબલની યે ખબર નથી.[2] એટલે ચરકની દૃઢબલે પૂર્તિ કરી તે પહેલા રચાયો છે, અને અત્યારે આયુર્વેદના ઇતિહાસની દૃષ્ટિએ એ ગ્રન્થ ઘણો કીમતી છે.

ચિકિત્સાકલિકા—નાવનીતક પછી અનેક સંગ્રહગ્રન્થો રચાયા હશે પણ ચિકિત્સાકલિકા પહેલાનો કોઈ ગ્રન્થ મળ્યો નથી.

---

૧ નાવનીતકનો ઇતિહાસ જાણવા જેવો છે, પણ એ ઇતિહાસને સવિસ્તર જોવા ઇચ્છનારે આ વિ, પુ ૭, અં. ૧૦ મા છપાયેલો 'નાવનીતક' લેખ જોવો.

૨ જુઓ ઉપલી ટિપ્પણીમા કહેલો લેખ.

ચિકિત્સાકલિકાના કર્તા તીસટ વાગ્ભટના પુત્ર હતા એમ ડૉ. ઓફ્રેટે લખ્યું હોવાની વૈદ્ય જા. ત્રિ. આચાર્યે નોંધ કરી છે;[1] પણ તીસટે પોતાના પિતાનું નામ જ લખ્યું નથી, એટલું જ નહિ, પણ ગ્રન્થના આરંભમાં હારીત, સુશ્રુત, પરાશર, ભોજ વગેરે ચિકિત્સકોનાં નામો લખ્યાં છે તેમાંય વાગ્ભટનું નામ લખ્યું નથી. વળી પ્રથમ શ્લોકમાં પિતાના ચરણને નમસ્કાર કર્યા છે ત્યાં ટીકાકાર ચન્દ્રટ જે તીસટના પુત્ર છે તેણે પણ પોતાના દાદાનું નામ લખ્યું નથી; એટલે એકાદ હાથપ્રતની પ્રતિશ્રી[2] ઉપરથી કરેલું ઓફ્રેટનું કથન વિશ્વાસપાત્ર નહિ માની શકાય.

તીસટે ચારસો શ્લોકમાં આ ગ્રન્થ લખ્યો છે. પહેલા ૯૮ શ્લોકમાં આયુર્વેદના ત્રણ દોષ, ધાતુઓ, મલો, શિરાઓ, ત્રણેય દોષનાં પ્રકોપનો, દોષો પ્રકુપિત થતાં થતા રોગો, તે તે દોષના પ્રશમનના ઉપાયો, ઔષધોના ગુણો, પછી તૈલ, ઘૃત, ચૂર્ણ, પ્રલેપ, આસ્થાપન, અનુવાસન, નસ્ય, અંજન, બસ્તિ વગેરે યોગોનો વિધિ ઇત્યાદિ સામાન્ય સૂત્રોનુ ટૂંકામા નિરૂપણ કર્યા પછી જ્વરાદિ રોગોની લક્ષણકથનપૂર્વક સંક્ષિપ્ત ચિકિત્સા કહી છે. પણ તેમાં પ્રાચીન પ્રણાલિકાને અનુસરી કાયચિકિત્સા પૂરી કર્યા પછી શાલાક્ય, શલ્ય, ભૂતવિદ્યા, કૌમારતન્ત્ર, રસાયન અને વાજીકરણ એ રીતે વિભાગ પાડીને ચિકિત્સા કહી છે. અલબત્ત ચારસો શ્લોકમાં "ઓછી વિદ્યાવાળા જેની બુદ્ધિ સુશ્રુતાદિ શાસ્ત્રસમુદ્રમા અજ્ઞાનથી મૂંઝાઈ જાય તેવા અબુધ વૈદ્યો માટે આ યોગસમુચ્ચય" કરેલો

૧ જુઓ સટીક ચરકસંહિતા, નિ. પ્રે., આ. ૨., ઉ. પૃ. ૧૭.

૨ શ્રી. હરિશાસ્ત્રી પરાડકર 'વાગ્ભટવિમર્શ' પૃ. ૧૬ મા લખે છે કે ચિકિત્સાકલિકાની ભાંડારકર પ્રાચ્ય વિદ્યામંદિરની હાથપ્રતમા वाग्भटसूनुना तीसटदेवेन रचित चिकित्साशास्त्रं એવી પ્રતિશ્રી છે. કદાચ એ ઉપરથી ઓફ્રેટ નોંધ કરી હશે.

હોવાથી કયા રોગમા શસ્ત્રકર્મ કરવુ, કયા રોગોમા શિરામોક્ષ કરવો, કયામા જળો લગાડવી, કયાં દ્રવ્યોથી સોજાને પકાવવો અને વ્રણમા ગુગ્ગુલુતિક્ત ઘૃત ક્યારે ભરવું વગેરે શલ્યતંત્રનો સાર આ ક જ શ્લોકમા કહી દીધો છે. અલબત્ત જ્વરાદિ રોગોની ચિકિત્સામા જે જે પ્રાચીન ગ્રન્થોમાં રહસ્યભૂત ગ્રન્થકારને લાગ્યું તે કહ્યુ છે અને એ રીતે ગ્રન્થ કીમતી છે. પણ કાયચિકિત્સાનું પ્રાધાન્ય અને શલ્યાદિ બીજાં અંગોની ઉપેક્ષા થઈને એ જ્ઞાનની અધોગતિનો આયુર્વેદના ઇતિહાસમા આરંભ આ ગ્રન્થના રચનાકાળથી ગણવો જોઈએ એમ મને લાગે છે.

આ ચિકિત્સાકલિકા ઉપર એના કર્તા તીસટના પુત્ર ચન્દ્રટની વિદ્વત્તાભરેલી ટીકા છે. એ ટીકામા ચન્દ્રટે ચરક, સુશ્રુત, ક્ષારપાણિ, ખરનાદ, ભેલ, પરાશર, વિદેહ, હારીત વગેરે જે નામો લખ્યા છે તેમા હરિચન્દ્ર અને જેજ્જટનું નામ છે. વળી પોતે જોયેલા ગ્રન્થો ગણાવતા જેજ્જટની સુશ્રુત ઉપરની ટીકાનો એ ઉલ્લેખ કરે છે. એ ઉપરથી જેજ્જટ પછી ચન્દ્રટ થયા છે એ નક્કી અને જેજ્જટ પોતાને વાગ્ભટના શિષ્ય કહે છે,[૧] માટે વાગ્ભટ પછી પણ વાગ્ભટનો સીધો ઉલ્લેખ તીસટે કે ચન્દ્રટે નથી કર્યો એ જોતા વાગ્ભટની પ્રસિદ્ધિ થયા પહેલાં એટલે ૭મા શતકમા એ પિતાપુત્ર થયા હોવા જોઈએ એવો મારો મત છે.

ચન્દ્રટ—તીસટના પુત્ર ચન્દ્રટે પિતાના ગ્રન્થ ઉપર ટીકા રચવા ઉપરાંત એ પોતે એ ટીકાને અન્તે કહે છે તેમ યોગરત્નસમુચ્ચય અને સુશ્રુતની પાઠશુદ્ધિ એ બે રચના કરી છે. ચન્દ્રટ આયુર્વેદનો સારો વિદ્વાન છે એ તો એની ટીકા ઉપરથી જ દેખાય છે. એ જેને સુશ્રુતની પાઠશુદ્ધિ કહે છે તેની એક પ્રત ઇન્ડિયા ઑફિસ

૧ જુઓ ઉપર પૃ. ૧૬૪.

લાયબ્રેરીમાં છે.[1] કવિરાજ ગણનાથ સેન તો એને સુશ્રુતનો પ્રતિસંસ્કાર કહે છે.[2]

તીસટ અને ચન્દ્રટ બેય સૂર્યભક્ત છે.

**રવિગુપ્ત**—સિદ્ધસારસંહિતા અથવા સારસંગ્રહ નામના એક વૈદ્યક ગ્રન્થની હાથપ્રતો નેપાળમાંથી મળી છે. આ રવિગુપ્ત બૌદ્ધ હતા અને વૈદ્ય હોવા ઉપરાંત કવિ અને નૈયાયિક પણ હતા. સર્વાંગસુંદરા ટીકામાં જે રવિગુપ્તના સિદ્ધસારનો ઉલ્લેખ છે તે આ જ હોવાનો સંભવ છે. આ રવિગુપ્ત ઈ. સ. આઠમા શતકના આરંભમા થઈ ગયા.[3]

**માધવનિદાન અને તેના કર્તા માધવકર**—તીસટ કહે છે તેમ ઓછી વિદ્યાવાળા વૈદ્યો માટે જેમ ઔષધોના સંગ્રહોની આવશ્યકતા લાગવા માંડી હતી તેમ જ કેવળ નિદાનવિષયક વચનોનો જુદો સંગ્રહ હોવાની પણ આવશ્યકતા લાગી જ હશે. અત્યારે આ વિષયમાં સૌથી જૂનો અને સૌથી માન્ય ગ્રન્થ **માધવનિદાન** છે. એના કર્તા પોતે કહે છે તેમ એણે પહેલાંના મુનિઓ–ચરક સુશ્રુતાદિનાં વચનોનો સંગ્રહ કરેલો હોવા છતાં એને સ્વતંત્ર ગ્રન્થની પ્રતિષ્ઠા મળી ગઈ છે.

માધવકરે પોતાના ગ્રન્થનુ નામ જોકે રોગવિનિશ્ચય રાખ્યું છે, પણ એ ગ્રન્થ 'માધવનિદાન' નામથી જ વધારે પ્રખ્યાત થયો છે. એમા આરંભમાં પંચનિદાનલક્ષણ આપ્યા પછી જ્વર, અતિસાર વગેરે રોગોનુ નિદાન ચરક, સુશ્રુત, વાગ્ભટાદિ ગ્રન્થોમાથી વચનો ખેંચી લઈને તથા એ સંહિતાગ્રન્થોનો કેટલોક વિસ્તાર છોડી દઈને આપ્યુ છે.

---

૧ જુઓ હર્નલ 'સ્ટડીઝ ઈન ધ મેડિસીન ઑફ એન્શ્યટ ઇંડિયા', પૃ. ૧૦૦.
૨ ઉપર પૃ. ૭૩.
૩ જુઓ 'જર્નલ ઑફ આયુર્વેદ', એપ્રિલ, ૧૯૨૬, પૃ. ૬૭૩.

ચક્રપાણિ દત્ત જેવા ચરકસુશ્રુતના પારંગત વિદ્વાને જેનું અનુસરણ કરવું યોગ્ય ગણ્યું છે તે ગ્રન્થ યોગસંગ્રહની દૃષ્ટિએ કીમતી હોવો જ જોઈએ.

જ્વરથી આરંભી વાજીકરણ સુધીના ૭૦ અધિકારોમાં આરંભમાં ચિકિત્સાના સિદ્ધાન્તો ટૂંકામાં કહ્યા પછી યોગોનો સંગ્રહ કર્યો છે. પછીના અધ્યાયોમાં સ્નેહ, સ્વેદ, વમન, વિરેચન, બસ્તિ, ધૂમ, નસ્ય, કવલ, અને અરિષ્ટનું વર્ણન કર્યું છે. પછી ૮૧ મો સ્વસ્થાધિકાર છે, જેમાં પ્રાચીન આયુર્વેદાચાર્યોની પ્રથાને અનુસરી આરોગ્ય માટે પરસ્ત્રી અને પરધનની ઇચ્છા ન કરવાનો તથા અહિંસાપરાયણ રહેવાનો ઉપદેશ આપ્યો છે. છેલ્લો મિશ્રકાધિકાર છે જેમાં વૈદ્યકનાં ચાર પાદ, માન પરિભાષા વગેરે પ્રકીર્ણ વિષયો છે.

વૃન્દના આ સિદ્ધયોગ ઉપર શ્રીકંઠ દત્તની વ્યાખ્યા કુસુમાવલી નામની ટીકા છે. આ શ્રીકંઠે જ માધવનિદાનની ટીકા લખવામાં ભાગ લીધો છે એ ઉપર કહ્યું છે. એ ૧૪ મા શતકમાં થઈ ગયો. એણે ટીકા ક્યાંક ક્યાંક અધૂરી રાખેલી તે નાગરજ્ઞાતિના ભાભલના પુત્ર નારાયણે પૂરી કરી છે એમ આનન્દાશ્રમ ગ્રન્થમાલાની આવૃત્તિમાં ટીકાને અન્તે લખેલું છે.

ભોજરાજાનો રાજમાર્તંડ—ભોજના નામ ઉપર અલંકાર, જ્યોતિષ વગેરે વિષયોના ગ્રન્થો મળે છે, તેમ રાજમાર્તંડ નામનો એક વૈદ્યક ગ્રન્થ પણ મળે છે. આ રાજમાર્તંડ યોગસંગ્રહાત્મક ટૂંકો ગ્રન્થ છે. એ માળવાના પ્રખ્યાત રાજા ભોજ ( વિ. સં.૧૦૫૭ થી ૧૧૧૨ )નો છે એની ખાતરી નથી, પણ પોતે મહારાજા હોવાનું તો ગ્રન્થારંભે કર્તા કહે છે. અને રાજા ભોજ જાતે વિદ્વાન અને વિદ્વાનોના આશ્રયદાતા તરીકે પ્રસિદ્ધ છે. એ જોતાં એણે કે એના આશ્રિત વૈદ્યે આ ગ્રન્થ રચ્યો હોવાનો સંભવ છે.[1]

---

૧ વૈદરાજ જા. ત્રિ. આચાર્યે આયુર્વેદ ગ્રન્થમાળામાં મુંબઈમાં આ ગ્રન્થ છપાવ્યો છે.

**ચક્રદત્તના બે ગ્રન્થો**—ચરકસુશ્રુતના આ પ્રખ્યાત ટીકાકારના સમય વગેરેની ચર્ચા એની ટીકાના અવલોકન પ્રસંગે કરી છે. એ વૈદ્ય મહામહોપાધ્યાય અને શિવભક્ત છે એમ એના ચક્રસંગ્રહના મંગલાચરણથી જણાય છે અને બ્રાહ્મણ છે એમ ગ્રન્થાન્તે આપેલા શાપથી અનુમાન થાય છે. ચક્રદત્તે વૃન્દના સિદ્ધયોગને અનુસરીને પોતાનો યોગસંગ્રહ લખ્યો છે એટલું તો એ પોતે પણ સ્વીકારે છે. અલબત્ત વૃન્દ કરતાં એણે યોગો વધારે લખ્યા છે અને કદાચ એ જ એની વિશેષતા હશે. સાધારણ રીતે આ પાછલા જમાનામાં એ જ દ્રવ્યોના નવા નવા યોગો વધતા ગયા છે. એક જ યોગમાં થોડો ફેરફાર તથા ફલશ્રુતિમાં વધારોઘટાડો પણ જોવામા આવે છે. બાકી તો આદિથી અન્ત સુધી ચક્રસંગ્રહ વૃન્દના સિદ્ધયોગને અનુસરે છે.

ચક્રસંગ્રહ ઉપર રત્નપ્રભા નામની કોઈની ટીકા હતી પણ એ વધારે વિસ્તૃત તથા ભૂલભરેલી લાગવાથી ચરકસંહિતા ઉપર ટીકા લખનાર શિવદાસ સેને ચક્રસંગ્રહ ઉપર તત્ત્વચન્દ્રિકા નામની ટીકા લખી છે.

શિવદાસ સેન મંગલાચરણથી વૈષ્ણવ ઠરે છે, સેનાન્ત નામથી બંગાળના વૈદ્ય જાતિના જણાય છે. એ પોતાને ગૌડદેશના માલંચિકા ગામનો વતની અને ગૌડરાજાના વૈદ્ય અનન્ત સેનનો પુત્ર કહે છે. એના સમયનો નિર્ણય એ દ્રવ્યગુણસંગ્રહની ટીકામા પોતે ગૌડરાજ બાર્બક સાહ પાસેથી અન્તરંગ પદવી અને છત્ર પ્રાપ્ત કર્યું હતુ એમ કહે છે તે ઉપરથી થઈ શકે છે[1] આ બાર્બક સાહ તે

[1] ચક્રદત્તના દ્રવ્યગુણસંગ્રહની શિવદાસ સેનની ટીકાના ઉપર કહેલા શ્લોકનો પાઠ પહેલા તો ખોટો છપાયેલો, પણ હમણા કવિરાજ જ્યોતિષચન્દ્રસેને બાર્બક સાહ પાઠ લેઇએ એમ નક્કી કર્યું છે. જુઓ વૈ. સં. ૫, ડિસેમ્બર, ૧૯૩૯ મા શિવદાસ સેનની સંપુષ્ટ ટીકા નામનો લેખ.

જૌનપુરનો દિલ્હીથી નિમાયેલો સૂબો હતો. એનો સમય ઈ. સ. ૧૪૮૭ થી ૧૪૮૯ છે.[૧] શિવદાસ સેનની લઘુવાગ્ભટ ટીકાની હાથપ્રત શકાબ્દ ૧૪૪૮ની મળી છે.

**બંગસેન**—વૃન્દના સિદ્ધયોગને અને ચક્રદત્તના ચક્રસંગ્રહને મળતો આ બંગસેનનો ચિકિત્સાસાર સંગ્રહ નામનો ગ્રન્થ છે. એ ગ્રન્થના કર્તા પોતાને કાન્તિકાવાસમા જન્મેલા તથા ગદાધરના પુત્ર કહે છે, અને મંગલાચરણ ઉપરથી શિવભક્ત તથા સેનાન્ત નામ ઉપરથી બંગાળી જણાય છે. ચરકસુશ્રુત, વાગ્ભટ અને માધવ પછી તો બંગસેન છે જ, પણ વાળા( स्नायुक )નાં નિદાન-ચિકિત્સા વૃન્દમાંથી ઉતારે છે એટલું જ નહિ પણ એમા પોતાના તરફથી ઉમેરો કરે છે એ જોતાં વૃન્દ પછી અમુક કાળે બંગસેન થયા છે એટલું નક્કી. હવે ચક્રદત્તની ગ્રહણીચિકિત્સામાં એક રસપર્પટિકા છે જેને માટે निबद्धा चक्रपाणिना એ રીતે ચક્રપાણિ કહે છે. મતલબ કે એ એની પોતાની બનાવટ છે. અને બંગસેને રસાયનાધિકારમા એને ગન્ધકપર્પટી કહીને આપી છે. એ જોતા બંગસેન ચક્રદત્ત પછી થયા છે એમ નક્કી થાય છે. અભ્રક, લોહ, પારદ, ગન્ધક, તામ્ર વગેરે ખનિજ ઔષધોના ઉપયોગની બાબતમા પણ ચક્રદત્ત અને બંગસેન સમાન કક્ષામાં પણ બંગસેન પાછળના જણાય છે. બીજી તરફથી હેમાદ્રિએ બંગસેનમાંથી પુષ્કળ ઉતારા કર્યા છે.[૨] એ જોતા ચક્રદત્ત પછી અને હેમાદ્રિ પહેલા, વળી મહારાષ્ટ્ર સુધી બંગાળી ગ્રન્થકારની ખ્યાતિ પહોચવાને ઓછામાં ઓછા પચાસ વર્ષનો ગાળો તો જોઈએ, એ જોતાં બંગસેનનો સમય ઈ. સ. ૧૨૦૦ ની આસપાસમાં ઠરે છે. કવિરાજ

---

૧ જુઓ ડફની ક્રોનોલોજી, પૃ. ૨૬૪ તથા ૩૧૫.

૨ જુઓ સટીક અષ્ટાંગહૃદયની નિ. પ્રે. વાળી ૧૯૩૯ ની આવૃત્તિમાં હેમાદ્રિએ ઉલ્લિખિત ગ્રન્થોની સૂચી.

ગણનાથ સેને શાર્ઙ્ગધર પછી અને ભાવમિશ્ર પહેલાં મૂકેલ છે[1] તે ભ્રમ લાગે છે.

## ગદનિગ્રહ અને સોઢલનિઘંટુના કર્તા વૈદ્ય સોઢલ

બારમા શતકમાં જ ગુજરાતમાં એક સોઢલ નામના વૈદ્ય થઈ ગયા. એ જોશી પણ હતા. પોતે ગુણસંગ્રહ નામથી રચેલા નિઘંટુને અન્તે સોઢલ પોતાને વત્સગોત્રના રાયકવાળ બ્રાહ્મણ, વૈદ્ય નન્દનના પુત્ર અને મંધદયાળુના શિષ્ય કહે છે.[2] આ ઉપરાંત સુરતની ઈ. સ. ૧૯૧૫ ની ગુજરાતી સાહિત્ય પરિષદમાં સ્વ. મણિલાલ બકોરભાઇ વ્યાસે વૈદ્ય ધીરજરામ કાશીરામ પાઠકના સંગ્રહમાંથી ગદનિગ્રહની જે એક હાથપ્રત મૂકી હતી તેમાં આપેલી વિશેષ પ્રશસ્તિમાં પોતાને જ્યોતિઃશાસ્ત્રી પણ કહે છે.[3] તેના નિઘંટુમાં પણ ज्योति सोटलकृता द्रव्यावलि समाप्ता એવા શબ્દો છે. અને સોઢલના સમયનિર્ણયમાં આ હકીકત ઘણી ઉપયોગી છે. વૈદ્યક સાહિત્યના પૌર્વાપર્ય ઉપરથી અનુમાને મેં એને પચીશ વર્ષ પહેલાં બારમા શતકમાં મૂક્યો હતો.[4] પણ સ્વ. મ. બ. વ્યાસે જ વિ. સં. ૧૨૫૬ના ભીમદેવ બીજાના એક તામ્રપત્ર ઉપર ધ્યાન ખેંચ્યું છે કે જેમાં રાયકવાળ જ્ઞાતિના બ્રાહ્મણ જ્યોતિ સોઢલના પુત્રને દાન આપવામાં આવ્યું છે.[5] રાયકવાળ જ્ઞાતિ અને જ્યોતિ સોઢલ એ બે સાથે છે એટલે આ સોઢલ તે ગદનિગ્રહના કર્તા સોઢલ જ. મતલબ કે

---

૧ પ્રત્યક્ષશારીરનો ઉપોદ્ઘાત, પૃ. ૫૭.

૨ જુઓ ગદનિગ્રહની ભૂમિકામાં આપેલી ટીપ, ૨.

૩ જુઓ આ. વિ., પુ. ૨, પૃ. ૩૭ થી ૩૯.

૪ જુઓ સુરતની સાહિત્ય પરિષદમાં ' ગુજરાતનું વૈદ્યક સાહિત્ય ' નામનો મારો નિબંધ.

૫ જુઓ ગ્રૂ. એ. લે., ભા. ૨, લેખ નં. ૧૫૮ તથા આ. વિ., પુ. ૨, પૃ. ૩૮, ૩૯.

ગદનિગ્રહના કર્તા વૈદ્ય મોઢલ ઈ સ બારમા શતકમા થઈ ગયા વળી ગયકવાળ જ્ઞાતિ ગુજરાતમા જ હોવાથી તેઓ ગુજરાતી હતા એ પણ નક્કી

આ વૈદ્ય મોઢને રચેલા ગદનિગ્રહમા કુલ દશ ખડો છે. પહેલા પ્રયોગખડમા ચૂર્ણ, ગુટિકા, અવલેહ વગેરે બનાવવાનો જુદાજુદા ગ્રન્થોમાથી સગ્રહ કરવામા આવ્યો છે શાર્ઙ્ગધરના મધ્યમ ખડમા પણ આ રીતે જ ચૂર્ણ, ગુટિકા વગેરેના અધ્યાયો છે અલબત્ત શાર્ઙ્ગધરમા રસોનો અધ્યાય છે, ત્યારે ગદનિગ્રહમા એ નથી ગદનિગ્રહ શાર્ઙ્ગધર કરતા જૂનો ગ્રન્થ છે ગદનિગ્રહના બાકીના નવ ખડોમા કાયચિકિત્સા શાલાક્ય, શલ્ય, ભૂતવિદ્યા, કૌમારભૃત્ય, અગદતન્ત્ર રસાયન, વાજીકરણ અને પચકર્માધિકાર એ રીતે વિભાગો પાડી, શરૂઆતમા સક્ષિપ્ત નિદાન અને પછી ચિકિત્સા મૂકેલી છે

મોઢલને માધવનિદાનની તો ખરી જ પણ વૃન્દનીયે ખબર છે, કારણ કે ઘણાયના નિદાનચિકિત્સા વૃન્દમાથી મોઢને ઉતાર્યા છે આથી આગળ ચક્રદત્તના ચક્રસગ્રહની ખબર એને હોય એમ દેખાતુ નથી ચક્રદત્તમા છે તેવા રસયોગોયે મોઢલમા નથી સોઢલ બગસેનના લગભગ સમકાલીન હોવા છતા બગસેનને ચક્રસગ્રહની ખબર છે અને મોઢલને નથી તેનુ કારણ બગસેન બગાળી છે એટલે તે બગાળી ગ્રન્થથી તરત પરિચિત થાય અને મોઢલ ગુજરાતી હોવાથી ન થાય એ જ લાગે છે વળી રસોનો ઉપયોગ કદાચ બગાળામા વહેલો શરૂ થયો હશે

મોઢલ ગુજરાતી છે એ ઉપર કહ્યુ જ છે ગુજરાતી હોવાથી જ બીજા નિઘટુઓમા ન લખેલી એવી ગુજરાતમા ઉત્પન્ન થતી વનસ્પતિઓ એણે નોંધી છે આ વનસ્પતિઓનાં નામો પણ હાલમા પ્રચલિત ગુજરાતી નામોને મળતાં છે

બારમા શતકના આ ગુજરાતી વૈદ્ય સોઢલે ચિકિત્સાથી પ્રયોગોને જુદા પાડવાની પહેલ કરી છે એ એની વિશેષતા નોંધવા જેવી છે. વળી પ્રાચીન સંહિતાઓને ધોરણે કાયચિકિત્સા, શાલાક્ય વગેરે વિભાગો એણે ગણ્યા છે ખરા, પણ વિભાગ પાડવામાં કેટલીક ગડબડ પણ કરી છે. દા. ત., અશ્મરી આદિ શલ્યતંત્રના રોગોને કાયચિકિત્સામાં નાખ્યા છે, જ્યારે ગ્રન્થી, . અપચી, સદ્યોવ્રણ વગેરેને શાલાક્યતંત્રના નેત્રરોગાદિ પછી શલ્યતંત્રમાં નાખી માધવ-વૃન્દના ક્રમને ફેરવ્યો છે. બાકી શસ્ત્રચિકિત્સા તો શલ્યાધિકારમાંયે નથી. ટૂંકામાં ઘણી રીતે સોઢલના વૈદ્યક ગ્રન્થો જૂના અને અગત્યના હોવા છતાં એનો પ્રચાર બીજે કે એના જન્મસ્થાન ગુજરાતમાં વિશેષ જોવામાં આવ્યો નથી.

શતકના પેરેમેલ્સસથી શરૂ થયો છે એમ ત્યાંના એ વિષયના ઇતિહાસો ઉપરથી શ્રી. પ્ર. રાય કહે છે.[1]

સુશ્રુતમાં ચરક કરતાં જે કેટલીક વિશેષતા છે તેમાં શસ્ત્રકર્મ અનેઅગ્નિકર્મ પેઠે ક્ષારકર્મ પણ છે એ ઉપર નોંધ્યું છે. ક્ષારકર્મ માટે જરૂરી ક્ષાર બનાવવાનો વિધિ, પાનીય પ્રતિસારણીય એવા ક્ષારના ભેદો, ક્ષારને દાહક બનાવવાનો વિધિ, એ ક્ષારોનો કયા કયા રોગોમાં ઉપયોગ શક્ય છે વગેરે સુશ્રુતમાં વિસ્તારથી આપેલ છે.[2] ચરક પેઠે સુશ્રુતને પણ બંગ, નાગ, તામ્ર, રૌપ્ય, સુવર્ણ, લોહ, અને મંડૂર એટલાંની ખબર છે. કાંસાનો પણ ઉલ્લેખ છે[3] અને તેનો ઉપયોગ કર્યો છે. આ ધાતુઓને ઉપયોગમાં લેવા યોગ્ય બનાવવાનો વિધિ ( અયસ્કૃતિ ) સુશ્રુતમાં ચરકને મળતો જ છે[4] પણ એમા ધાતુઓનાં પતરાંઓ ઉપર લવણ વર્ગનો લેપ કરવાનો હોવાથી એ વિધિ ભલે અપૂર્ણ અને અશાસ્ત્રીય હોય છતાં એમાં ધાતુઓના ક્ષારો ( metallic salts ) બનાવવાના આધુનિક વિધિનુ બીજ છે, એમ શ્રી. પ્ર. રાય કહે છે.[5] એ વિદ્વાન કહે છે તેમ પાછળના રસાર્ણવાદિમાં થયેલા વિકાસનો સુશ્રુતમાં આરંભ દેખાય છે. ખનિજોની બાબતમાં બાકીની ચરકોક્ત વાતો તો સુશ્રુતમા છે જ, ફક્ત પારદ ખાવાની વાત નથી અને એ જોતાં ચરકમાં એ કટકો દઢબલનો હોય એવી શંકા પડે :છે. સુશ્રુતે લોહાદિ ધાતુઓનો કૃમિ ઉપર ઉપયોગ કર્યો છે[6] એ નોંધવા યોગ્ય છે.

---

૧ હિસ્ટરી ઓફ હિન્દુ કેમિસ્ટ્રી ગ્રં. ૧, ઉ., પૃ. ૧૦૨.

૨ સુશ્રુત સૂ. અ. ૧૧

૩ ,, સૂ. અ. ૩૮–૬૩ તથા ઉ. અ. ૧૮ શ્લો. ૧૦૩.

૪ ,, ચિ. અ. ૧૦–૧૧.

૫ હિસ્ટરી ઓફ હિન્દુ કેમિસ્ટ્રી પૃ. ૪૯.

૬ સુશ્રુત ઉ. અ. ૫૪ શ્લો. ૩૧.

ચરકસુશ્રુત પછી નાવનીતકમાં કાંઈ વિશેષ નથી. માત્ર આંખ ઉપરના એક અંજનમાં ગેરુ, રસવંતી અને મણશીલ સાથે રીતિકુસુમ પણ નાવનીતકમાં વાપર્યાં છે,[1] એ કદાચ વિશેષતા કહેવાય.

વાગ્ભટ પણ રસવિદ્યાની બાબતમાં સામાન્ય રીતે ચરકસુશ્રુતથી વિશેષ આગળ નથી જતા. ઉપદંશના વ્રણ ઉપર મોરથુથુ, મણશીલ હરતાલ, ફટકડી, હીરાકશી વગેરેને વાગ્ભટે વાપર્યાં છે[2] તે એની વિશેષતા શ્રી. પ્ર. રાયે ગણી છે.[3] પણ એ તો સુશ્રુતે પણ વાપરેલ છે.[4] લેપમાં ઉપયોગી તો એ દ્રવ્યોને ચરકે ગણ્યાં જ છે.[5] સુવર્ણ વગેરેનો ખાવમાં ઉપયોગ વાગ્ભટે કર્યો છે એમાં પણ નવું નથી, પણ બંધ કૂરડી (અન્ધમૂષા)માં[6] 'તામ્ર, સ્રોતાંજન, લોહ, સુવર્ણ અને રૌપ્યને રાખીને તેમજ નાગ, ગંધક, તામ્ર, હરતાલને રાખીને ધમીને ગરમી આપવાની સૂચના વાગ્ભટમાં છે. કૂરડી (मूषा)નો ઉલ્લેખ તો સુશ્રુતમાંય છે.[7] પણ અન્ધમૂષાનો ઉલ્લેખ વાગ્ભટે પહેલો કર્યો છે. અને એ રીતે તૈયાર થયેલી બનાવટ રસગ્રન્થની બનાવટના વર્ગની નજીક આવે છે એમ શ્રી. પ્ર. રાય કહે છે.

શ્રી. પ્ર. રાયે વાગ્ભટ (ઉ. અ. ૧૩) ની પારાવાળા એક અંજનની નોંધ કરીને વાગ્ભટે પારાનો એટલો એક જ ઉપયોગ કર્યો છે, એમ લખ્યું છે.[8] પણ વાગ્ભટે પારાનો રસાયન તરીકે ખાવામાં ઉપયોગ કર્યો છે એ ઉપર નોંધ્યું જ છે. વૃન્દમાં એક

---

૧ નાવનીતક ૧, ૧૧૦

૨ અ. સં. ઉ, અ. ૩૯ તથા અ. હૃ., ઉ. અ. ૪૩, શ્લો. ૪-૫.

૩ હિસ્ટરી ઑફ હિન્દુ કેમિસ્ટ્રી, ગ્ર. ૧, પૃ. ૫૫.

૪ સુશ્રુત ચિ. અ. ૧૯, શ્લો. ૪૦.

૫ જુઓ ઉપર પૃ. ૧૮૬.

૬ જુઓ. અ. હૃ., ઉ. અ. ૧૩, શ્લો. ૨૦, ૨૧, તથા ૩૧, ૩૨.

૭ સુશ્રુત ઉ. અ. ૧૮, શ્લો. ૮૬.

૮ હિસ્ટરી ઑફ હિન્દુ કેમિસ્ટ્રી, ગ્ર. ૧, પૃ. ૫૬.

અંજન છે જેને ચક્રપાણિએ નાગાર્જુનાવટી કહી છે, એમા કંઈ વિશેષ નથી. પણ ધત્તૂરાના રસ સાથે પારાને મેળવી લગાડવાથી જૂ મરી જાય છે એમ લખ્યું છે[1] એ નવીનતા નોંધવા યોગ્ય છે. હાલમા જૂ મારવા માટે સ્ત્રીઓ માથામા પારો ભરે છે. આ ઉપરાત બે બનાવટો વૃન્દની કાશ્મીરની હાથપ્રતમા જ મળે છે તેની નોંધ શ્રી. પ્ર રાયે લીધી છે, પણ એ સ્પષ્ટ પ્રક્ષિપ્ત હોઈને અહીં નોંધવાની જરૂર નથી ગણી

ચક્રદત્તમા પારાને, ગંધકને, અભ્રકને તથા લોહને શુદ્ધ કરવાનુ કહ્યુ છે[2] એ રસવિદ્યાની શોધનપ્રથાનુ પહેલું કથન છે. પછી ચક્રદત્તે કજ્જલી અથવા રસપર્પટીનો પાઠ આપ્યો છે અને તેને એ પોતાની શોધ કહે છે[3] પછી ચક્રદત્તે એક તામ્રયોગ આપ્યો છે જેમા તાંબાના પતરાની ઉપર નીચે ગંધક રાખી પછી સ્થાલીમા રાખી તેને બીજી સ્થાલી ઢાંકી બંધ કરી રેતી ભરેલા વાસણમા મૂકી ગરમી આપવાનુ લખ્યુ છે આ ક્રિયા પણ રસવિદ્યાનો સબંધ સૂચવે છે.[4] ચક્રદત્તે લોહની બનાવટ પણ વિસ્તારથી લખી છે, પણ તેમા નવુ તત્ત્વ નથી પણ અભ્રકનો ઉપયોગ ચક્રદત્તે પહેલી વાર કર્યો છે.[5] ચક્રદત્તમા એક છીપ, શંખ અને મરઘાની રાખ એટલાને ગધેડાના મૂત્રમા ઓગાળી એ ક્ષારના આઠમા ભાગ જેટલુ સરસવનુ તેલ એ સાથે પકાવી વાપરવાથી વાળ ખરી જાય છે, એમ કહેલુ છે.[6] આ પ્રયોગ કામશાસ્ત્રમાથી આવ્યો હોવાનો સભવ છે.

---

૧ વૃન્દ (આ આ.), પૃ ૧૨૨.
૨ ચક્રદત્ત અમ્લપિત્તચિકિત્સા
૩ એજન, ગ્રહણીચિકિત્સા
૪ ચક્રદત્ત રસાયનાધિકાર
૫ એજન, રસાયનાધિકાર
૬ ચક્રદત્ત યોનિવ્યાપત્ચિકિત્સા, હિસ્ટરી ઑફ હિન્દુ કેમિસ્ટ્રી, ગ્રં. ૧, પૃ ૫૫

## રસતંત્રોનો યુગ

અગિયારમા–બારમા શતકથી રસતંત્રો રચાવા માંડ્યાં છે. તે પહેલાંના કાળના આયુર્વેદીય ગ્રન્થકારોને ખનિજોની કેટલી ખબર હતી તથા ઔષધ તરીકે તેનો કેટલો ઉપયોગ તેઓએ કર્યો છે, એ ટૂંકામાં જોઈ લીધું. હવે તાંત્રિક રસવિદ્યાના વિકાસનો ઇતિહાસ ટૂંકામાં જોઈએ.

મહાયાન બૌદ્ધ ધર્મની પાંખમાં તંત્રમાર્ગ અને તાંત્રિક ગ્રન્થોનો વિકાસ થયો છે એ સામાન્ય ઐતિહાસિક હકીકત છે,[1] જોકે પાછળથી બૌદ્ધ, શાક્ત અને શૈવ એ ત્રણેય માર્ગનાં તંત્રો મળે છે. પણ શાક્ત અને શૈવ ઉપર એટલી મહાયાનની અસર થઈ છે, એમ જ માનવું યોગ્ય છે. ધાર્મિક ઇતિહાસની વાત બાજુ ઉપર રાખી રસવિદ્યાના ઇતિહાસને જ જોઈએ તો રસવિદ્યામાં નાગાર્જુનના સ્થાનનું મહત્ત્વ જોતાં પણ મહાયાન બૌદ્ધ અસર નીચે રસતંત્રોનો વિકાસ થયો છે એમ માનવું યોગ્ય છે.

રસરત્નસમુચ્ચયના આરંભમાં આદિમ, ચન્દ્રસેન વગેરે રસસિદ્ધિપ્રદાયક સત્તાવીશ રસસિદ્ધોનાં નામ આપ્યાં છે, તેમાં નાગાર્જુનનું નામ છે. વળી નાગાર્જુનના નામે ચડેલા રસેન્દ્રમંગલ ગ્રન્થમાં એ યાદીમાંના બે રત્નઘોષ અને માંડવ્યનાં નામ છે. આ રસસિદ્ધ નાગાર્જુનનું વ્યક્તિત્વ તથા એને નામે ચડેલા ગ્રન્થોનું કર્તૃત્વ સંદિગ્ધ હોવા છતાં રસવિદ્યાના પ્રકરણનો આરંભ એનાથી જ કરવો યોગ્ય છે.

જોકે તિબેટની બૌદ્ધ દંતકથા બૌદ્ધ શૂન્યવાદના પુરસ્કર્તા અને માધ્યમકવૃત્તિના કર્તા મહાન નાગાર્જુનને રસશાસ્ત્રમાં પણ

---

૧ આ વિષયની વિસ્તૃત ચર્ચા માટે જુઓ હિસ્ટરી ઑફ હિન્દુ કેમિસ્ટ્રી, ગ્ર. ૨, ઉપોદ્‌ઘાત

પારંગત માને છે[1] પણ સુશ્રુતના પ્રતિસંસ્કર્તાની ચર્ચાના પ્રસંગમા કહ્યુ છે તેમ માધ્યમક વૃત્તિના કર્તા દાર્શનિક નાગાર્જુનથી આ રસસિદ્ધ નાગાર્જુન ભિન્ન જ હોવા જોઈએ.[2] નાગાર્જુનના કર્તૃત્વનો દાવો કરનાર રસેન્દ્રમંગલમા શાલવાહન અને નાગાર્જુન વચ્ચે સંવાદ છે અને દંતકથા પણ શાલવાહન સાથે નાગાર્જુનનો સંબંધ જોડે છે[3] એ જોતા રસસિદ્ધ નાગાર્જુન તે શાલવાહન કે શાતવાહનના મિત્ર જ અને ઈ. સ. ત્રીજા શતકમાં એ થઈ ગયા હોવાનો સંભવ છે. પણ કીમિયાની વાતોવાળાં જૂનામાં જૂનાં તંત્રો તો ઈ. સ. પાચમા છઠ્ઠા શતકમાં રચાયાં હોવાનો સંભવ છે.[4] એથી જૂના કાળમાં રચાયેલા તન્ત્રો મળ્યા નથી નેપાળમાથી મળેલ કુબ્જિકાતન્ત્રમાં પારદને શંકરનું વીર્ય કહેલ છે અને પારદના સંસ્કારનો તથા ષડ્જારણનો ઉલ્લેખ છે.[5] વળી તાંબ્રનો રસવેધ કરવાની અર્થાત્ પારદથી વેધ કરીને તાંબાનું સોનુ બનાવવાની વાત પણ છે.[6] આ કુબ્જિકાતન્ત્ર મહાયાનમતનુ તંત્ર છે અને છઠ્ઠા શતકમા લખાયું હોવાનો સંભવ છે. પણ એ રસવિદ્યાનો ગ્રન્થ નથી. જેને રસવિદ્યાના પ્રાધાન્યવાળું તંત્ર કહી શકાય એવો જૂનામા જૂનો ગ્રન્થ તો નાગાર્જુનના નામે ચડેલો રસરત્નાકર કે રસેન્દ્રમંગલ છે. અને એ ગ્રન્થ સાતમા આઠમા

---

૧ જુઓ હિસ્ટરી ઑફ હિન્દુ કેમિસ્ટ્રી. ગ્ર. ૨, ઉ., પૃ. ૧૬ થી ૧૯.

૨ ઉપર પૃ ૮૧.

૩ એજન

૪ હિ. હિ. કે., ગ્ર. ૨. ઉ , પૃ. ૨૫, ૩૮..

૫ એજન, ઉ. પૃ ૪૩ તથા તેની ટીપ.

૬ એજન, ઉ. પૃ ૪૪ તથા તેની ટીપ.

૭ રસરત્નાકર કે રસેન્દ્રમંગલને શુદ્ધ તંત્ર ગણવામા કાં તો શ્રી. પ્ર. રાયે અમુક ભાગ જ જોયો છે, અથવ નાગાર્જુનનુ નામ લેઇને યોગો-વાળા ભાગની ઉપેક્ષા કરી છે.

શતકનો છે એમ. શ્રી. પ્ર. રાય કહે છે, જોકે મારે મને એથી અર્વાચીન છે.

રસરત્નાકર કે રસેન્દ્રમંગલ–શ્રી. પ્ર. રાય પાસેની હાથપ્રતની પ્રતિશ્રીમા નાગાર્જુનવિરચિત રસરત્નાકર એ રીતે શબ્દો છે. જ્યારે મેં વર્ષો પહેલાં સ્વ. તનસુખરામ મ. ત્રિપાઠી પાસેથી મેળવેલ હાથપ્રતની પ્રતિશ્રીમાં નાગાર્જુનવિરચિત રસેન્દ્રમંગલ એ રીતે નામ છે.[૨] જેટલો કટકો શ્રી. પ્ર. રાયની હિ. હિ. કે. માં છપાયો છે તેને આ રસેન્દ્રમંગલના તે ભાગ સાથે સરખાવતાં બેય એક જ લાગે છે. અને પ્ર. રાયવાળા કટકાને અન્તે "રસેન્દ્રમંગલ સમાપ્ત" એવા શબ્દો છે. રસેન્દ્રમંગલના પ્રકાશક રસવૈદ્ય જીવરામ કાલિદાસ પણ રસરત્નાકર અને રસેન્દ્રમંગલ એક જ હોવા જોઈએ એમ ભૂમિકામાં લખે છે.

આ રસરત્નાકર કે રસેન્દ્રમંગલમાં આઠ અધ્યાયો હોવાનું આરંભમાં કહ્યુ છે, પણ મળેલી પ્રતોમાં ચાર જ અધ્યાયો હતા. ગ્રન્થ ખંડિત અને અવ્યવસ્થિત છે એ તો દેખીતુ છે. રસના સ્વેદનાદિ અઢાર સંસ્કારો, હલકી ધાતુમાંથી સોનુ કરવાનો કીમિયો, રસ, ઉપરસ અને લોહનાં શોધનાદિ, સર્વલોહનું મારણ, અભ્રક, માક્ષિક વગેરેનાં સત્ત્વપાતન, અભ્રકાદિની દ્રુતિ વગેરે રસતંત્રના જ વિષયો સાથે આ ગ્રન્થમા મંથાનભૈરવરસ, દશમૂલ ક્વાથ, વગેરે રોગહર યોગો પણ છે. એ જોતાં આ ગ્રન્થ જેવો છે તેવો તો ૧૧મા શતક પહેલાનો નથી લાગતો. અલબત્ત એમા નાગાર્જુનરચિત તરીકે પ્રખ્યાત કક્ષપુટ કટકો પણ છે.

૧ એજન, ઉ. પૃ. ૪૧.

૨ સ્વ. શ્રી. ત. મ. ત્રિપાઠી પાસેથી મને મળેલી તથા બીજી ત્રણ પ્રતો ઉપરથી શ્રી રસવૈદ્ય જીવરામ કાલિદાસે ઈ. સ. ૧૯૨૪ મા ગોંડલમા રસેન્દ્રમંગલ છપાવેલ છે.

જ્યારે નાગાર્જુનવિરચિત કક્ષપુટ નામના જુદા જ ગ્રન્થની હાથપ્રતો મળે છે. એક મુંબઈની રૉ. એ. સો. ના પુસ્તકાલયમાં છે (જુઓ નં. ૮૧૧). એ પ્રતમાં ૧૦૬ પાનાં છે. તેમાં વીશ પટલ છે અને અગ્નિસ્તંભન, ગત્યાદિસ્તમ્ભન, સેનાસ્તમ્ભન, અશનિસ્તમ્ભન, મોહન, ઉચ્ચાટન, મારણ, વિદ્વેષણ, ઈન્દ્રજાલવિધાન વગેરે વિષયો છે.

નાગાર્જુનનો જ રચેલો મનાતો એક **આશ્ચર્યયોગમાલા** નામનો ગ્રન્થ, જેના ઉપર જૈન શ્વેતાંબર સાધુ ગુણાકરની ઈ. સ. ૧૨૩૯ માં રચાયેલ ટીકા છે, તેની નોંધ પીટર્સનના ત્રીજા રિપોર્ટ (પૃ. ૩૧૩)માં છે. આ ગ્રન્થમાં પણ કક્ષપુટને મળતા વશીકરણ, વિદ્વેષણ, ઉચ્ચાટન, ચિત્રકરણ, મનુષ્યાન્તર્ધાન,[1] કુતૂહલો, અગ્નિસ્તંભન, જલસ્તમ્ભ, ઉન્માદકરણ, રોમશાતન, વિષપ્રયોગવિધાન, ભૂતનાશન, વગેરે વિષયો છે. અહીં આ વિષયોનું વિશેષ વિવરણ આવશ્યક નથી, પણ આ તન્ત્રગ્રન્થોમાં રોમશાતન જેવી સામાન્ય બાબતો સાથે અસંભવિત ચમત્કારો પણ વર્ણવેલા છે અને તેના એવા જ વિચિત્ર ઉપાયો કહેલા છે,[1] એટલું જ સૂચન બસ છે.

નાગાર્જુનના નામ ઉપર કીમિયો, વશીકરણ, મારણાદિ પ્રયોગો અને વૈદ્યક યોગો બધું ય ચઢેલું છે, પણ એ નામ અહીં કશી ઐતિહાસિક કીંમતનું નથી એ દેખીતું છે.

**રસહૃદયતંત્ર**[2]—રસેન્દ્રમંગલના કરતાં આ રસહૃદયતંત્ર ઘણો વ્યવસ્થિત અને સંપૂર્ણ ગ્રન્થ છે. તંત્ર નામને પણ એ પહેલા

---

૧ દા. ત., મનુષ્યાન્તર્ધાન માટે લખ્યું છે કે—

पितृवनमर्दितमसद्दत्कन्यारक्तं मनः शिलायुक्तम् ।
त्रिभुवनमपि निगूहति तिलकक्रियया ललाटतटे ॥

જુઓ મું. રૉ. એ. સો. પુસ્તકાલયનાં હસ્તલિખિતપુસ્તકોનું કૅટલૉગ. નં. ૮૧

૨ આયુર્વેદ ગ્રન્થમાળામાં વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યે પ્રકાશિત કર્યો છે.

ગ્રન્થ કરતાં વધારે યોગ્ય છે. 'સર્વદર્શનસંગ્રહ'ના કર્તા ૧૪ મા શતકના માધવાચાર્યે રસહૃદયમાંથી નામ સાથે ઉતારો કર્યો છે. અને તે પહેલાંના તેરમા શતકના રસરત્નસમુચ્ચયમાં રસસિદ્ધો ગણાવતાં ગોવિંદ નામ છે. તે આ ગ્રન્થના કર્તા જ હશે. અને રસરત્નસમુચ્ચયમાં આ ગ્રન્થમાંથી ઉતારો પણ કરેલો છે. મતલબ કે આ ગ્રન્થના કર્તા તેરમા શતક પહેલાં થઈ ગયા છે એ નક્કી. ક્યારે એ કહેવું મુશ્કેલ છે. આ ગ્રન્થનાં પ્રકરણો (જેને ગ્રન્થમાં અવબોધ કહેલ છે)ની ઇતિશ્રીમાં ગ્રન્થકર્તાને પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવત્પાદ કહેલ છે. બીજી તરફથી ભગવાન શંકરાચાર્યે પોતાને ગોવિંદભગવત્પાદના શિષ્ય કહેલ છે. આ નામસામ્ય ઉપરથી રસહૃદયનું આયુર્વેદીય ગ્રન્થમાળામાં સંપાદન કરતાં શ્રી. ત્ર્યંબક ગુરુનાથ કાળેએ શંકરાચાર્યના ગુરુ ગોવિંદભગવત્પાદને જ આ ગ્રન્થના કર્તા માન્યા છે. પણ કેવલાદ્વૈતવેદાંતનો પણ કોઈ ગ્રન્થ શંકરાચાર્યના એ ગુરુએ લખેલો મળ્યો નથી. અને કોઈ તંત્રગ્રન્થના કર્તા આ વેદાન્તાચાર્યના ગુરુ હોય એ માનવું મુશ્કેલ છે. પણ રસહૃદય જેવા ગ્રન્થને આઠમા શતક જેટલા જૂના કાળમાં ખેંચી જવામાં મને તો બીજી જ મુશ્કેલી નડે છે. રસહૃદયમાં રસવિદ્યાનુ જે બહોળું જ્ઞાન જોવામાં આવે છે તે આઠમા શતકમાં હોય તો ૧૧ મા શતકના ચક્રપાણિ દત્ત જેવા વૈદ્યક સાહિત્યના વિશાળ પરિચયવાળા વિદ્વાન વૈદ્યના ગ્રન્થ ઉપર એની અસર થયા વગર રહે નહિ. માટે હું તો રસરત્નાકર કે રસેન્દ્રમંગલને પણ ૧૧ મા શતક પહેલાં માનતો નથી અને આ રસહૃદયને પણ શ્રી. પ્ર. રાય પેઠે ૧૧ મા શતકનો ગ્રન્થ માનવાના મતનો છુ.[૧] રસહૃદયના કર્તાએ પોતાનો પરિચય આપતાં ચંદ્રવંશના હૈહયકુળના કિરાતનૃપતિ શ્રી મદન જેઓ જાતે રસવિદ્યાભિજ્ઞ હતા તેમની પાસેથી પોતાને બહુમાન મળ્યું હતુ

૧ જુઓ હિસ્ટરી ઑફ હિન્દુ કેમિસ્ટ્રી, ગ્ર. ૨, ઉ., પૃ. ૫૩.

અને પોતે રસકર્મમા પ્રવૃત્ત રહેતા એમ ગ્રન્થાન્તે લખ્યુ છે. આ કિરાતદેશ તે વિન્ધ્યાચલની પાસેનો પ્રદેશ એમ શ્રી કાળેએ તર્ક કર્યો છે અને મદનદેવ તે કનિગહામે આપેલી હૈહયવશાવળીમાંનો આઠમા શતકનો રાજા કામદેવ એમ માન્યુ છે. પણ કનિગહામના પુસ્તકમા[1] જોતા એ વશાવળી તો ભાટચારણોના ચોપડાની છે: ઈ. સ. પૂર્વે ૮૫૭ થી શરૂ થતી સાલ વગરની વશાવળી છે, જેની કશી ઐતિહાસિક કીંમત ઐતિહાસિક વિદ્વાનોએ ગણી નથી. ખરી રીતે સિક્કાઓ અને ઉત્કીર્ણ લેખો ઉપરથી હૈહયોની જે વશાવળી નક્કી કરવામા આવી છે તે ઈ. સ ૮૭૫ થી શરૂ થાય છે અને તેમા કામદેવ જેવુ નામ નથી,[2] એટલે હૈહયરાજાના નામ ઉપરથી રસહૃદયના સમયનો નિર્ણય થઈ શકે એમ નથી

આ રસહૃદય ગ્રન્થમા કુલ ૧૯ અવબોધ છે, જેમા પહેલા અવબોધમા રસપ્રશસા છે અને તેમા કહ્યુ છે કે " માણસે ધન, શરીરાદિને અનિત્ય જાણીને મુક્તિ માટે યત્ન કરવો જોઈએ અને એ મુક્તિ જ્ઞાનથી જ મળે, પણ જ્ઞાન અભ્યાસથી થાય, જ્યારે અભ્યાસ શરીર સ્થિર હોય ત્યારે જ થઈ શકે. અને શરીરને સ્થિર અને અજરામર તો એક રસરાજ કરી શકે છે "[3] પણ રસહૃદયકારને માણસ પોતાની મુક્તિ મેળવી શકે એટલાથી સતોષ થતો નથી એ તો કહે છે કે " રસસિદ્ધ થતા હું પૃથ્વીને વૃદ્ધાવસ્થા અને મરણથી રહિત કરીશ "[4] આ ઘણી ઉન્નત વાસના છે આ ગ્રન્થકારનુ આ વલણ વશીકરણ, ઉચ્ચાટન વગેરે-વાળા વામતાન્ત્રિક માર્ગથી જુદુ દક્ષિણમાર્ગીય

૧ કનિગહામનો આ. સ. રિ ગ્ર. ૧૭, પૃ. ७८.

૨ જુઓ એજન, ગ્ર ૯, પૃ. ૧૧૨, ગ્ર ૧૭, પૃ. ૨૦, તેમ જ ડફની ક્રોનોલૉજી, પૃ ૨૯૩ અને ભારત કે પ્રાચીન રાજવશ, પ્રથમ ભાગ, પૃ ૫૫ તથા પૃ ૫૯ વગેરે.

૩ રસહૃદય ૧, શ્લો ૧૦, ૧૩

૪ ,, શ્લો. ૬.

જ્ઞાનયોગવાદાનુસારી છે. જગતને નિર્જરામર કરવાની વાત મહાયાનમતની સૂચક છે. આ દક્ષિણમાર્ગીય વલણને લીધે જ રસેશ્વર-સિદ્ધાન્તના નિરૂપણમાં સર્વદર્શનસંગ્રહના કર્તાએ રસહૃદયનો આધાર લીધો હશે. બનારસની એક હાથપ્રતના અન્તમાં "તથાગત કલ્યાણ કરો" એવા શબ્દો છે,[1] એ ઉપરથી શ્રી. પ્ર. રાયે કર્તાને બૌદ્ધ માનેલ છે. પણ "વેદાધ્યયનથી અને યજ્ઞથી અત્યંત શ્રેય થાય છે" એમ કહેનાર લેખક બૌદ્ધ ન હોય એ શ્રી. કાજેની દલીલ મને સાચી લાગે છે.

બીજા અવબોધમાં પારદના અઢાર સંસ્કારોનાં નામ અને પછી સ્વેદન, મર્દન, મૂર્ચ્છના, ઉત્થાપન, પાતન, રોધન, નિયમન અને દીપન એટલાનો વિધિ આપ્યો છે. ત્રીજા અવબોધમાં અભ્રક-ગ્રાસની પ્રક્રિયા છે. ચોથામાં અભ્રકના ભેદ તથા અભ્રકસત્ત્વપાતનનું વિધાન છે. પાંચમામાં ગર્ભદ્રુતિનું વિધાન, છઠ્ઠામાં જારણવિધાન, સાતમામાં બિડવિધાન, આઠમામાં રસરંજન, નવમામાં બીજવિધાન, દશમામાં વૈક્રાન્તાદિમાંથી સત્ત્વપાતન, અગિયારમામાં બીજનિર્વાહણ, બારમામાં દ્વંદ્વાધિકાર, તેરમામાં સંકરબીજવિધાન, ચૌદમામાં સંકરબીજજારણ, પંદરમામાં બાહ્યદ્રુતિ, સોળમામાં સારણ, સત્તરમામાં ક્રામણ, અઢારમામાં વેધવિધાન અને છેલ્લા ઓગણીસમા અવબોધમાં શરીર શુદ્ધ કરીને રસાયન તરીકે સેવવાના યોગો કહ્યા છે. છેવટે કેટલાક ખેચરગુટિકા જેવા યોગો માટે આશ્ચર્યકારક અતિશયોક્તિવાળી ફલશ્રુતિ કહી છે.

ટૂંકામાં રસહૃદય રસવિદ્યાની સારી પ્રગતિ થયા પછી લખાયેલો અને કદાચ અત્યારે ઉપલબ્ધ ગ્રન્થોમાં આદ્ય અને વ્યવસ્થિત ગ્રન્થ છે. જીવનની ફિલસૂફીને રસવિદ્યા સાથે આ રીતે જોડવાની આવશ્યકતા ગ્રન્થકારને લાગી છે એ પણ આ ગ્રન્થની આદ્યતા

૧ રસહૃદય પૃ. ૧૩૫, ટિ. માં ડિ. ડિ. કે. ગ્ર.૨ માંથી ઉતારેલો શ્લોક

દર્શાવે છે. વળી આ ગ્રન્થમાં રસાયન તરીકે રસના ઉપયોગ ઉપર તથા રસ સિદ્ધ કરવા અર્થે અભ્રકાદિની ઉપયોગિતા ઉપર ઝોક છે, જ્યારે પાછળથી રસાયન તરીકેનો મહિમા ચાલુ રહેવા છતાં રોગહર તરીકે પારદ પોતે અભ્રકાદિ મહારસો, ગન્ધકાદિ ઉપરસો, કમ્પિલ્લાદિ સાધારણ રસો, રત્નો અને સુવર્ણાદિ ધાતુઓ એ સર્વનો સ્વતંત્ર રીતે યોગો તૈયાર કરીને વૈદ્યકીય ઉપયોગ કરવા તરફ વધારે ને વધારે વલણ થતું ગયું છે.

રસાર્ણવ—[1] રસવિદ્યાના આ ગ્રન્થનો માધવે સર્વદર્શનસંગ્રહમાં ઉલ્લેખ કર્યો છે, પણ શ્રી. પ્ર. રાય કહે છે કે એમને કાશ્મીરમાંથી એક અને મદ્રાસ ઓરિયેન્ટલ લાયબ્રેરીમાંથી બીજી હાથપ્રત મુશ્કેલીથી મળી હતી. એ બારમા શતકનો ગ્રન્થ છે, એમ એ વિદ્વાન ધારે છે; અને એ યથાર્થ છે. [2] આ રસાર્ણવતંત્ર તંત્રોની સામાન્ય રીતે પાર્વતીપરમેશ્વરના સંવાદરૂપ છે અને તેના વિભાગોને પટલ નામ આપેલ છે. રસાર્ણવતંત્રમાં તેના વક્તા "શ્રી ભૈરવ કહે છે કે રસો, ઉપરસો, ધાતુઓ, કપડું, કાંજી, બિડ, ધમણ, લોહનાં પતરાં, ખરલ પથ્થરના બત્તા, કોષ્ઠીયંત્ર, વાંકી ફૂંકણી, છાણાં, લાકડાં, માટીનાં અને ધાતુનાં વાસણો (કુંડીઓ, દાથરીઓ, માટલાં, તપેલાં વગેરે), સાણસી, મુસળ, ખાંડણિયો, કાતર, ધાતુની કુલડી, વજનો, કાંટાઓ, છેદનયંત્ર, કસોટી, વાંસની ફૂંકણી, લોઢાની ફૂંકણી, લોઢાની કટારી, અંગારા, ઓષધિઓ, ઘી, તેલ, ખટાઈ, ક્ષારો, લવણો, વિષો, ઉપવિષો વગેરે બધો સંભાર એકઠો કર્યા પછી રસકર્મ શરૂ કરવું." [3]

1. આ ગ્રન્થ કલકત્તામાં બી. ઇ. સીરીઝમાં છપાયો છે.

2 હિ. હિ. કે., ગ્ર-૧, ૬., પૃ. ૭૩.

3 રસાર્ણવ, ચતુર્થ પટલ, શ્લો. ૨ થી ૬, આ. વિ., પુ. ૧, પૃ. ૧૯૨માં કરેલો ઉતારો.

ઉપરનો ઉતારો સાતસોઆઠસો વર્ષ પહેલાંનો આ દેશનો રસસિદ્ધ ( કેમિસ્ટ ) કેવાં સાધનો પોતાની પ્રયોગશાળામાં રાખતો એનો ઠીક ખ્યાલ આપે છે.

રસાર્ણવ (ચતુર્થ પટલ)માં યંત્રોની ઉપયોગિતા સ્પષ્ટ કહી છે અને મજબૂત કૂરડીઓ કેવી રીતે બનાવવી તે પણ લખ્યું છે.

જુદીજુદી ધાતુઓની જ્વાળાનો રંગ જુદોજુદો હોય છે એ આધુનિક વિજ્ઞાનપ્રસિદ્ધ વાત છે. રસાર્ણવમાં એ વસ્તુ નોંધાયેલ છે.[1] કહે છે કે "ત્રાંબાની જ્વાળા આસમાની રંગની હોય છે, બંગની હોલાના જેવા રંગની, લોઢાની પીળાશ પડતા કાળા રંગની અને મોરથૂથુની લાલ હોય છે." શુદ્ધ ધાતુની પરીક્ષા તથા કાચી ધાતુમાંથી ધાતુ કાઢવાની રીત જેને પ્રાચીનો સત્ત્વપાતન કહે છે તે રસાર્ણવમાં લખેલ છે.[2] રસાર્ણવમાંથી નમૂના તરીકે આટલું બસ છે.

**રસેન્દ્રચૂડામણિ**[3]–કર્તા સોમદેવ. રસરત્નસમુચ્ચય (અ. ૯)માં યન્ત્રોનું વર્ણન કરતાં સ્પષ્ટ લખ્યું છે કે "બધાં રસતન્ત્રો જોઇને તથા ટૂંકામાં સામદેવને અનુસરીને નીચે યંત્રોનુ વર્ણન કર્યું છે." એ ઉપરથી યંત્રોની બાબતમાં સોમદેવ પ્રમાણભૂત મનાતા હોવા જોઈએ. અને એ સોમદેવનો રસેન્દ્રચૂડામણિ નામનો ગ્રન્થ મળ્યો છે. એ બારમા–તેરમા શતકની વચ્ચેનો હોવો જોઈએ એમ શ્રી. પ્ર. રાય કહે છે અને મેં એ માનવામાં કાંઈ વાંધો લાગતો નથી.[4]

સોમદેવ પોતે કહે છે કે "અનેકશઃ રસતન્ત્રો જોઇને હવે યન્ત્રો કહેવામા આવે છે." વળી ઊર્ધ્વપાતનયંત્ર અને કોષ્ઠિકાયન્ત્ર

---

૧ જુઓ રસાર્ણવ, ચતુર્થ પટલ, શ્લો. ૫૦, ૫૧, આ. વિ., પુ. ૧, પૃ. ૧૯૩

૨ એજન, સપ્તમ પટલ, શ્લો. ૧૦, ૩૬ વગેરે, આ. વિ., પુ. ૧, પૃ. ૬૯૩

૩ મોતીલાલ બનારસીદાસે લાહોરથી ૧૯૮૯ માં છપાવ્યો છે.

૪ હિ. હિ. કે., અ. ૨, ઉ. ૫૫.

નન્દીએ કહેલા છે એમ સોમદેવ કહે છે[1] મતલબ કે આ નન્દીનો ગ્રન્થ એ વખતે ઉપલબ્ધ હશે. રસરત્નસમુચ્ચયકારે નન્દીનો ઉલ્લેખ કર્યો છે. સોમદેવે નન્દી ઉપરાંત નાગાર્જુન, બ્રહ્મજ્યોતિ, હરી અને શંભુના નામ લખ્યા છે[2]

આ સોમદેવ પોતાને કરવાલભૈરવપુરના રાજા કહે છે પણ એ પુર કે એ રાજાના વંશ વિશે કશું જાણવામાં આવ્યું નથી

**રસપ્રકાશસુધાકર**[3]—શ્રી યશોધરવિરચિત આ ગ્રન્થના કર્તા શ્રી યશોધર જૂનાગઢ (કાઠિયાવાડ)ના રહેવાસી ગુજરાતી શ્રીગૌડ બ્રાહ્મણ હતા અને એમના વૈષ્ણવ પિતાનું નામ પદ્મનાભ હતું એમ એ પોતે જ ગ્રન્થાન્તે કહે છે

રસરત્નસમુચ્ચયમાં ઘણા વિષયો આમાંથી લીધા છે વળી શ્રી પ્ર રાય ધારે છે તેમ ર ર સના મંગલાચરણના ૨૭ રસસિદ્ધોના નામોમાં જે યશોધન છે તેનો સાચો પાઠ યશોધર હોવો જોઈએ વળી સોમેશ્વર પછી એમાંથી ઉતારો કરનાર યશોધર થયા છે મતલબ કે, આ ગ્રન્થકર્તા ઈ સ ૧૩મા શતકમાં થઈ ગયા છે[4] ર ર સ પહેલાંના ગ્રન્થોમાં આ સારો વ્યવસ્થિત રસગ્રન્થ છે એમાં પારદના અષ્ટાદશ સંસ્કારો, રસબન્ધ અને રસભસ્મવિધિ—જેમાં રસકર્પૂરનો વિધિ પણ છે—સ્વર્ણાદિ ધાતુઓ, મહારસ, ઉપરસ અને રત્નો વગેરેનાં લક્ષણો, ગુણો, શોધન અને મારણ વગેરે, એકસો રસપ્રયોગો યન્ત્રો, મૂષાઓ અને પુટોનું વિવરણ અને વાજીકરણ પ્રયોગો વગેરે રસ-

1 એજન, ટીપ.

2 એજન, ઉ પૃ ૫૫.

3 આયુર્વેદ ગ્રન્થમાળામાં આ ગ્રન્થ છપાયો છે

4 જુઓ હિ હિ કે, ગ્રં ૨, ઉ પૃ ૫૭.

શાસ્ત્રના બધા વિષયો છે. એ સાથે કીમિયાની વાતો જેને એ રસ-કૌતુક કહે છે તે પણ છે. ગ્રન્થકાર કહે છે કે "મેં થોડો અનુભવ કર્યો છે અને બાકીનું શાસ્ત્રમાંથી જાણ્યું છે."[1]

**રસેન્દ્રસારસંગ્રહ**—મહામહોપાધ્યાય ગોપાલ ભટ્ટનો રચેલો આ રસેન્દ્રસારસંગ્રહ ઑફ્રેટના કહેવા પ્રમાણે ૧૩મા શતકમાં રચાયેલો છે.[2] અને એમાં રસકપૂરની જે બનાવટ આપી છે તેને રસપ્રકાશસુધાકરની અને ભાવપ્રકાશની બનાવટ સાથે સરખાવતાં એ ગ્રન્થ રસપ્રકાશસુધાકર પછી અને ભાવપ્રકાશ પહેલાં રચાયો લાગે છે.[3] આ ગ્રન્થમાં આરંભમાં રસનાં શોધન, પાતન, બોધન, મૂર્ચ્છન વગેરે, ગન્ધકનાં શોધનાદિ, વૈક્રાન્ત, અભ્રક, તાલ, મનઃશિલા વગેરેનાં શોધન, મારણ વગેરે અને પછી જ્વરાદિ રોગો ઉપર રસયોગો, એ પ્રમાણે છે. રસવિદ્યાનો વિષય રસરત્નસમુચ્ચય પેઠે વ્યવસ્થિત નથી. પણ આ ગ્રન્થના ઘણા યોગો પાછળના ગ્રન્થોમાં સંગ્રહાયા છે. ગ્રન્થકર્તાએ જ ટૂંકી ટીકા લખી છે.[4]

**રસકલ્પ** અને **ધાતુક્રિયા** નામના રુદ્રયામલ તંત્રના બે કટકાઓની નોંધ શ્રી. પ્ર. રાયે કરી છે અને ધાતુક્રિયામાંથી લાંબો ઉતારો આપ્યો છે. રસકલ્પમાં ગોવિન્દ, સ્વચ્છન્દ ભૈરવ વગેરે આચાર્યોનો ઉલ્લેખ મળે છે. આ ટૂંકા ગ્રંથમાં ધાતુઓ આદિનાં શોધનમારણનો વિષય જ છે. શ્રી. પ્ર. રાય આ ગ્રન્થને પણ ૧૩મા શતકની આસપાસનો ધારે છે.[5]

---

૧ જુઓ રસપ્રકાશસુધાકર, અ. ૧૧, શ્લો. ૧, ૨.

૨ જુઓ વૈદ્યકશબ્દસિન્ધુનું વિજ્ઞાપન.

૩ જુઓ આ. વિ., પુ. ૨, પૃ. ૨૪૨ થી ૨૪૬.

૪ સટીક રસેન્દ્રસારસંગ્રહ, કલકત્તામાં ઈ. સ. ૧૮૮૫માં શ્રી. ભુવનચન્દ્ર વસાકે છપાવ્યો છે.

૫ જુઓ હિ. હિ. કે.; ગ્ર. ૨, ઉ. પૃ. ૫૮

**રસસાર**—ગોવિંદાચાર્યના આ રસસાર ગ્રન્થમાં પારદના અષ્ટાદશ સંસ્કાર વગેરે રસશાસ્ત્રના જાણીતા વિષયો છે. આ ગ્રન્થકર્તા તો લખે છે કે આ પદ્ધતિ ભોટદેશવાસી બૌદ્ધો જાણે છે અને બૌદ્ધમત જાણીને મેં રસસાર રચ્યો છે.[1] મતલબ કે બારમા તેરમા શતક સુધી બૌદ્ધોમાં અને ખાસ કરીને તિબેટના બૌદ્ધોમાં રસવિદ્યા સારી રીતે જળવાઈ રહી હતી.

આ ગ્રન્થકાર અફીણનો ઉપયોગ કરે છે. જોકે અફીણ શું છે એની સાચી ખબર એને નથી. એ તો કહે છે કે સમુદ્રમાં થતા ઝેરી માછલાંમાંથી અફીણ નીકળે છે. આ અફીણના ઉપયોગ ઉપરથી શ્રી. પ્ર. રાય ૧૩મા શતકનો ગ્રન્થકર્તાને માને છે.[2]

**રસરત્નાકર**—પાર્વતીપુત્ર નિત્યનાથ સિદ્ધવિરચિત રસખંડ, રસેન્દ્રખંડ, વાદિખંડ, રસાયનખંડ અને મંત્રખંડ એ રીતે પાંચ ખંડમાં રચાયેલો આ ગ્રન્થ ઘણો મોટો છે.[3] એમાંથી વાદિખંડ તથા મંત્રખંડને બાદ કરતાં ત્રણેય બાકીના ખંડો વૈદ્યક સાથે સંબંધ ધરાવે છે. રસરત્નસમુચ્ચયમાં નિત્યનાથનુ નામ મળતું હોવાથી આ નિત્યનાથ સિદ્ધ તે પહેલાં થઈ ગયા છે અને શ્રી. જા. ત્રિ. આચાર્ય કહે છે[4] તેમ આ ગ્રન્થમાં કહેલો વાલુકાયીન પ્રયોગ એ 'સમકઉલ મેદા રેગમાહી' નામથી યુનાનીમાં પ્રસિદ્ધ પ્રયોગ છે; એ જોતા યુનાની વૈદ્યક આ દેશમાં આવ્યા પછી એટલે ઈ. સ. ૧૩મા શતકમાં નિત્યનાથ થયા છે. આ ગ્રન્થમાં રસશોધન,

---

૧ एवं बौद्धा विजानन्ति भोटदेशनिवासिनः तथा बौद्धं मतं तथा ज्ञात्वा रससारः कृतो मया ।

૨ હિ. હિ. કે., ગ્ર. ૨ હ., પૃ. ૬૯

૩ રસરત્નાકરના પાચેય ખંડ છપાયા છે. વાદિખંડ અને મંત્રખંડ, શ્રી. જીવરામ કાલિદાસે અને રસ તથા રસેન્દ્ર ખંડ કલકત્તામા છપાયા છે, જ્યારે રસાયનખંડ આયુર્વેદ ગ્રન્થમાળામાં છપાયો છે.

૪ જુઓ આયુર્વેદ ગ્રન્થમાળામાં સંપાદિત રસાયનખંડનું નિવેદન.

મારણ વગેરે રસવિદ્યાના ખાસ વિષયો રસખંડના આરંભમાં આપ્યા પછી જ્વરાદિ રોગોની ચિકિત્સા વિસ્તારથી આપી છે, જેમાં ઔષધીય યોગો છે. પણ રસયોગો વિશેષ પ્રમાણમાં છે.

ઉપર પ્રમાણે રસરત્નાકરથી–૧૩મા શતકથી રસવૈદ્યક કે રસપ્રચુર ચિકિત્સાનો યુગ શરૂ થયો છે એમ કહી શકાય. જોકે નિત્યનાથ–વિરચિત એ જ એ પ્રકારનો પહેલો ગ્રન્થ છે એમ નથી કહી શકાતું. ઊલટું રસરત્નાકરના યોગોની મોટી સંખ્યા જોતાં એટલા બધા યોગો એકદમ કે એક જ વૈદ્યને હાથે તૈયાર થવાનો સંભવ નથી. પણ જે મળે છે તે ગ્રન્થોનો સમયનિર્ણય ઘણો મુશ્કેલ છે. વળી ૧૧માથી ૧૩મા શતકમાં રસવૈદ્યકમાં પણ પ્રવૃત્તિ થઈ હોય એમ લાગે છે. કેવળ રસવિદ્યાના કહેવાય એવા સારા ગ્રન્થો જોકે થોડા મળ્યા છે, પણ એ સૈકાઓમાં રચાયાં હોય એવાં ઘણાં પ્રકીર્ણ પાનાંઓ મળે છે. ધાતુરત્નમાલા, સુવર્ણતંત્ર, કાકચંડેશ્વરીમત મદનાન્તસરિ-વિરચિત રસચિન્તામણિ વગેરેની શ્રી. પ્ર. રાયે હિ. હિ. કે. ના બીજા ગ્રન્થમાં નોંધ લીધી છે. પણ આ દેશના એ મધ્યકાલીન રસશાસ્ત્રીઓનું ધ્યાન શુદ્ધ રસશાસ્ત્ર (કેમિસ્ટ્રી) કે એમાંથી ઉત્પન્ન થતી બીજી ઔદ્યોગિક વિદ્યાઓ ખેડવા તરફ પહેલેથી જ થોડું હશે. છેક ઈ. સ. ચારસોની આસપાસનો દિલ્હીનો ગુપ્ત લેખવાળો લોહ-સ્તંભ તથા બીજી એવી લોહાદિ ધાતુઓમાંથી બનેલી પ્રાચીન વસ્તુઓ જોતાં ઉદ્યોગોમાં રસશાસ્ત્રીય જ્ઞાન વપરાતું હોવામાં શંકા નથી, પણ એ શાસ્ત્રનું જે જ્ઞાન ગ્રન્થોદ્વારા જળવાયું છે તે તો ઉપર કહ્યા તેવા તાંત્રિક ગ્રન્થોમાં જ છે. અને એ તાંત્રિકો પોતે જ કીમિયાની પાછળ ખુવાર થવામાં સાર.ન જોઈને અને પારદ, ગન્ધક, લોહ વગેરેનો વૈદ્યક ઉપયોગ વિશેષ ફલપ્રદ છે એવું જોઈને રસવૈદ્યક તરફ વળ્યા હોય; અથવા વૈદ્યોએ જ તાંત્રિકોની રસવિદ્યાનો લાભ લીધો હોય એમ હોય. રસહૃદય જેવા ગ્રન્થમાં રસના રસાયન તરીકેના ઉપયોગની વાત છે, એ જોતાં મને દક્ષિણમાર્ગી અને

સમજુ તાન્ત્રિકો પહેલા વૈદ્યક તરફ વળ્યા અને પછી વૈદ્યોએ એ વિદ્યાને અપનાવી લીધી હોય એમ લાગે છે. છેક તેરમા શતકથી આરંભમા શુદ્ધ રસપ્રકરણના અધ્યાયો હોય અને પછી જ્વરાદિ રોગો ઉપર રસયોગોથી મુખ્યત્વે ભરેલી ચિકિત્સા હોય એવા ગ્રન્થો લખાવા માંડ્યા છે

આ પ્રકારના રસવૈદ્યક ગ્રન્થોમાંના રસેન્દ્રચિન્તામણિ,[1] માળવાના રાજાના વૈદ્ય મદનસિંહનો રસનક્ષત્રમાલિકા,[2] વિષ્ણુદેવનો[3] રસરાજ-લક્ષ્મી વગેરે અનેક ગ્રન્થો ૧૩મા ૧૪મા શતક જેટલા જૂના છે, પણ ઘણી રીતે સર્વશ્રેષ્ઠ અને એ પ્રકારના ગ્રન્થોમા સૌથી વધારે પ્રખ્યાતિ પામેલો તો રસરત્નસમુચ્ચય છે

રસરત્નસમુચ્ચયના કર્તાનુ નામ વાગ્ભટ છે અને અષ્ટાંગ-સંગ્રહના કર્તા વાગ્ભટ પેઠે આ વાગ્ભટ પણ પોતાને સિંહગુપ્તના પુત્ર કહે છે કેવળ આ નામસામ્ય ઉપરથી જૂના વૈદ્યો અષ્ટાંગ-સંગ્રહના અને અષ્ટાંગહૃદયના કર્તા વાગ્ભટ જ રસરત્નસમુચ્ચયના પણ કર્તા છે એવુ માનતા હતા પણ આયુર્વેદના ઇતિહાસનો વિચાર જે વિદ્વાન વૈદ્યોએ આ જમાનામા કર્યો છે, તેઓએ રસરત્નસમુચ્ચયના કર્તા વાગ્ભટને ભિન્ન તથા પાછળના ગણ્યા છે[4] અને રસરત્નસમુચ્ચયમાં ચર્પટીનો તથા સિંઘણ રાજાનો ઉલ્લેખ છે એ ઉપરથી તથા પૌર્વાપર્ય વગેરે

---

૧ આ રસેન્દ્રચિન્તામણિ ગ્રન્થની કેટલીક હાથપ્રતોમા કર્તાનુ નામ કાલનાથના શિષ્ય ઢુંઢુકનાથ એમ છે, જ્યારે કેટલીકમા રુદ્રકુલસંભવ રામચંદ્ર એમ છે છપાયેલા પુસ્તકોમા પણ આ મતભેદો જોવામા આવે છે ગ્રન્થ પહેલા કલકત્તામા છપાયેલ છે, અને સં. ૧૯૯૧મા વૈદ્ય પં. મણિરામજીએ પોતાની સંસ્કૃત ટીકા સાથે રામગઢ (જયપુર)થી છપાવેલ છે. આ ગ્રન્થને ૧૩મા ૧૪મા શતકનો પ્ર રાય. ગણે છે, (હિ હિ કે, ભ ર, પૃ. ૨૫૧).

૨ આ ગ્રન્થમા અફીણનો ઉપયોગ છે (હિ. હિ કે, ભ. ૨).

૩ આ વૈદ્ય રાજા બુક્કના રાજવૈદ્ય હતા માટે ૧૪ મા શતકના પાછલા ભાગમા થઇ ગયા (હિ હિ. કે, ભ. ૨)

૪ જુઓ પ્રત્યક્ષશારીરનો ઉપોદ્ઘાત.

ઉપરથી શ્રી. પ્ર. રાયે ર. ર. સ.નો સમય ૧૩મા શતકમાં છે તે બરાબર લાગે છે.[૧]

રસરત્નસમુચ્ચયના પહેલા ૧૧ અધ્યાયોમાં રસોત્પત્તિ, મહારસોનાં શોધન આદિનું નિરૂપણ, ઉપરસ, સાધારણ રસનાં શોધનાદિ વગેરે શુદ્ધ રસશાસ્ત્રીય વિષયો છે અને બાકીના ભાગમાં જ્વરાદિ રોગો ઉપર રસયોગોના પ્રાધાન્યવાળી ચિકિત્સા છે.[૨]

ર. ર. સ.માં જે શુદ્ધ રસશાસ્ત્રીય વસ્તુ છે તેમાંથી નમૂના તરીકે થોડું ઉતાર્યું છે.

ર. ર. સ.કાર કહે છે કે "જ્ઞાનવાળો, દક્ષ, રસશાસ્ત્રમાં કુશળ, મંત્રસિદ્ધ, મહાવીર, નિશ્ચલ, શિવ અને પાર્વતીનો ભક્ત, હમેશાં ધૈર્યવાળો, દેવપૂજનતત્પર, સર્વ રસવિદ્યાની વિશેષતા જાણનાર અને રસકર્મમાં કુશળ એવો માણસ આચાર્ય થવાને યોગ્ય છે."

શિષ્યનાં લક્ષણોમાં ગુરુભક્તિ, સદાચાર વગેરે સાથે મંત્રારાધનતત્પરતાને પણ નોંધેલ છે.[૩]

રસશાળા વિષે એ ગ્રન્થકાર કહે છે કે "મનોરમ, રોગરહિત અને ધર્મરાજ્યવાળા દેશમાં તથા ઉમામહેશ્વરથી યુક્ત સમૃદ્ધિવાળા સારા નગરમાં મોટા બાગની વચ્ચે ચાર દ્વારથી સુશોભિત રસશાળા કરવી. તેની પાસે અત્યંત ગુપ્ત એવો રસમંડપ કરવો. અને તેમાં અરીસા જેવી ચળકતી ભૂમિ બનાવી એના ઉપર રમણીય વેદી કરવી."[૪]

---

૧ જુઓ વાગ્ભટ નિ. પ્રે.ની ૧૯૩૯ ની આવૃત્તિમાં વાગ્ભટવિમર્શ પૃ. ૪૦. ચર્પટીનો ઉલ્લેખ તો ર. ર. સ., અ. ૬, શ્લો. ૫૮ માં છે.
હિ. હિ. કે., ગ્ર.–૧, ઉ., પૃ. ૮૮ તથા ગ્ર. ૨, પૃ. ૨૨૨, ૨૨૩

૨ રસરત્નસમુચ્ચયની અનેક આવૃત્તિઓ મળે છે. આ. સં. સી.ની જૂની છે. પણ હાલમાં પં. હજારીલાલ શુકલની સંસ્કૃત ટીકા સાથે પણ પીલીભીતથી, સં. ૧૯૯૪માં છપાઇ છે.

૩ ર. ર. સ., અ. ૬, શ્લો. ૩–૪. ૫ એજન, શ્લો. ૬–૭

૪ એજન, અ. ૬, શ્લો. ૧૩, ૧૪, ૧૮.

તે પણ ઉત્તરથી કાંઈક જુદી રીતે એની પોતાની વિશિષ્ટ રીતે થયો, પણ મૂળ આત્મા તો ઉત્તરમાંથી ઊતરી આવેલો તે જ રહ્યો બીજી બાબતમાં આ વિધાન કેટલું સાચું હશે તે નથી કહી શકતો, પણ વૈદ્યક બાબતમાં લગભગ પૂરા અંશમાં સાચું છે

દક્ષિણ ભારતની શ્રુતપરંપરા પ્રમાણે અગસ્ત્યસંપ્રદાયનો પહેલા મહાદેવે પાર્વતીને ઉપદેશ કર્યો, તેણે નન્દીશ્વરને, તેણે ધન્વન્તરિને, ધન્વન્તરિએ અગસ્ત્યને, અગસ્ત્યે મહર્ષિ સુવરત્યને, તેણે તેરય્યરને ઉપદેશ કર્યો અને તેની પાસેથી અઢાર કે બાવીસ સિદ્ધોને વૈદ્યકવિદ્યા પ્રાપ્ત થઈ આ પરંપરામાં અગસ્ત્યના ઉપદેશક ધન્વન્તરિ છે એ હકીકત ઉપર કરેલા અનુમાનને ટેકો આપે છે

એ ૧૮ કે ૨૨ સિદ્ધોના પાછા બે ભેદ છે (૧) વડસંપ્રદાય અને (૨) તેનસંપ્રદાય [1] જે સિદ્ધોએ સંસ્કૃતભાષામાં ગ્રંથો રચ્યા છે કે સંસ્કૃત ગ્રન્થોનો દ્રાવિડ ભાષામાં અનુવાદો કર્યા છે, તેઓ વડ-સાંપ્રદાયિક કહેવાય છે, અને જેઓએ દ્રાવિડ ભાષામાં ગ્રન્થો લખ્યા છે તેઓ તેનસાંપ્રદાયિક કહેવાય છે

અગસ્ત્યસંપ્રદાયના ગ્રન્થો મોટે ભાગે રસકર્મનો ઉપદેશ આપે છે જોકે રસાર્ણવ વગેરે ગ્રન્થોનાં રસકર્મોથી આ અગસ્ત્ય-સંપ્રદાયોક્ત કર્મો કાંઈક ભિન્ન છે છતા તેમાં રસકર્મનું પ્રાધાન્ય છે અને સિદ્ધોથી સંપ્રદાય ચાલ્યો ગણાય છે હાલમાં પણ એ સિદ્ધવૈદ્યક જ કહેવાય છે એ જોતાં રસવિદ્યાના વિકાસ સાથે આ અગસ્ત્ય સંપ્રદાયનો પ્રચાર થયો છે એમ જણાય છે [1] છતાં દક્ષિણ ભારતના સિદ્ધસંપ્રદાયમાં ઉત્તરના ગ્રન્થોમાં નથી મળતી એવી કેટલીક ક્રિયાઓ કહેલી છે તેમ નવા યોગો પણ કહેલા છે

૧ દક્ષિણ ભારતમાં આ રીતે વડ અને તેન બે ભેદો સાર્વત્રિક છે ધાર્મિક ઇતિહાસમાં પણ એ ભેદ મળે છે (જુઓ મારો 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', આ ૨, પૃ ૧૮૧) તામિલના સિદ્ધવૈદ્યક ગ્રન્થોની એક યાદી એઇન્સ્લીએ પોતાના મેટીરિયા મેડિકા (ઈ સ ૧૮૨૬), ભા ૨ માં પૃ ૪૯૧ થી આગળ આપી છે

બીજું નાડીપરીક્ષાની વાત વૃદ્ધત્રયીમાં નથી એ પ્રસિદ્ધ છે. પાછળના ગ્રન્થોમાં એ વિદ્યા ક્યાંથી આવી? દ્રાવિડભાષામાં લખાયેલા ઠીક જૂના ગણાય એવા ગ્રન્થોમાં નાડીજ્ઞાન અને મૂત્રપરીક્ષાની વાત છે, એ જોતાં નાડીજ્ઞાન દક્ષિણમાંથી ઉત્તરમાં આવ્યું હોય એ સંભવિત છે. અલબત્ત ચોક્કસ નિર્ણય એ દ્રાવિડ ગ્રન્થોનો ઐતિહાસિક દૃષ્ટિએ અભ્યાસ થવા પછી થઈ શકે.

આ સિદ્ધસંપ્રદાયના વૈદક સાહિત્યના કાલનિર્ણય માટે ઐતિહાસિક દૃષ્ટિએ સ્વ. પં. ડી. ગોપાલાચાર્લુ કહે છે તેમ વિશેષ વિચાર થયો નથી. અને ગ્રન્થોનાં નામ માત્ર ઉતારવાનો કશો અર્થ નથી, એટલે એ સ્વ. દ્રાવિડ વિદ્વાનને અનુસરી જે ગ્રન્થો વિશે ટૂંકી પણ નોંધ મળે છે તેની જ યાદી નીચે ઉતારી છે.

દ્રાવિડ પ્રદેશમાંથી ત્યાંના વૈદ્યો છેક સિંહલદ્વીપ સુધી પ્રવાસ કર્યો છે. આનન્દકન્દ[1] નામના ગ્રન્થનો કર્તા મન્થાનભૈરવ સિંહલદ્વીપની રાજસભાનો વૈદ્ય હતો એમ કહે છે. જે અનેકનાં તન્ત્રો જોઈને ર. ર. સ. ની રચના પોતે કરી હોવાનું તેનો કર્તા કહે છે તેમાંનો જ જો આ મન્થાનભૈરવ હોય તો તાંત્રિક રસવૈદ્યો દક્ષિણમાં છેક સિંહલદ્વીપ સુધી ફેલાયા હતા એમ જણાય છે. બીજી તરફથી દ્રાવિડ રસવિદ્યાનાં અને ઉત્તરની રસવિદ્યાનાં મૂળરૂપ તંત્રો લગભગ એકજ હતાં એમ દેખાય છે.

સિંહલદ્વીપના વૈદક સાહિત્યમા ૭-૮ ગ્રન્થોના નામો પં. ડી. ગોપાલાચાર્લુએ ગણાવ્યાં છે, જેમાંનો ભેષજમંજુષા પાલીભાષામાં લખેલો ગ્રન્થ છે, અને તેમા મોટે ભાગે વનસ્પતિયોગો તથા થોડા રસયોગો છે. સારસંક્ષેપ સિંહલ ભાષામા છે, જ્યારે સારાર્થસંગ્રહ, ભેષજકલ્પ, યોગશતક વગેરે ગ્રન્થો સંસ્કૃત ભાષામાં છે. યોગશતક ઉપર સંસ્કૃત ટીકા પણ છે. એમાં યોગોનો સંગ્રહ છે અને

[1] શ્રી ભૈરવોક્ત આનન્દકન્દ નામનો ગ્રન્થ સં. ૧૯૯૭માં નિ. ભા. વૈદ્ય સંમેલન તરફથી છપાયો છે.

સ્યોગ, આરોગ્યકલ્પદ્રુમ, સર્વરોગચિકિત્સારત્ન, ચિકિત્સાનુલ વગેરે ગ્રન્થો કેરલમા પ્રસિદ્ધ છે

**કર્ણાટકમાં આયુર્વેદ**—પૂજ્યપાદ નામના જૈન આચાર્યનો પૂજ્યપાદીય નામનો સસ્કૃત ગ્રન્થ કર્ણાટકમા જૂનો ગણાય છે, પણ જૈન વૈદ્ય ઉગ્રાદિત્યાચાર્ય એ પોતે કહે છે તેમ રાષ્ટ્રકૂટ રાજા નૃપતુંગના વૈદ્ય હતા અને એ કારણથી ઈ સ નવમા શતકના આરભમા થઈ ગયા, પણ કર્ણાટકમા કાનડી ભાષામા વૈદક ગ્રન્થો લખનાર ઘણા વૈદ્યો થઈ ગયા છે. તેમા જૈન મગળરાજ જે ઈ સ ૧૩૬૦મા થઈ ગયા તેણે વિષચિકિત્સા સબધી ખગેન્દ્રમણિદર્પણ નામનો મોટો ગ્રન્થ કાનડી ભાષામા લખ્યો છે, જેમાં સ્થાવર વિષચિકિત્સાનો વિષય પૂજ્યપાદીયમાથી લીધો હોવાનુ પોતે કહે છે પછી બ્રાહ્મણ અભિનવચન્દ્ર ઈ સ ૧૪૦૦મા થઈ ગયા તેઓએ ચન્દ્રરાજના ગ્રન્થોમાથી ઉદાહરણો લઈને અશ્વવૈદ્ય નામનો નવીન ગ્રન્થ કાનડી ભાષામાં લખ્યો છે જૈન દેવેન્દ્ર મુનિએ બાળગ્રહચિકિત્સા નામનો ગ્રન્થ લખ્યો છે

વળી રામચન્દ્ર ચન્દ્રરાજ વગેરેએ અશ્વવૈદ્યક, કીર્તિમાન નામના ચાલુક્ય રાજાએ ગાયોનું વૈદક અને વીરભદ્રે પાલકાપ્યના ગજાયુર્વેદ ઉપર કર્ણાટક ભાષામા ટીકા લખેલ છે આ ઉપરાંત વાગ્ભટ ચિન્તામણિ વગેરે ગ્રન્થોના કાનડી ભાષામા જૂના કાળથી ભાષાન્તરો મળે છે

**આન્ધ્ર દેશનુ વૈદક**—આન્ધ્રના વૈદ્યો ચિન્તામણિ અને બસવરાજીયમ્ નામના બે સસ્કૃત ગ્રન્થો મુખ્યત્વે વાપરે છે ચિન્તામણિ ગ્રન્થનો કર્તા વલ્લભેન્દ્ર નિયોગી બ્રાહ્મણ કુળનો વિદ્વાન વૈદ્ય હતો આ ગ્રન્થમા નાડી, મૂત્ર વગેરેની પરીક્ષા સાથે જ્વરાદિ રોગોની સનિદાન ચિકિત્સા વર્ણવેલ છે ચિકિત્સામાં ચૂર્ણો ગુટિકા અવલેહ વગેરે સાથે રસયોગોનો પણ ઉપયોગ કરેલો છે

બીજો એવો જ અતિ પ્રચલિત ગ્રન્થ બસવરાજીયમ્[1] છે. કર્ણાટકમાં લિંગાયત મતના મુખ્ય પ્રચારક ૧૨મા શતકના બસવનો રચેલો આ ગ્રન્થ ગણાય છે. પણ એમાં પૂજ્યપાદીય ગ્રન્થમાંથી તથા નિત્યનાથના ગ્રન્થમાંથી ઉતારા છે. રસયોગો પુષ્કળ છે અને અફીણ પણ વાપર્યું છે. એ જોતાં ૧૩ મા શતકથી એ ગ્રન્થ જૂનો ન હોઈ શકે.

જ્વરાદિ રોગોનાં નિદાનચિકિત્સા વર્ણવનારો આ ગ્રન્થ છે. આ ગ્રન્થમાં કેટલાક આન્ધ્રમાં પ્રચલિત નવા યોગો છે. કેટલાક યોગો આન્ધ્ર પદ્યમાં છે. વળી આન્ધ્રમાં જ મળતી કેટલીક દવાઓ આ ગ્રન્થમાં વપરાઈ છે.

આ ગ્રન્થમાં માધવનિદાનના નામ નીચે રસયોગો ઉતારવામાં આવ્યા છે એ વિચિત્ર લાગે છે.

દક્ષિણ ભારતના વૈદક સાહિત્યની નોંધ કરતાં પં. ડી. ગોપાલાચાર્યુએ આયુર્વેદસૂત્રનો ઉલ્લેખ કર્યો છે,[2] પણ જે સૂત્ર-ગ્રન્થ જોવામાં આવ્યો છે તે તો પ્રાચીનતાની પ્રતીતિ કરાવતો નથી. બાકી શિવતત્ત્વરત્નાકર, જગન્નાથસૂરિના પુત્ર મંગળગિરિનો રસપ્રદીપિકા વગેરે રસગ્રન્થો સારી સંખ્યામાં દક્ષિણ ભારતમાં રચાયા છે, એમ કહી શકાય.

આ રસગ્રન્થો ઉપરાંત કેટલાક સંગ્રહગ્રન્થો પણ દક્ષિણ ભારતમાં રચાયા છે. દા. ત., શ્રીનાથ પંડિતનો પરહિતસંહિતા નામનો ગ્રન્થ જેમાં શલ્ય, શાલાક્યાદિ આઠે અંગોનું નિરૂપણ છે, એમ પં. ડી. ગોપાલાચાર્યુ કહે છે. એ ગ્રન્થ જોયો નથી પણ

૧ બસવરાજીયમ્ છપાયો છે.

૨ યોગાનન્દભાષ્યસમેત એક આયુર્વેદ સૂત્ર મૈસૂરમાં ૧૯૨૨ માં. છપાયેલ છે.

ભાવપ્રકાશને મળતો હોવાનો સભવ છે. પછી આન્ધ્ર બ્રાહ્મણ નિમલભટ્ટનો બૃહદ્યોગતરંગિણી,[1] પરમશૈવાચાર્ય શ્રીકંઠ પંડિતનો રચેલો યોગરત્નાવલિ, પછી ભેષજસર્વસ્વ, ધન્વન્તરિવિલાસ, સન્નિપાતચન્દ્રિકા, યોગશતક, ધન્વન્તરિસારનિધિ, ગજમૃગાક, પ્રશ્નોત્તરરત્નમાલા, ગધસજીવની, ઉમામહેશ્વરસંવાદ વગેરે ગ્રન્થો દક્ષિણ ભારતમા રચાયા છે પછી નાડીજ્ઞાનવિનિર્ણય-ષડ્વિધનાડીતંત્ર, નાડીનક્ષત્રમાલા, નાડીજ્ઞાન વગેરે નાડીપરીક્ષાના ગ્રન્થો, શ્રીકંઠનિદાન જેવા નિદાનગ્રન્થો તથા અભિધાનરત્નમાલા, આયુર્વેદમહોદધિ, પદાર્થચન્દ્રિકા, અભિધાનચૂડામણિ, દ્રવ્યગુણ-ચતુશ્લોકી, અષ્ટાગહૃદયનિઘંટુ વગેરે નિઘંટુ ગ્રન્થો પણ દક્ષિણ ભારતમા રચાયા છે

સ્વ પં ડી. ગોપાલાચાર્લુના એક જ નિબંધનો આધાર લઈને ઉપર જે દક્ષિણ ભારતના આયુર્વેદિક સાહિત્યની નોંધ કરી છે તે ઘણી રીતે અપૂર્ણ છે, પણ દ્રાવિડ વિદ્વાનો જ એ વિષય ઉપર ભવિષ્યમા વધારે પ્રકાશ નાખી શકશે

---

૧ આ બૃહદ્યોગતરંગિણી મોટો સગ્રહ ગ્રન્થ છે અને એ ભાગમ આનન્દાશ્રમ સંસ્કૃત ગ્રન્થમાળામા ઈ સ ૧૯૧૩મા છપાયો છે. આ ગ્રન્થમા અનેક વૈદ્યકગ્રન્થોમાથી સગ્રહ કરીને પંચકર્મ, દિનચર્યા, ઋતુચર્યા સિદ્ધાન્નના ગુણો, પ્રવાહીઓના ગુણો, નિઘંટુ, ધાત્વાદિનાં લક્ષણ, શોધન મારણ અને ગુણો તથા જ્વરાદિ રોગોની ચિકિત્સા વગેરે વિસ્તારથી કહેલા છે. ચરક, સુશ્રુત, વાગ્ભટ, વૃન્દ, શાર્ઙ્ગધર, રસરત્નપ્રદીપ, રસેન્દ્રચિન્તામણિ, સારસગ્રહ વગેરે ગ્રન્થોમાથી ઉતારા કરેલા છે. શંખદ્રાવનુ વર્ણન પણ છે ભાવપ્રકાશનુ નામ નથી. અને ફિરંગ રોગનો ઉલ્લેખ નથી એ સૂચક છે ગ્રન્થની એક હાથપ્રત શક ૧૭૩૩ મા લખાયેલી છે ગોંડલ ઠાકોર સાહેબ ભગવતસિંહજીના આયુર્વેદના ઇતિહાસમાં અને તે ઉપરથી જોલીમા ઈ. સ. ૧૭૫૧ મા આ ગ્રન્થ રચાયો છે એમ લખ્યું છે, પણ ત્રિમલ્લના એક ગ્રન્થની હાથપ્રત ૧૪૯૮ ની મળે છે એમ જોલી જ (પૃ ૨) કહે છે.

# ખંડ ૬

## નિઘંટુઓ

ચરકસુશ્રુતના કાળમાં જ ઓષધીય દ્રવ્યોના ગુણઉપયોગના વર્ણનની આવશ્યકતા વૈદ્યોના ધ્યાનમાં આવી હતી. ચરકના અન્નપાનવિધિ (સૂ.-અ-૨૭) અધ્યાયમાં શૂકધાન્યવર્ગ, શમીધાન્યવર્ગ, માંસવર્ગ, શાકવર્ગ, ફલવર્ગ, હરિતવર્ગ, મદ્યવર્ગ, ઈક્ષુવર્ગ, કૃતાન્નવર્ગ, વગેરે ખાવાપીવામાં વપરાતી વસ્તુઓના વર્ગ પાડી તે તે વર્ગમાં શું શું આવે છે તે કહેવા સાથે દરેકના ગુણ-દોષ પણ વર્ણવ્યા છે. એ જ રીતે ષડ્વિરેચનશતાશ્રિતીય (સૂ-અ-૪) ૨૧૭ માં જીવનીય, બૃંહણીય, લેખનીય વગેરે પચાસ મહાકષાયો ગણાવ્યા છે તેમાં પણ નિઘંટુપદ્ધતિનું બીજ છે. સુશ્રુત આ વિષયમાં ચરકથી આગળ જાય છે. સુશ્રુતસૂત્રસ્થાનના ૩૮ મા અધ્યાયમાં જે ૩૭ દ્રવ્યગણો ગણાવ્યા છે, તેમાં વૈદ્યકીય દૃષ્ટિની પ્રગતિ દેખાય છે. વાગ્ભટ આ બાબતમાં સુશ્રુતને અનુસરે છે. (જુઓ અ. હૃ. સૂ. અ. ૧૫). અન્નપાનવિધિઅધ્યાય ચરક પેઠે સુશ્રુતમાં પણ છે જ (જુઓ સૂ. અ. ૪૬), પણ પ્રવાહી દ્રવ્યો—દૂધ, તેલ, ઘી, છાશ, દહીં, પાણી વગેરેના વર્ણનનો સુશ્રુતમાં જુદો અધ્યાય છે (સૂ. અ. ૪૫).

આ રીતે નિઘંટુ સાહિત્યનુ મૂળ તો ચરકસુશ્રુતમાં જ છે, પણ પ્રત્યેક ઓષધીય દ્રવ્યનુ પૃથક્ વર્ણન કરવાની પદ્ધતિ વૃદ્ધત્રયીના

કાળ પછી શરૂ થઈ છે. હાલમાં જૂનામા જૂનો નિઘંટુ જો કે ધન્વન્તરીય નિઘંટુ ગણાય છે, અને ધન્વન્તરિ તો સુશ્રુતના ઉપદેશકનું નામ છે માટે એ જ ધન્વન્તરિનિઘંટુના પણ કર્તા એવી પ્રાચીનોની સ્વાભાવિક માન્યતા હતી. પણ સુશ્રુતના ઉપર કહેલા ગણોની રચનાથી ધન્વન્તરિનિઘંટુનું સ્વરૂપ ઘણું પાછલા કાળનું છે અલબત્ત આરંભમાં ધન્વંતરિને નમસ્કાર કર્યા છે, એથી વિશેષ ધન્વન્તરિ સાથે એ નિઘંટુને કાંઈ સંબંધ હોય એમ લાગતુ નથી. બધુ જોતાં અમરકોશમા જે ઔષધોનો નિઘંટુ છે તે કદાચ જૂનામા જૂનો હશે. અમરનો સમય ઈ. સ ૫૦૦ની આસપાસમા [1]મેકડોનલે મૂક્યો છે. અમરની દૃષ્ટિ વૈદ્યકીય નથી એટલે એની ઉપયોગિતા પણ મર્યાદિત છે એ જ જાતનો બીજો કોશ માળવાના રાજા મુંજના સમકાલીન દશમા શતકના હલાયુધનો અભિધાનરત્નમાલા[2] છે, પણ વૈદ્યક નિઘંટુઓમા જૂનામા જૂનો કદાચ ચક્રદત્તનો દ્રવ્યગુણસંગ્રહ હોય એમ મને લાગે છે. કારણ કે એમા ચરકસુશ્રુત પેઠે ધાન્યવર્ગ, માંસવર્ગ, શાકવર્ગ, લવણાદિવર્ગ, ફલવર્ગ, જલવર્ગ, ક્ષીરવર્ગ, તૈલવર્ગ, ઇક્ષુવિકૃતિવર્ગ, મદ્યવર્ગ, કૃતાન્નવર્ગ, આહારવિધિવર્ગ અને અનુપાનવર્ગ એટલા વર્ગોનુ જ વર્ણન છે, ઔષધીય દ્રવ્યોનુ વર્ણન નથી. ચક્રપાણિદત્તના આ નાના ગ્રન્થ ઉપર શિવદાસ સેનની ટીકા પણ છે.

ચક્રદત્તને ચરકસુશ્રુત બેયની ખબર તો છે જ, પણ એ આ દ્રવ્યગુણસંગ્રહમા મુખ્યત્વે સુશ્રુતને અનુસરે છે. હવે ધન્વન્તરિનિઘંટુને પણ ચરકસુશ્રુત બેયની ખબર છે. બેયમાંથી ગુણવર્ણનના અર્ધા કે આખા શ્લોકો ધન્વન્તરિનિઘંટુમા ઉતાર્યા છે, છતા સુશ્રુતના વર્ગીકરણથી ધન્વન્તરિનિઘંટુકારે ભિન્ન વર્ગીકરણ

૧ જુઓ મેકડોનલનો સંસ્કૃત, સાહિત્યનો ઇતિહાસ (ગુ. ભા.) ઈ. સ. ૧૯૨૧ પૃ ૫૬૨

૨ એજન

સ્વીકાર્યું છે. દા. ત., સુશ્રુત અને ચરકમાં દાડમને ફલવર્ગમાં ગણ્યું છે અને ચક્રદત્તે એનું પૂરું અનુકરણ કર્યું છે, પણ ધન્વન્તરિનિઘંટુમાં દાડિમને આમ્રાદિ વર્ગ જેમાં મોટો ભાગ ફલવર્ગનો છે તેમાં ન મૂકતાં શતપુષ્પાદિ વર્ગમાં મૂકેલ છે. એ જ રીતે કેળાંને કરવીરાદિ વર્ગમાં મૂકેલ છે. આ વર્ગીકરણનો ફેરફાર તેમ જ કેટલીક બીજી વિશેષતા ઉપરથી ધન્વન્તરિનિઘંટુ ચક્રદત્ત પછી રચાયેલ છે; કદાચ બારમા શતકના આરંભમાં એમ અત્યારે તો હું માનું છું. કવચિત્ ધન્વન્તરિનિઘંટુમાં દ્રવ્યગુણસંગ્રહનાં વચનો ઉતારવામાં પણ આવ્યાં છે.

ધન્વન્તરિનિઘંટુને એ ગ્રન્થમાં દ્રવ્યાવલિ કહેલ છે. એમાં ગુડૂચ્યાદિ, શતપુષ્પાદિ, ચન્દનાદિ, કરવીરાદિ, આમ્રાદિ અને સુવર્ણાદિ ૭ વર્ગમાં ૩૭૦ દ્રવ્યોનું વર્ણન કર્યું છે, એમ એ પોતે જ કહે છે, પણ પ્રતોમાં પાઠફેર છે. દ્રવ્યોની સંખ્યાની ગણતરીમાં પણ ફેરફાર છે.[1] આનન્દાશ્રમ સંસ્કૃત ગ્રન્થાવલિમાં છપાયેલ ધ. નિ. માં જે મિશ્રકાદિ વર્ગ છે તે તો પાછળથી ઉમેરાયેલો લાગે છે.[2] આ નિઘંટુમાં પહેલાં ગુડૂચ્યાદિ વર્ગોનાં ઔષધો ગણાવ્યાં છે. તે સાથે જ ગુડૂચ્યાદિ ઔષધસમૂહોના તથા વર્ગાન્તે આખા વર્ગના ગુણો લખ્યા છે તેમાં સુશ્રુત વાગ્ભટની ગણવર્ણનપદ્ધતિની અસર દેખાય છે. બાકી પ્રત્યેક ઔષધના પર્યાયો આપ્યા છે તથા ટૂંકામાં ગુણો કહ્યા છે તે આ નિઘંટુઓની વિશેષતા છે.

ધન્વન્તરિનિઘંટુ પછી બીજો નિઘંટુ શોઢલનો નિઘંટુ છે. વૈદ્ય શોઢલ બારમા શતકમાં થઈ ગયા છે.[3] એ ધન્વન્તરિને અનુ-

૧ સરખાવો રંગનાથજી ઇન્દ્રજીના નિઘંટુસંગ્રહની પ્રસ્તાવનામાં કરેલો ઉતારો તથા આ. સં. ગ્ર. માં છપાયેલ ધ. નિ.

૨ જુઓ છઠ્ઠા સુવર્ણાદિ વર્ગનો છેલ્લો શ્લોક.

૩ જુઓ ઉપર પૃ. ૧૮૩

સરે છે, પણ એણે વિસ્તારથી લખ્યું છે તથા વનસ્પતિઓને ઓળખીને ભેદો દર્શાવ્યા છે

દાખલા તરીકે વૈદ્ય રૂગનાથજી ઇન્દ્રજીએ નોધ્યુ છે કે ધન્વન્તરિનિઘંટુમા 'યાસ' એક જ લખ્યુ છે ત્યાં શોઢલે 'યાસદ્વયમ્' એટલે ધમાસો તથા જવાસો બે જુદા લખ્યા છે 'ખદિર' ઠેકાણે 'ખદિર બે' (ખેર તથા ગોરડ) તેમ જ બે નિંબ (લીંબડો અને બકાન) જુદા ગણ્યા છે[1]

**સિદ્ધમંત્ર**—વૈદ્યવર કેશવનો રચેલ સિદ્ધમંત્ર નામનો ગ્રન્થ જેને મુંબઈમા સં ૧૯૬૫ માં થી મુરારજી વૈદ્યે છપાવ્યો છે—જોકે ધન્વન્તરિ વગેરે નિઘંટુએ ને મળતો નથી છતાં એની નોંધ અહીં જ કરવી યોગ્ય છે આ ટૂંકા ગ્રન્થમા વાતઘ્ન વાતઘ્નપિત્તઘ્ન, વાતઘ્ન શ્લેષ્મઘ્ન વગેરે સત્તાવન ગુણભેદો દર્શાવી તેમાના પ્રત્યેક ગુણ ધરાવનાર વર્ગના દ્રવ્યો સૂચવ્યા છે આ ગ્રન્થકાર આરંભમા જ કહે છે કે ચરકે એક દ્રવ્યને વાતલ કહ્યું હોય અને સુશ્રુતે વાતઘ્ન કહ્યું હોય તો એવા મતભેદોનો આ ગ્રંથમા અમુક યોગ્ણથી નિર્ણય કરવામા આવ્યો છે અને એ જ એની વિશેષતા છે આ ગ્રન્થ ઉપર ગ્રન્થકર્તાના પુત્ર બોપદેવની ટીકા છે અને તેઓ દેવગિરિના યાદવરાજા મહાદેવ અને રામચંદ્રના મંત્રી હેમાદ્રિના સભાપંડિત હતા, એટલે એ ઈ સ ૧૨૭૧ થી ૧૩૦૯—ના અરસામા થઈ ગયા[2] આ કેશવના પુત્ર બોપદેવે શતશ્લોકી ચન્દ્રકલા નામથી એક ટૂંકો વૈદ્યક ગ્રન્થ લખ્યો છે[3]

**મદનવિનોદનિઘંટુ**—મદનપાલનો મદનવિનોદનિઘંટુ ૧૪ મા શતક (ઈ સ ૧૩૭૫) મા રચાયો હોવાનુ અનુમાન ડૉ

---

[1] જુઓ નિઘંટુસંગ્રહ, પૃ ૫૦૪

[2] જુઓ મારો 'વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ,' ઈ સ ૧૯૩૯ ની ૩, પૃ ૨૧૪ અને મરાઠીમા હેમાદ્રિ યાચે ચરિત્ર

[3] શતશ્લોકી ચન્દ્રકલા ગ્રન્થ ગુજરાતી ભાષાંતર સાથે છપાઈ ગયો છે

ભાંડારકરે કરેલું છે[1] અને એને યથાર્થ માનવામાં વાંધો નથી. ડૉ. રાજેન્દ્રલાલ મિત્રે તથા વિશ્વેશ્વરનાથ રેઉએ આ નિઘંટુના કર્તા મદનપાલને કનોજના ગહડવાલ વંશના રાજા મદનપાલ (ઈ. સ. ૧૦૯૮ થી ૧૧૦૯) માનેલ છે,[2] પણ તે તો ભૂલ છે. કારણ કે કનોજના મદનપાલના પૂર્વજોનાં નામો મદનવિનોદના કર્તાના પૂર્વજોનાં નામોથી ભિન્ન જ છે. નિઘંટુકાર કહે છે તેમ મદનપાલ કાષ્ઠના રાજા હતા. આ કાષ્ઠ જમના નદીને કાંઠે દિલ્હીની ઉત્તરે હતું. એ કાષ્ઠના ટક વંશના રાજાઓમાં મદનપાલના કહેવા પ્રમાણે પહેલો રત્નપાલ થયો, તેનો ભરતપાલ, તેનો હરિશ્ચન્દ્ર, તેનો સાધારણ, તેનો સહજપાલ અને તેનો ભાઈ મદનપાલ.[3] મદનપાલનિઘંટુની રચના તો ધન્વન્તરિને મળતી છે, પણ તેમાં દ્રવ્યો વધારે વર્ણવાયાં છે. છેલ્લા ૧૩ મા મિશ્રકાધ્યાયમાં મદનપાલે દિનચર્યા અને ઋતુચર્યાનું પણ વર્ણન કર્યું છે, તો પછી તૈયાર ખોરાક (कृतान्न)નું વર્ણન કર્યું હોય એમાં શું આશ્ચર્ય? મદનપાલે ધન્વન્તરિ ઉપરાંત બીજા પણ ઘણા નિઘંટુઓ જોયા હતા એમ એ પોતે કહે છે. મદનપાલ કૃષ્ણભક્ત છે એમ એની વર્ગવર્ણનના આરંભની સ્તુતિથી દેખાય છે.

**રાજનિઘંટુ કે અભિધાન ચૂડામણિ**—આ ગ્રન્થના કર્તા નરહરિ પોતાને કાશ્મીરવાસી કહે છે. તેઓ અમૃતેશાનન્દના શિષ્ય અને શિવભક્ત હતા. આ નરહરિ પંડિત કહે છે કે પોતે ધન્વન્તરિ,

---

૧ જુઓ ભાંડારકર સંસ્કૃત રિપોર્ટ ૧૮૮૩–૮૪, પૃ. ૪૭ તથા ડફની ક્રોનોલોજી, પૃ. ૨૨૮ તથા ૨૯૫.

૨ જુઓ આર. એલ. મિત્રની નોટીસીસ ઓફ સંસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટ્સ ૧, પૃ. ૨૯૫ તથા ભારતકે પ્રાચીન રાજવંશ, ભા. ૩, પૃ. ૯૮, ૯૯. રાજેન્દ્રલાલ મિત્રની નોંધ જ નિઘંટુઆદર્શની પ્રસ્તાવનાના પૃ. ૩૫ માં ઉતારી છે.

૩ આ વંશાવળીને મદનવિનોદનિઘંટુ સિવાય બીજો આધાર ન મળે ત્યાંસુધી એમાંનાં 'સાધારણ' જેવાં નામો સંદિગ્ધ રહેશે.

મદન, હલાયુધ, વિશ્વપ્રકાશ, અમરકોશ વગેરે કોશો જોઈને આ નિઘંટુરાજ રચ્યો છે. આમાંથી હલાયુધ ૧૧ મા શતકમાં, વિશ્વપ્રકાશ બારમામાં અને ઉપર બતાવ્યું છે તેમ મદનવિનોદ ૧૪ મા શતકમાં રચાયો, એ જોતાં આ રાજનિઘંટુ ૧૫ મા શતકથી વહેલો રચાયો હોવાનો સંભવ નથી.

રાજનિઘંટુમાં આગલા નિઘંટુઓ કરતાં દ્રવ્યો વધારે છે, વર્ગો પણ વધારે છે. કુલ ૨૩ વર્ગ છે અને તેમાં પણ્યવર્ગ (બજારમાં વેચાતી દવાઓનો વર્ગ), અનેકાર્થ નામોના વર્ગો, રોગનાં નામોના અર્થો, તેમ જ બુદ્ધિ, આદાન, નિદાન, આત્મા, ઋતુઓ, રાતનાં નામો વગેરે ઘણા વૈદ્યકોપયોગી શબ્દોવાળા વર્ગો છે, પણ તેમાં કશી શાસ્ત્રીય વ્યવસ્થા નથી. વળી બીજા નિઘંટુઓ કરતાં જે વધારે વનસ્પતિનામો છે તેમાંનાં કેટલાંક ગાટે તે ભિન્ન વનસ્પતિનાં જ સૂચક છે કે જૂનાં નામ ભુલાઈ જતાં નવાં પડેલાં છે તેનો નિર્ણય વૈદ્ય રઘુનાથજી ઇન્દ્રજી કહે છે તેમ મુશ્કેલ છે, તેઓ જ કહે છે તેમ રાજનિઘંટુકારે જાતે વનસ્પતિને જોઈને નામ લખ્યાં નથી. વળી રાજનિઘંટુકાર કહે છે કે પોતે કર્ણાટી તથા મહારાષ્ટ્રી ભાષામાં સ્પષ્ટતા કરી છે, પણ આન્ધ્ર, લાટાદિ ભાષાનાં નામો તે તે દેશવાસીઓ પાસેથી જાણી લેવાં. આ જોતાં તેઓના વડવા કાં તો મહારાષ્ટ્ર કે કર્ણાટકથી કાશ્મીર ગયા હોય અથવા પોતે લાંબો વખત આ દેશોમાં રહ્યા હોય એવી શંકા પડે છે.

પાકશાસ્ત્ર—પ્રાચીનોએ કૃતાન્ન—રાંધેલા જુદી જુદી જાતના ખોરાકોનું પણ શૂકધાન્ય, શમીધાન્ય વગેરે સાથે વર્ણન કર્યું છે (જુઓ ચરકસૂ. અ. ૨૭). પણ પાછળથી ધન્વન્તરિ આદિ નિઘંટુઓમાં શાસ્ત્રીય વર્ગીકરણની દૃષ્ટિથી આ વિષય છોડી દેવામાં આવ્યો, પણ જૂના વખતથી રાજાઓના ખોરાક ઉપર ધ્યાન ... ની વૈદ્યની ફરજ ગણાતી એ પહેલાં કહ્યું જ છે. રાજાનું આરોગ્ય સચવાઈ રહે એ માટે ખોરાકની પથ્યાપથ્ય દૃષ્ટિથી ચૂંટણી

કરવાની તથા ઝેરથી ખોરાકનું રક્ષણ કરવાની વૈદ્યની ફરજ હતી. એ માટે રસોડાના ઉપરી તરીકે ઘણીવાર વૈદ્યને રાખવામાં આવતો. વળી સામાન્ય દર્દીઓને પણ પથ્યાપથ્યની સૂચના આપવા માટે ખોરાકની વિવિધ વાનીઓની બનાવટ, ગુણદોષ વગેરે સંબંધી જ્ઞાન વૈદ્યોમાં વિકાસ પામ્યું છે.

મહાભારતના નલાખ્યાનમાં નલરાજાને પાકશાસ્ત્ર સિદ્ધ હતું એવી માન્યતા હોવાથી નલરાજાને નામે ચડેલો નલપાકદર્પણ નામનો એક ગ્રન્થ કાશીમાં ચૌખમ્બા સંસ્કૃત સીરીઝમાં છપાયો છે. બીજો ગ્રન્થ ક્ષેમકુતૂહલ નામનો વૈદ્યવર શ્રી. ક્ષેમશર્માનો રચેલો, આયુર્વેદીય ગ્રન્થમાળામાં વૈદ્ય જાદવજી ત્રિકમજી આચાર્યે છપાવ્યો છે. આ ક્ષેમકુતૂહલ ગ્રન્થ વિ. સં. ૧૬૦૫ માં રચ્યો છે એમ ગ્રન્થકર્તાએ પોતે જ ગ્રન્થાન્તે લખ્યું છે.

ક્ષેમકુતૂહલ ગ્રન્થમાં કુલ બાર ઉત્સવો છે, જેમાં દ્રવ્ય-પાકની પરિભાષા, ભોજનગૃહ, રાંધવાનાં વાસણો, રસોડાને ઉપયોગી સાધનો, સવિષ અન્નની પરીક્ષા, રાજાએ કેવા વૈદ્યને રસોડા ઉપર રાખવો, વૈદ્યે ભોજનની બાબતમાં રાજાની કેવી સંભાળ રાખવી, રસોયાની પ્રશંસા, ઋતુભેદ અને તેને યોગ્ય ચર્યાનું સામાન્ય કથન દિનચર્યા, ભોજનપ્રકાર, ખોરાક ઉપર નજર પડે નહિ તેની સંભાળ, જુદાંજુદાં ઘીના ગુણો, ખીચડી, કચોરી, મૂળા, પરોલ, આદુ, વગેરેના ગુણો, જુદાંજુદા માંસને રાધવાની ક્રિયા, સાબુદાંના ખોરાકો, શાકના પ્રકારો, ખાવાની વસ્તુઓ બગડે નહિ તે રીતે તેમને રાખી મૂકવાની રીતો, પોળી, શીરો, ઘેવર, લાડુ, દૂધની બનાવટો, જલેબી, ભૂખ લગાડનારી બનાવટો વગેરે ઘણી બનાવટોનું વર્ણન છે.

આ ક્ષેમ શર્માએ પોતાના વંશનું વર્ણન ગ્રન્થારંભે આપ્યું છે, જેમાં એના પ્રપિતામહે દિલ્હી શકેશ્વર( સુલતાન )ની સેવા કરીને ૧૧ ગામ મેળવેલાં હોવાનું કહ્યું છે. એની પોતાની માતા પોતાના પતિ પછવાડે સતી થયેલી, ક્ષેમ શર્માએ પોતે વિક્રમસેન

રાજાની સેવા કરીને મેળવેલા ગામમા એક વાવ બધાવી હતી આ વિક્રમસેન ક્યાંનો રાજા હતો તે સમજાતું નથી

આ ક્ષેમ શર્માએ જે ગ્રન્થો જોયા હોવાનુ લખેલુ છે તેમાં ભીમનો ગ્રન્થ કયો અને ગવિનો સિદ્ધપાક ગ્રન્થ કયો તે જાણવામા નથી. વળી તેણે નલપાકનુ નામ નથી લખ્યું એ પણ સૂચક છે. આ પછી ભોજનકુતૂહલ નામનો પણ એક ગ્રન્થ લખાયો છે પણ વિ સ ની ગઈ સદીના છેલ્લા ભાગમાં લખાયેલ સિદ્ધભેષજ-મણિમાલામા જે ખોરાકની બનાવટોનુ વર્ણન છે તે તો વર્તમાન કાળની પ્રચલિત બનાવટોનુ જ છે એમ કહી શકાય.

આ ઉપરાંત કૈયદેવનો પથ્યાપથ્યવિબોધક ગ્રન્થ કે કૈયદેવ નિઘંટુ,[1] શિવદત્તનો નિઘંટુ[2] રાજવલ્લભકૃત દ્રવ્યગુણસંગ્રહ જે ઇ. સ. ૧૭૬૦ મા રચાયો છે[3] માધવકૃત દ્રવ્યાવલિ, રત્નમાલા, રત્નાવલિ, ચન્દ્રનન્દનકૃત ગણનિઘંટુ શેષરાજનિઘંટુ, મુદ્‌ગલકૃત દ્રવ્યરત્નાકરનિઘંટુ, વિશ્વનાથસેનકૃત પથ્યાપથ્યનિઘંટુ, ત્રિમલ્લભટ્ટકૃત દ્રવ્યગુણશતશ્લોકી,[4] વગેરે નિઘંટુગ્રન્થો છે

રાજનિઘંટુ પછીનો પ્રસિદ્ધ મોટો નિઘંટુ તો ભાવપ્રકાશનો છે, પણ ભાવપ્રકાશની નોંધ પાછળ આવવાની છે વૈદ્ય રઘુનાથજી ઇન્દ્રજીએ ભાવપ્રકાશ પછીના શક ૧૬૦૩ (ઈ સ ૧૬૮૧) માં અહમદનગરના માણિક્યભટ્ટના પુત્ર વૈદ્ય મોરેશ્વરે રચેલા વૈદ્યામૃત ગ્રન્થની[5] તથા કાશીમા વૈદ્ય બલરામે રચેલા આતંકતિમિરભાસ્કરની

---

૧ ભાષા ટીકા સહિત સંપાદિત કૈયદેવનિઘંટુ મેહરચન્દ લક્ષ્મણદાસે લાહોરથી ૧૮૨૮ મા પ્રકાશિત કર્યો છે

૨. શિવદત્તમાંથી રઘુનાથજી ઇન્દ્રજીના નિઘંટુમા ઉતારા કર્યા છે

૩ જુઓ વૈદ્યશબ્દસિન્ધુનું વિજ્ઞાપન, પૃ ૧૧ા-૦ જુઓ.

૪ આ નામો વિરજાચરણ ગુપ્તે આપ્યા છે અને શ્રી બાપાલાલ ગ. નિઘંટુઆદર્શમા ઉતાર્યાં છે.

૫ વૈદ્યામૃત છપાઈ ગયો છે.

નોંધ કરી છે. તેમાંથી છેલ્લો તો સો વર્ષ ઉપર રચાયેલો હોઈને આધુનિક ગણાય; જોકે એમાં આધુનિકતા ભલે ન હોય. અને તે પછીના તો આધુનિક કાળના અવલોકનમાં જ આવવા જોઈએ.

સમગ્ર રીતે નિઘંટુસાહિત્યનું અવલોકન કરતાં એટલું સ્પષ્ટ દેખાય છે કે ધન્વન્તરિનિઘંટુએ નિઘંટુરચનાનો જે ચીલો પાડયો તેમાં પાછળથી ફેરફાર કે સુધારો ભાગ્યે જ થયો છે. પાછળના નિઘંટુકારોએ દ્રવ્યનામોનો સંગ્રહ સંપૂર્ણ કરવાનો પ્રયત્ન કરવો એને પોતાનું કર્તવ્ય માન્યું છે. દા. ત., મદનપાલ, રાજનિઘંટુ વગેરેના ઉમેરા જુઓ. છેલ્લે, ઉપર કહેલા વૈદ્યામૃતકારે યુનાની-માંથી પ્રચારમાં આવેલું ઓથમીજીરું ઉમેર્યું તો આતંકતિમિર-ભાસ્કરકારે ચાનો ઉમેરો કર્યો એ નોંધવું જોઈએ.

પણ દ્રવ્યોની સવિસ્તર ઓળખાણ આપવાનો કોઈએ પ્રયાસ કર્યો નથી. શિવદત્ત જેવા એકાદ નિઘંટુમાં કંઈક પરિચય આપવાનો પ્રયાસ થયો છે; જોકે તેયે ઘણો અપર્યાપ્ત છે. તેનો તથા જૂની પરિચયજ્ઞાપિકા સંજ્ઞાઓ કે ટીકાકારોએ ક્વચિત્ આપેલો પરિચય એનો આધાર લઈને હાલના શોધકોને સંદિગ્ધ વનસ્પતિનિર્ણય માટે માર્ગ શોધવો પડે છે. અને અનેકધા પ્રયત્નો થયા છતાં હજી ઘણાં દ્રવ્યો સંદિગ્ધ છે. એ વસ્તુસ્થિતિ સમગ્ર નિઘંટુ-સાહિત્યમાંથી પણ કેટલો ઓછો પરિચય મળે છે એ દર્શાવવા માટે પૂરતી સૂચક છે.

દ્રવ્યોના ગુણોના વર્ણનની બાબતમાં પણ નિઘંટુઓ સંતોષ-કારક નથી. તેમ જ એ વર્ણનની શૈલીમાં પાછળથી કશો ફેરફાર થયો નથી. અને ગુણાવગુણના કથનમાં ક્વચિત્ અનુભવનો અંશ હશે તો એ એટલો અલ્પ છે કે સાંપ્રદાયિક વર્ણનમાં દબાઈ જાય છે. અલબત્ત, બહારથી—લોક કે અન્ય વૈદકમાંથી દાખલ થયેલાં નવાં દ્રવ્યોના વર્ણનમાં અનુભવનો પ્રકાશ દેખાય છે ખરો.

# ખંડ ૭

## પાછલા સંગ્રહગ્રન્થો

### નાડીવિદ્યા

શાર્ઙ્ગધરસંહિતામાં નાડીપરીક્ષાનું પ્રકરણ (પૂર્વખંડ, અ ૩, શ્લોક ૮૬) છે એ જોતાં એના વખતમાં વૈદ્યો માટે નાડીજ્ઞાન આવશ્યક મનાવા લાગ્યું હતું આયુર્વેદના પ્રાચીન ગ્રન્થોમાં નાડીપરીક્ષાની વાત નથી, પણ દ્રાવિડ વૈદ્યકમાં નાડીજ્ઞાન સબંધી ગ્રન્થો લખાયા હોવાનું પહેલાં નોંધ્યું છે દક્ષિણ ભારતમાં જ કદાચ નાડીવિદ્યાનો ઉદ્ભવ થયો હશે સ્પર્શપરીક્ષાનો જ નાડી-પરીક્ષા વિસ્તાર હોવા છતાં એમાં નવાં તત્ત્વો છે જ નાડીની ગતિ ધીમી કે ઉતાવળી હોવી, નાડી ભારે કે હળવી લાગવી, કઠણ કે મૃદુ લાગવી વગેરે ઉપરથી શરીરની સ્થિતિનું અનુમાન કરવું એમાં સ્પર્શપરીક્ષાથી કાંઈક વિશેષ જરૂર છે અને એ વિશેષતા ધ્યાનમાં ગણીને નાડીવિદ્યાનો વિકાસ થયો છે શાર્ઙ્ગધર સંહિતા પહેલાં થોડાં વર્ષથી જ આ વિદ્યાનો વિકાસ થયો છે કારણ કે એ પહેલાંના ગ્રન્થોમાં એનો ઉલ્લેખ નથી

શાર્ઙ્ગધર ભાવપ્રકાશ અથવા દક્ષિણ ભારતના ગદસંજીવની, વૈદ્યશાસ્ત્ર, બૃહદ્યોગતરંગિણી જેવા ગ્રન્થોમાં નાડીપરીક્ષાનાં પ્રકરણો હોવા ઉપરાંત એનાં સ્વતંત્ર ગ્રન્થો પણ મળે છે, અને તેમાંના કેટલાક જેમ દક્ષિણ ભારતમાં તેમ કેટલાક ઉત્તરમાં લખાયા છે આમાંથી કણાદમુનિનું નાડીવિજ્ઞાન ઘણું પ્રસિદ્ધ છે એ મુંબઈમાં હિન્દી ભાષાન્તર સાથે તથા કલકત્તામાં કવિરાજ ગંગાધરની

વ્યાખ્યા સાથે છપાઇ ગયું છે. એક નાડીપરીક્ષા નામનો રાવણકૃત ગ્રન્થ મુંબઈમાં આયુર્વેદ ગ્રન્થમાળામાં છપાયો છે. ઉપરાંત નાડીપરીક્ષા નામના તથા એને મળતાં નામના નાના-મોટા લગભગ ૪૬ ગ્રન્થોનાં નામ મળે છે અને તેમાંથી ઘણાની હાથપ્રતો મળે છે. અને આ જૂના ગ્રન્થો ઉપરથી આધુનિક સમયમાં (૧) નાડીવિજ્ઞાન, (૨) નાડીજ્ઞાનતંત્ર, (૩) નાડીદર્પણ, (૪) નાડીજ્ઞાનતરંગિણી, (૫) નાડીજ્ઞાનશિક્ષા અને (૬) નાડીજ્ઞાનદીપિકા લખાયા છે. આમાંથી રઘુનાથપ્રસાદવિરચિત નાડીજ્ઞાનતરંગિણી ગુજરાતી ભાષાન્તર સાથે ઈ. સ. ૧૯૦૮માં મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટેએ છપાવેલ છે. નાડીદર્પણ હિંદી ભાષાન્તર સાથે મુંબઈમાં છપાયેલ છે અને બાકીના ચાર કલકત્તામાં છપાયેલ છે.[૧]

ટૂંકામાં નાડીજ્ઞાનનો આ દેશના વૈદ્યોમાં સાતસો વર્ષથી લગભગ પ્રચાર છે. વૈદ્ય તો નાડી જોઈને રોગ પારખી શકે એવી માન્યતા લોકમાં બંધાઈ ગઈ છે—કદાચ વૈદ્યોએ જ બંધાવા દીધી છે. એટલું જ નહિ પણ બિલાડીને પગે દોરો બાંધ્યો હોય તો એ દોરો પકડીને પણ બિલાડીએ શું ખાધું છે એ કહી આપે એવા ચમત્કારની દંતકથાઓ પણ કોઈ કોઈ જૂના વૈદ્યો વિશે પ્રચલિત છે. આવી અતિશયોક્તિને બાદ કરતા, અભ્યાસથી કેટલાક જૂના વૈદ્યો નાડીપરીક્ષાથી સારું અનુમાન કરી શકતા, અને એ શક્તિ કેળવી શકાય છે એટલું કબૂલ કરવું જોઈએ.

---

૧ ઉપર કહેલા પ્રકાશિત તથા હસ્તલિખિત ગ્રન્થો ઉપરથી આ વિષયના આયુર્વેદિક સાહિત્ય ઉપર તથા નાડીવિદ્યા ઉપર એક સવિસ્તર લેખ ડૉ. ગિરીન્દ્રનાથ ઘોષ એમ. એલ. સી., એમ. ડી., તેઓએ જર્નલ ઑફ આયુર્વેદ, ૧૯૨૪ ના ઑક્ટોબરમાં તથા ૧૯૨૬ના કેટલાક અંકોમાં લખ્યો છે તે જિજ્ઞાસુએ જોવા જેવો છે. ઉપરની નોંધ એ લેખ ઉપરથી કરી છે. અને નાડીવિજ્ઞાનના હસ્તલિખિત ગ્રન્થોની સંપૂર્ણ યાદી ૧૯૨૪ ના ઑક્ટોબરના અંકમાં છે.

## પાછલા કાળના રસયોગોવાળા સંગ્રહગ્રન્થો

સંગ્રહગ્રન્થોના પ્રકરણમા ઈ સ ૧૨૦૦ સુધી પહોચીને રસવિદ્યાના વિકાસનું અવલોકન કરવા માટે અટકવુ પડ્યુ હતુ કારણ કે ઈ સ ૧૨૦૦ પછી ચિકિત્સામા રસયોગોનુ વિશિષ્ટ સ્થાન દેખાય છે રસવિદ્યા અને રસગ્રન્થોના પ્રકરણમાં રસચિકિત્સાના પ્રાધાન્યવાળા ગ્રન્થોની ૧૩મા ૧૪મા શતકમાં બહોળા પ્રમાણમાં રચના થઈ હતી એ પણ જોયુ છે હવે રસગ્રન્થોની સામાન્ય વૈદ્યક ઉપર અસર થયા પછી જે ગ્રન્થો લખાયા છે તેમાથી ઐતિહાસિક વિશિષ્ટતાવાળા એચાર ગ્રન્થોનું દિગ્દર્શન કરવાથી ૧૩માથી ૧૮મા શતક સુધીની આયુર્વેદની સ્થિતિની સ્પષ્ટતા થશે

આ કાળમા જેમ મુસ્લિમ અસર આ દેશની બીજી સસ્થાઓ ઉપર તેમ વૈદ્યક ઉપર પણ થઈ છે અફીણનો વપરાશ એ મુસ્લિમ અસરનુ પ્રત્યક્ષ ઉદાહરણ છે

**શાર્ઙ્ગધરસંહિતા**—આ ગ્રન્થ લખનાર શાર્ઙ્ગધરે પોતે દામોદરના પુત્ર છે એથી વિશેષ કશુ કહ્યુ નથી પણ સસ્કૃત સાહિત્યમાં સુભાષિતોના સગ્રહ તરીકે પ્રસિદ્ધ શાર્ઙ્ગધરપદ્ધતિના કર્તા કવિ શાર્ઙ્ગધર પણ દામોદરના પુત્ર હોવાથી અને એનો સમય તેના દાદા રાઘવદેવના આશ્રયદાતા રણથભોરના ચોહાણરાજા હમ્મીર (ઈ સ ૧૨૮૨ થી ૧૩૦૧) ના સમય ઉપરથી ૧૪ મા શતકમાં નિશ્ચિત ઠરવાથી આ વૈદ્યનો સમય પણ ૧૪ મા શતકમાં ઘણાએ માન્યો છે[૧] પણ પદ્ધતિના કવિ પોતાને વૈદ્ય નહિ પણ કવિ જ કહે છે અને શાર્ઙ્ગધરસંહિતાનો પદ્ધતિમા ઉલ્લેખ કરતા નથી એટલું જ નહિ પણ ભાષા ધાર્મિક માન્યતા કવિત્વશક્તિ પદ્ધતિમા વૈદ્યકને લગતા ઉલ્લેખો વગેરે બાબતોમાં બે ગ્રન્થકર્તાઓના ઐક્યનું સૂચક

૧ જુઓ 'પ્રત્યક્ષ શારીર'નો ઉપોદ્ઘાત

કાંઈ નથી મળતું પણ ભેદનું સૂચક ઘણું મળે છે.[1] વળી શાર્ઙ્ગધર-સંહિતાનો હેમાદ્રિએ ઉલ્લેખ કર્યો છે[2] એ જોતાં પદ્ધતિકાર પહેલાં લગભગ દોઢસો વર્ષે ૧૩મા શતકના આરંભમાં વૈદ્ય શાર્ઙ્ગધર થયા હોવા જોઈએ. શાર્ઙ્ગધરે અફીણ વાપર્યું છે એટલે ૧૨૦૦ પહેલાં ન હોઈ શકે

શાર્ઙ્ગધરસંહિતામા ત્રણ ખંડ છે. તેમાથી પહેલા ખંડમાં પરિભાષા, દવા લેવાનો વખત વગેરે, નાડીપરીક્ષા, દીપનપાચનાધ્યાય, કલાદિકાખ્યાન, સૃષ્ટિક્રમ અને રોગગણના એ રીતે સાત અધ્યાયો છે. બીજા મધ્યખંડમાં સ્વરસ, ક્વાથ, ફાંટ, હિમ, કલ્ક, ચૂર્ણ, ગુગ્ગુલ, અવલેહ, સ્નેહ, આસવ, ધાતુઓનાં શોધનમારણ, રસશોધનમારણ તથા રસયોગો એ રીતે બનાવટને અનુસરતા વિભાગો પાડી વૈદ્યકમા સામાન્ય રીતે પ્રચલિત બનાવટોનો સંગ્રહ કર્યો છે. ગુજરાતમાં શાર્ઙ્ગધરોક્ત યોગોનો બહુ પ્રચાર થયો છે. મહારાષ્ટ્રમાં જેવી યોગરત્નાકરની અને બંગાળામાં રસેન્દ્રસારસંગ્રહ કે ભૈષજ્યરત્નાવલિની લોકપ્રિયતા છે તેવી ગુજરાતમાં શાર્ઙ્ગધરની છે. શાર્ઙ્ગધરના ત્રીજા ઉત્તર ખંડમાં સ્નેહપાનવિધિ, સ્વેદવિધિ, વમનવિધિ, વિરેચનાધ્યાય, બસ્તિ, નિરુહબસ્તિ, ઉત્તરબસ્તિ, નસ્ય, ગંડૂષકવલ, ધૂમપાન, લેપ, અભ્યંગ, રક્તસ્રાવવિધિ અને નેત્રકર્મ-વિધિ એ રીતે પંચકર્માદિ ચિકિત્સાપ્રકારો વર્ણવ્યા છે.

ગ્રન્થકર્તા પોતે જ ગ્રન્થાન્તે કહે છે કે આયુર્વેદ ઉપર જે વિવિધ સંહિતાઓ છે તેમાંથી થોડો સાર લઈને અલ્પબુદ્ધિવાળા અલ્પાયુષી લોકો માટે આ ગ્રન્થ રચ્યો છે. અને એણે ઠીક સાર એકઠો છે એમ કહેવું પડશે. એણે ક્વચિત્ નવીન વસ્તુ પણ નોંધી છે. દા. ત, પ્રાણવાયુ વિષ્ણુપદામૃત પીવા બહાર જાય છે

---

૧ જુઓ આ. વિ., પુ ૨૨, પૃ. ૨૭૫ થી ૨૮૦.

૨ નિ. પ્રે., ગ્ર. હ.ની આ.માં હેમાદ્રિ ઉલ્લિખિત ગ્રન્થસૂચિ.

એ કથન.[1] શાર્ઙ્ગધરસંહિતા ઉપર બે ટીકાઓ છપાઈ છે: (૧) આઢમલ્લવિરચિત દીપિકા જે આઢમલ્લી તરીકે પ્રખ્યાત છે, અને (૨) પં. કાશીરામ વૈદ્યવિરચિત ગૂઢાર્થ દીપિકા.

આમાંથી આઢમલ્લ હમ્મીરપુરના શ્રીવાસ્તવ્ય કુલના વૈદ્ય ચક્રપાણિના પુત્ર ભાવસિંહના પુત્ર હોવાનું અને હસ્તીકાન્તિપુરીના રાજા જૈત્રસિંહના રાજ્યમાં ટીકા લખી હોવાનું એ પોતે જ ગ્રન્થારંભે કહે છે. આ આઢમલ્લના પૂર્વજ ચક્રપાણિ અને ચરકટીકાકાર ચક્રપાણિ એક જ એમ નિ. પ્રે. માં સટીક શાર્ઙ્ગધરસંહિતાનું સંપાદન કરનાર પં. પરશુરામ શાસ્ત્રીએ કહ્યું છે. તે તો ભ્રમ છે, કારણ કે ચરકટીકાકાર શ્રી વાસ્તવ્યકુલોત્પન્ન નથી, લોધ્રવલી કુલોત્પન્ન છે. વળી ગ્રન્થાન્તે શકાબ્દ એકાદશ એટલું લખેલું મળે છે. પણ દશકનો આંકડો નથી. છતાં એમાં કાંઈ ભૂલ ન હોય તો શકાબ્દ ૧૧૯૯ એટલે ઈ. સ. ૧૨૭૭ પહેલાં આઢમલ્લ થયા હોવા જોઈએ અને જેસલમીરનો એક જૈતસી એ અરસામાં થઈ ગયો છે.[2] અને જો કે હસ્તીકાન્તિપુરીનો પત્તો નથી, પણ બીજી રીતે જોતાં શાર્ઙ્ગધરના ટીકાકાર આઢમલ્લનો સમય ઈ. સ. ૧૩મા શતકના પાછલા ભાગથી વહેલો ન હોઈ શકે.

શાર્ઙ્ગધરના બીજા ટીકાકાર કાશીરામ પોતે શાહ સલીમના રાજ્યમાં ટીકા લખી હોવાનું કહે છે; એટલે તેઓ ઈ. સ. ૧૬મા શતકમાં થઈ ગયા એ ચોક્કસ છે. આ કાશીરામ કૃષ્ણભક્ત હતા.

વચલા કાળમાં ઘણું કરી શાર્ઙ્ગધર પછી વૈદ્યક ગ્રન્થોની જે મોટી સંખ્યા રચાઈ છે, તેમાં અમુક એક જ વૈદ્યક અંગ ઉપર થયેલી રચના ખાસ નોંધવી જોઈએ. માધવનિદાનથી આ પ્રકારની શરૂઆત થઈ છે એમ કહી શકાય. આ પ્રકારના થોડા ગ્રન્થોની નોંધ નીચે કરી છે ત્યારે બાકીનાનાં નામો પૃ. ૨૩૮ માં યાદીમાં છે.

૧ જુઓ પ્રત્યક્ષ શારીર, આ. ૩, ઉ., પૃ. ૬૩.

૨ જુઓ ટૉડની ક્રૉનોલૉજી, પૃ. ૨૯૦.

જ્વરસમુચ્ચય નામના એક પ્રાચીન આયુર્વેદીય ગ્રન્થોનાં વચનોના સંગ્રહરૂપ ગ્રન્થની તાડપત્ર ઉપર લખાયેલી આઠસોથી વધારે વર્ષ જૂની હાથપ્રત નેપાળના શ્રી રાજગુરુ હેમરાજ શર્માના સંગ્રહમાં[1] છે એ જોતાં વૈદકનાં એક એક અંગ સંબંધી ગ્રન્થો જૂના કાળથી લખાવા માંડ્યા છે એમ નક્કી થાય છે.

કાયસ્થ ચામુંડનો જ્વરતિમિરભાસ્કર ઉપર નોંધેલા જ્વરસમુચ્ચયની જ યાદ આપે છે. અલબત્ત ચામુંડનો ગ્રન્થ પાછળનો હોવાથી એમાં સન્નિપાત વર્ણન છે તે જૂના ગ્રન્થમાં હોવાનો સંભવ નથી. જ્વરતિમિરભાસ્કરની બિકાનેરમાં ઈ. સ. ૧૪૮૯ ની હાથપ્રત છે.[2] રસસંકેતકલિકા પણ આ જ ચામુંડની લખેલી હોવી જોઈએ, કારણ કે એની એક હાથપ્રતમાં સં. ૧૫૩૧ ( ઈ. સ. ૧૪૭૫ )ની સાલ મળે છે.[3]

કર્મવિપાક—આયુર્વેદ પુનર્જન્મને તથા પૂર્વકર્મને જરૂર માને છે[4] પણ જન્માંતરકૃત પાપોને લીધે રોગો થાય છે એ વાત જૂના ગ્રન્થોમાં નથી. પાછળથી એ ઉપર ભાર દેવાઈને જ્યોતિઃશાસ્ત્ર અને વૈદકના વિચારોના મિશ્રણવાળા કર્મવિપાકના ગ્રન્થો લખાયા છે.

વીરસિંહાવલોક[5] નામનો આ જાતનો જ્યોતિઃશાસ્ત્રના અભિપ્રાયથી જુદાજુદા રોગોનાં કારણો તથા ઉપાયો વર્ણવતો એક

---

૧ જુઓ કાશ્યપસંહિતા-પરિશિષ્ટ, પૃ. ૨૩૪.

૨ જોલીનું મેડિસીન, પૃ ૪.

૩ આયુર્વેદ ગ્રન્થમાળામાં રસસંકેતકલિકા છપાયેલ છે, તેની ભૂમિકાની ટીપ જુઓ.

૪ જુઓ ચરક, સૂ. અ. ૧૧.

૫ વીરસિંહાવલોક હેમરાજ શ્રીકૃષ્ણદાસે મુંબઈમા વિ. સં. ૧૯૫૪માં છપાવ્યો છે.

ગ્રન્થ તોમર વંશના વીરસિંહનો ઈ. સ ૧૩૮૩મા લખાયેલો મળ્યો છે [1] અને બીજા સારમાહટકર્મવિપાક નામના ગ્રન્થની હાથપ્રત મળે છે[2] જે જોલી પ્રમાણે ઈ. સ ૧૩૮૪ મા લખાયેલ છે

**ત્રિશતી**—આ જ શતકમા કે કદાચ તે પછીના ૧૫મા શતકમા ત્રિશતી નામનો ત્રિદોષજ્વરનાં નિદાનચિકિત્સાનો એક ગ્રન્થ ગુજરાતના વૈદ્ય દેવરાજના પુત્ર શાર્ઙ્ગધરનો રચેલો મળે છે [3] ભાવમિશ્રે જ્વરપ્રકરણમા આ ગ્રન્થમાથી ઉતારો કર્યો છે

**મોમહુનવિલાસ**—શાર્ઙ્ગધરના વખત પહેલા જ મુસલમાની અસર વૈદક ઉપર થઈ હતી અને અફીણનો ઉપયોગ એ મુસ્લિમ અસરનો એક સચોટ દાખલો છે પણ પછી મહમૂદશાહના વખતમા ઈ સ ૧૪૬૧માં કાલ્પીમા મોમહુનવિલાસ નામનો મુસ્લિમ નામવાળો વાજીકરણ તથા સ્ત્રીબાલકની ચિકિત્સાને લગતો એક ગ્રન્થ લખાયો છે [4]

**બાલચિકિત્સાના ગ્રન્થો**—કૌમારભૃત્ય વિશે જીવકાદિ આચાર્યોના ગ્રન્થો સહિતાકાળમાં હતા એ પહેલા કહ્યુ જ છે, પણ પાછલા કાળમાયે બાળકોની ચિકિત્સાને ઉદ્દેશીને ગ્રન્થો લખાયા છે **શિશુરક્ષારત્ન** નામનો એક ગ્રન્થ પૃથ્વીમલ્લનો લખેલો મળ્યો છે તેમા મદનપાલનિઘંટુનો ઉલ્લેખ છે અને એ ઉપરથી જોલી ઈ સ ૧૪૦૦ પછીનો એને માને છે [5]

બીજો આ જાતનો ગ્રન્થ વૈદ્ય કલ્યાણનો બાલતન્ત્ર નામનો ઈ. સ ૧૫૮૮ (વિ સ ૧૬૪૪)મા કાશીમા રચાયો છે [6] જોકે

---

૧ જોલી, મેડિસન, પૃ ૫

૨ એજન

૩ શાર્ઙ્ગધર ત્રિશતી નિર્ણયસાગર પ્રેસમા છપાયેલ છે

૪ જોલી, મેડિસીન, પૃ. ૫

૫ જોલી મેડિસીન, પૃ. ૫. આ ગ્રન્થની હાથપ્રત ઇંડિયા ઑફિસ । છે

૬ બાલતન્ત્ર મુંબઇમા હિન્દી ભાષાન્તર સાથે વિ. સ. ૧૯૭૦મા છપાયું છે પ્રકાશક હરિપ્રસાદ ભગીરથજી.

વૈદ્ય કલ્યાણ મૂળ ગુજરાતના પ્રશ્નોરા બ્રાહ્મણ હતા.[1] ત્રીજો રાવણકૃત કુમારતન્ત્ર છે જેના ચોક્કસ સમયની ખબર નથી.[2]

**સ્ત્રીવિલાસ**—સોળમા શતકના અન્તમાં કે સત્તરમા શતકમાં ગુજરાતના જ શ્રીગૌડ જ્ઞાતિના વૈદ્ય દેવેશ્વરે સ્ત્રીવિલાસ નામનો સ્ત્રીરોગચિકિત્સાને લગતો ગ્રન્થ લખ્યો છે.[3]

વિષચિકિત્સાનો કાશ્યપસંહિતા નામનો એક ગ્રન્થ મૈસૂરમાં ૧૯૩૩માં છપાયો છે. એ (પૃ. ૯૬) માં નોંધેલો જ ગ્રન્થ છે કે પાછળનો એ કહેવું મુશ્કેલ છે.

**ભાવપ્રકાશ**—શાર્ઙ્ગધર પછી મોટો, વૈદ્યોમાં ખૂબ પ્રીતિપાત્ર અને સર્વાંગસંગ્રહ તરીકે છેલ્લો ગ્રન્થ ગણાય એવો ભાવપ્રકાશ ગ્રન્થ રચાયો છે. લઘુત્રયીમાં એનું સ્થાન જોતાં વૈદ્યકના પઠનપાઠનમાં છેલ્લા સૈકાઓમાં એનો સામાન્ય પ્રચાર હશે એ સમજી શકાય છે. આ ભાવપ્રકાશના કર્તા ભાવમિશ્ર પોતાને શ્રીમિશ્રલટકતનય કહે છે. એથી વધારે પોતાનો કશો પરિચય એમણે આપ્યો નથી. પણ આયુર્વેદવિજ્ઞાન, અ. ૧ ના કથનને અનુસરી જોલી એને બનારસના ગણે છે,[4] જ્યારે ગણનાથ સેન એને કાન્યકુબ્જના કહે છે. વળી ભાવપ્રકાશમાં ફિરંગરોગનું વર્ણન અને ફિરંગીઓ સાથેના પ્રસંગથી એ રોગ થાય છે એમ લખ્યું છે, એ જોતાં ફિરંગીઓ—પોર્ટુગીઝો—આ દેશમાં આવીને વસ્યા તે પહેલાં અર્થાત્ ૧૬ મા શતકના આરંભ પહેલાં રચાયો હોવાનો સંભવ નથી એમ કહે છે તે યથાર્થ છે.[5] ટુબીન્જનમાં ઈ. સ.

---

૧ જુઓ 'ગુજરાતનું વૈદ્યક સાહિત્ય' નામનો મારો સુરતની સાહિત્ય પરિષદમાં આપેલો નિબંધ, વૈદ્યકલ્પતરુ, પુ. ૨૧.

૨ ભાષાટીકા સાથે ખેમરાજ શ્રીકૃષ્ણદાસે આ ગ્રન્થ છપાવ્યો છે.

૩ જુઓ ટિપ્પણી ૧ વાળો નિબંધ

૪ જોલી, મેડિસીન, પૃ. ૨.

૫ પ્રત્યક્ષ શારીર, આ. ૩, ઉ., પૃ. ૫૭.

૧૫૫૮ ની હાથપ્રત છે;[1] એટલે ભાવપ્રકાશ એથી મોડો તો નથી જ. કવિરાજ ગણનાથ સેન કહે છે તેમ શારીરવર્ણન સુશ્રુતાદિ ગ્રન્થોમાંથી 'ગતાનુગતિક રીતે' ભાવમિશ્રે ઉતાર્યું છે અને 'પ્રમાદસંકુલ' છે. પણ એનો સમય જોતાં એ ક્ષમ્ય છે અને બીજી રીતે એ ગ્રન્થની કીમતને એથી કશો બાધ આવતો નથી. વાગ્ભટ પછી આયુર્વેદનાં સર્વ અંગોનો જેમાં સમાવેશ કરવામાં આવ્યો હોય એવો ગ્રન્થ તો એક ભાવપ્રકાશ જ છે, એમ વિરજાચરણ ગુપ્તે કહ્યું છે;[3] પણ શોઢલ પછી એમ ખરી રીતે કહેવું જોઈએ. વળી જે ચરકસુશ્રુતોક્ત શલ્યશાલાક્યાદિ વાતોનો પ્રચાર વૈદ્યોમાં ઓછો થઈ ગયો હતો તેનો ભાવપ્રકાશમાં ટૂંકો સાર જ આપવામાં આવ્યો છે, જ્યારે જે અનેક નવા યોગો પ્રચારમાં આવ્યા હતા તેમાંથી પોતાને સારા લાગ્યા તે ભાવમિશ્રે આપ્યા છે. વળી અફીણ તો શાર્ઙ્ગધરાદિમાંય છે, પણ ચોપચીનીનો ભાવમિશ્રે જ પહેલો ઉપયોગ કર્યો છે. ફિરંગરોગનું વર્ણન તથા મસૂરિકા રહેવા દઈને પણ લોકપ્રસિદ્ધ શીતલાનું વર્ણન કર્યું છે એ ગ્રન્થકારની જાગરુકતા દર્શાવે છે.

ભાવમિશ્રે પૂર્વખંડ, મધ્યખંડ અને ઉત્તરખંડ એ રીતે ત્રણ ખંડમાં ગ્રન્થ રચ્યો છે; જોકે છેલ્લો ઉત્તરખંડ તો તદ્દન નાનો છે. વળી પૂર્વખંડ અને મધ્યખંડમાં પહેલો ભાગ, બીજો ભાગ એ રીતે ભાગો પાડ્યા છે. પ્રથમ ખંડમાં અશ્વિનીકુમારની અને આયુર્વેદાચાર્યોની ઉત્પત્તિથી આરંભી સૃષ્ટિક્રમ, ગર્ભપ્રકરણ, દોષ અને ધાતુનું વર્ણન, દિનચર્યા, ઋતુચર્યા વગેરે વિષયો પછી વિસ્તારથી નિઘંટુ આપ્યો છે, જેમાં અમુક દ્રવ્ય ન મળે તો એને

---

૧ જોલી, મેડિસન, પૃ. ૩.

૨ પ્રત્યક્ષ શારીર, ઉ.. પૃ. ૬૩.

૩ જુઓ 'વનૌષધિદર્પણ'ની ઉપક્રમણિકા, પૃ. ૩૬.

બદલે કર્યું લેવું તે એટલે પ્રતિનિધિનિર્ણય પણ છે. નિઘંટુની પદ્ધતિ તો રાજનિઘંટુ આદિના જેવી જ છે. રાંધેલા ખોરાકનું વર્ણન પણ આ નિઘંટુમાં છે જ. પૂર્વખંડના જ દ્વિતીય ભાગમાં માનપરિભાષા, ધાતુ વગેરેના શોધનમારણનો વિધિ અને પંચકર્મ વિધિ એટલું છે. પછી મધ્યખંડમાં જ્વરાદિ રોગોની ચિકિત્સા કહી છે. અલબત્ત, આ ચિકિત્સાવર્ણનમાં શોદ્રલ પેઠે શલ્યશાલાક્યાદિ અંગોના જુદા વિભાગો નથી પાડ્યા અને છેલ્લા ઉત્તરખંડમાં માત્ર વાજીકરણ અધિકાર છે એટલે એ રીતે પણ પ્રાચીન પ્રણાલીનું અનુસરણ ભાવમિશ્રે નથી કર્યું. અલબત્ત, એના સમયના વૈદ્યકનું એમાં સ્પષ્ટ પ્રતિબિંબ છે. વળી ત્રણસો વર્ષથી મુસલમાનો અને તેઓમાં પ્રચલિત યુનાની વૈદક આયુર્વેદિક વૈદ્યો સમક્ષ હોવા છતાં એની વિશેષ અસર થઈ નથી એ ખાસ જોવા જેવું છે.

ભાવમિશ્રના જ રચેલા એક ગુણરત્નમાલા નામના ગ્રન્થની હાથપ્રત ઇંડિયા ઓફિસ પુસ્તકાલયમાં હોવાનું જોલી કહે છે.[1]

૧૬મા શતકનો જ બીજો ગ્રન્થ ટોડરાનંદ છે, જે અકબરના હિન્દુ સચિવ ટોડરમલ્લનો રચેલો છે.

આ જ શતકમાં કે કદાચ ૧૭મામાં જૈન હર્ષકીર્તિસૂરિનો યોગચિન્તામણિ નામનો ગ્રન્થ રચાયો છે.[2] એની ઈ. સ. ૧૬૬૬ની હાથપ્રત મળે છે.[3] બીજી તરફથી એમાં ફિરંગનું વર્ણન છે એ જોતાં ભાવપ્રકાશ પછી રચાયો હોવાનો સંભવ છે.

૧૭મા શતકમાં જ રચાયેલો ટૂંકો પણ એની કાવ્યચમત્કૃતિથી લોકપ્રિય થઈ ગયેલો ગ્રન્થ લોલિમ્બરાજનો 'વૈદ્યજીવન' છે. આ નાના ગ્રન્થ ઉપર એક કરતાં વધારે ટીકાઓ થઈ છે તથા એનાં અનેક ભાષામાં

---

૧ જોલી-મેડિસીન, પૃ. ૩.

૨ આ ગ્રન્થ છપાઈ ગયો છે, ઈ. સ. ૧૮૯૯મા મુંબઇમાં.

૩ જોલી, મેડિસીન, પૃ. ૩.

ભાષાન્તરો થયાં છે.[1] આ વૈદ્યજીવન ગ્રન્થ ઈ. સ. ૧૬૩૩મા રચાયો છે એમ મરાઠી ભાષાન્તરકારે લખેલા ચરિત્ર ઉપરથી ગોંડલ ઠાકોર-સાહેબે લખ્યું છે; પણ જોષી કહે છે કે ઈ. સ. ૧૬૦૮ની હાથપ્રત મળી છે.[2] આ લોલિમ્બરાજના પિતાનુ નામ દિવાકર ભટ્ટ એણે પોતે જ લખ્યુ છે, પણ એ જુન્નરના રહેવાસી હતા અને લોલિમ્બ-રાજે વૈદ્યાવતંસ નામનો એક બીજો ગ્રન્થ લખ્યો છે એમ મરાઠી ભાષાન્તરકારે તેના જીવનચરિત્રમા લખ્યું છે.[3]

આ વૈદ્યજીવન ઉપરાંત ૧૭મી સદીમા અનેક ગ્રન્થો લખાયા છે. દા. ત., જગન્નાથનો યોગસંગ્રહ ૧૬૧૬માં, સુખબોધ ૧૬૪૫-૪૬માં, કવિચન્દ્રનો ચિકિત્સારત્નાવલિ ઈ. સ. ૧૬૬૧મા, રઘુનાથ પંડિતનો વૈદ્યવિલાસ ઈ. સ. ૧૬૯૭મા અને વિદ્યાપતિનો વૈદ્યરહસ્ય ૧૬૯૮મા રચાયેલ છે[4] એમ જોષી(પૃ. ૨)એ નોંધ્યુ છે.

વૈદ્યચિન્તામણિનો પ્રયોગામૃત અને નારાયણનો વૈદ્યામૃત અઢારમી સદીમા લખાયા છે એમ જોષી (પૃ. ૨) ધારે છે. વળી આ જ સદીમા ઉપાધ્યાય માધવનો આયુર્વેદપ્રકાશ લખાયો છે.[5] ભાવપ્રકાશનો માધવે ઉલ્લેખ કર્યો છે અને ઈ. સ. ૧૭૧૩ (વિ. સ. ૧૭૮૬ )ની હાથપ્રત ઇંડિયા ઓફિસ પુસ્તકાલયમા છે.[6] આયુર્વેદપ્રકાશમા રસશાસ્ત્રના બધા વિષયો બહુ સારી રીતે વર્ણવેલા છે આ માધવનો લખેલો પાકાવલિ નામનો એક ગ્રન્થ

---

૧ હિંદી ભાષાન્તર સાથે શેઠ મંજવલ્લભ હરિપ્રસાદે છપાવેલ છે અને ગુજરાતી ભાષાન્તર સાથે નિર્ણયસાગર પ્રેસમા છપાયેલ છે.

૨ જોષી-મેડિસીન, પૃ. ૨.

૩ જુઓ ગુજરાતી પ્રેસમા છપાયેલ વૈદ્યજીવનમા લોલિમ્બરાજનો વૃત્તાન્ત. આ વૈદ્યાવતંસ હિંદી ભાષાન્તર સાથે છપાઈ ગયો છે.

૪ વૈદ્યરહસ્ય છપાઈ ગયો છે.

૫ આયુર્વેદ ગ્રન્થમાળામા આ ગ્રન્થ ઈ. સ. ૧૯૧૩ મા છપાયો છે.

૬ જોષી, મેડિસીન, પૃ. ૨.

પણ છપાયો છે. ઈ. સ. ૧૭૯૪માં રચાયેલા જ્યરવિના જ્વર-પરાજયની નોંધ ગોંડલના ઇતિહાસમાં છે.

**યોગરત્નાકર**—વૈદ્યોમાં ખૂબ વપરાતો યોગરત્નાકર નામનો યોગસંગ્રહ ગ્રન્થ ઘણું કરી ૧૮ મા શતકમા રચાયો છે. યોગરત્નાકર આનન્દાશ્રમ સંસ્કૃત ગ્રન્થમાળામાં છપાયો છે. ગ્રન્થકર્તાના નામની ખબર નથી, પણ એની એક હાથપ્રત શક ૧૬૬૮ની આનન્દાશ્રમ પાસે હતી એટલે ઈ. સ. ૧૭૪૬ થી પહેલાં ગ્રન્થ રચાયો છે એટલું નક્કી.

તેરમાથી અઢારમા શતક સુધીમાં થઈ ગયેલા વૈદ્યકગ્રન્થકારોની જે ટૂંકી નોંધ ઉપર કરી છે તે ઉપરથી એ છસ્સો વર્ષના ગાળામાં રચાયેલા વૈદ્યક ગ્રન્થોના પ્રકારનો ખ્યાલ વાંચનારને જરૂર આવશે; જોકે જથ્થાનો ખ્યાલ પૂરો નહિ આવે, કારણ કે એ અરસામાં થયેલી ગ્રન્થરચનામાંથી પાછળથી જે તદ્દન નષ્ટ થઈ ગઈ તેને ન ગણવામાં આવે તોપણ જેની હાથપ્રત ક્યાંક પણ જળવાઈ રહી હોય તે સર્વની આ સંપૂર્ણ યાદી નથી. જુદાંજુદાં પુસ્તકાલયોમાં સચવાઈ રહેલ હાથપ્રતોની લખ્યા સાલ વગેરે ઉપરથી જોલી વગેરેએ જુદાજુદા સૈકાઓમા થયેલી ગ્રન્થરચના વિશે જે અનુમાનો કર્યા છે તે ઉપરથી અહીં નોંધ કરી છે. પણ લખ્યા સાલ વગરની હાથપ્રતો ઘણી છે. કેટલાક છપાયેલા ગ્રન્થોનો પણ રચના-સમય જાણવાનુ કાંઈ સાધન નથી. એ સ્થિતિમા નીચે જેના સમયની બરાબર ખબર નથી એવા તથા પહેલા જેનો ઉલ્લેખ નથી થયો તેવા પ્રકાશિત તથા અપ્રકાશિત ગ્રન્થોની એક યાદી ઉતારી છે.

આ યાદી સંપૂર્ણ નથી. વિવિધ પુસ્તકાલયોના કેટલોગો કે કેટેલોગસ કેટેલોગમ ઉપરથી વધારે સંપૂર્ણ યાદી થઈ શકે, પણ નીચેની યાદી તો રસયોગસાગરમાં આપેલી યાદી, ગોંડલ ઠાકોર

સાહેબના ઇતિહાસમા આપેલી યાદી જેનું મૂળ કદાચ ઓફ્રેટ જ હશે તથા વનૌષધિદર્પણમા આપેલી યાદી ઉપરથી તૈયાર કરી છે આ યાદીમાંના કેટલાક ગ્રન્થો ૧૮ મી સદી પછી એટલે આધુનિક સમયમા રચાયા છે, પણ એનુ સ્વરૂપ આધુનિક સમય પહેલાના ગ્રન્થોને મળતુ છે.

## પ્રકીર્ણ ગ્રન્થોની યાદી

**અભ્રકકલ્પ**—ગોડલના ઇતિહાસમા નામ છે.

**અજીર્ણામૃત મંજરી**—કાશીરાજકૃત નિઘટુરત્નાકરની બીજી આવૃત્તિમા પહેલા ભાગમા છપાઈ ગયેલ છે.

**અનુપાનતરંગિણી**—ગુજરાતી ભાષાન્તર સાથે મહાદેવ રામચદ્ર જાગુષ્ટેએ છપાવ્યો છે

**અનુપાનદર્પણ**-ભાષા ટીકા સાથે વેકટેશ્વરમા છપાયો છે.

**આયુર્વેદસુષેણસહિતા** ભાષા ટીકા સાથે વેકટેશ્વર પ્રેસમાં છપાયો છે

**અર્કપ્રકાશ**—રાવણકૃત ભાષા ટીકા સાથે વેકટેશ્વર પ્રેસમા છપાઈ ગયો છે

**આરોગ્યચિન્તામણિ**—પ દામોદરકૃત.

**કલ્યાણકારક**—ઉગ્રાદિત્ય વિરચિત, ૧૯૪૦ મા સોલાપુરમા છપાયો છે

**કામરત્ન**—કર્તાનુ નામ ભૈષજ્યસાગરના નિર્માતાએ નથી આપ્યુ, પણ વેકટેશ્વરમા આ ગ્રન્થ છપાયો છે અને તેમા યોગેશ્વર નિત્યનાથપ્રણીત કહેલ છે

**કાલજ્ઞાન**—ભાષાટીકા સાથે વેકટેશ્વર પ્રેસમા અને ગુજરાતી ભાષાન્તર સાથે જાગુષ્ટેએ છપાવેલ છે

**કૂટમુદ્ગર**—માધવપ્રણીત—નાનો ચિકિત્સાનો ગ્રન્થ છે વે પ્રેસમા ભાષા ટીકા સાથે છપાયો છે

**ગોરક્ષસંહિતા**—કર્તા ગોરખનાથ, અમુદ્રિત.

**ગૌરીકાંચલિકા**—ચિકિત્સાગ્રન્થ-છપાયો છે વેંકટેશ્વર પ્રેસમાં, જેમાં મંત્રતંત્ર, જ્યોતિષ વગેરે સાથે ચિકિત્સા છે.

**ચમત્કારચિંતામણિ**—ગોવિંદરાજકૃત ગોંડલના ઇતિહાસમા નામ છે.

**ચિકિત્સાક્રમકલ્પવલ્લી**—કાશીરામ ચતુર્વેદી સંકલિત વેંકટેશ્વર પ્રેસમા છપાયો છે.

[1]**ચિકિત્સાંજન**—વિદ્યોપાધ્યાય કૃત અપ્રકાશિત.

***ચિકિત્સા રત્નાભરણ**—સદાનન્દ દાધીચવિરચિત.

***ચિકિત્સારહસ્યમ્**—હારીતમુનિવિરચિત.

**ચિકિત્સાસાર**—ગોપાળદાસકૃત છપાયો છે.

**દ્રવ્યગુણશતક**—ત્રિમલ્લ ભટ્ટકૃત વેંકટેશ્વર પ્રેસમા છપાયો છે.

**ધાત્રીમંજરી**—કર્તાના નામની ખબર નથી. ગોંડલના ઇતિહાસમા નામ છે.

**નરપતિજયચર્યા**—સં. ૧૨૩૪મા મૂળ ધારાના આમ્રદેવના પુત્ર નરપતિ કવિએ અણહિલવાડમા લખેલો શાકુનશાસ્ત્રનો ગ્રન્થ-[2] સંસ્કૃત ટીકા સાથે વેંકટેશ્વરમા છપાઇ ગયો છે.

**નામસાગર**—કેન્દ્રદેવે રચેલો અપ્રકાશિત ચિકિત્સાગ્રન્થ છે.[3]

**નારાયણવિલાસ**—નારાયણભૂપતિવિરચિત.

**પથ્યાપથ્ય**—મહામહોપાધ્યાય વિશ્વનાથ કવિરાજકૃત. આ આધુનિક ગ્રન્થ ભાષા ટીકા સાથે છપાઈ ગયો છે

---

૧ વનૌષધિદર્પણની ઉપક્રમણિકામા નામ છે.

* આ નિશાનીવાળા ગ્રન્થોની રસયોગસાગરમા પ્રમાણરૂપે લીધેલા અપ્રકાશિત ગ્રન્થોની યાદીમા નોંધ છે

૨ જુઓ મારો ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, વિ ૨, પૃ ૩૩૪ અને ઙફની ક્રોનોલોજી, પૃ ૧૬૧

૩ વનૌષધિદર્પણની ઉપક્રમણિકામા નામ છે.

**પથ્યાપથ્યનિઘંટુ**—કવિ શ્રીમુખકૃત ગોંડલના ઇતિહાસમાં નોધ છે.

**પરિભાષાવૃત્તિપ્રદીપ**—ગોવિંદસેનકૃત.

**પારદ યોગશાસ્ત્ર**—શિવરામ યોગીન્દ્રકૃત છપાઈ ગયો છે.

**પ્રયોગ ચિન્તામણિ**—રામમાણિક્ય સેન–વિરચિત કલકત્તામા છપાયો છે, એમ શ્રી વિજ્ઞનચરણ ગુપ્ત કહે છે. ગોંડલના ઇતિહાસમાં કર્તાનુ નામ માધવ લખ્યુ છે.

**પ્રયોગસાર**—ગોંડલના ઇતિહાસમા નામ છે કર્તાનુ નામ નથી

[1] **બાલચિકિત્સાપટલ**—ગ્રન્થકાર અજ્ઞાત ગ્રન્થ અમુદ્રિત.

**બાલબોધદય**—શ્રી કાશીનાથ ચતુર્વેદીવિરચિત ભાષાનુવાદ સાથે છપાયો છે

[1] **બાલબોધ**—વામાચાર્યકૃત. અમુદ્રિત.

***ભૈષજ્યસારામૃતસંહિતા**—ઉપેન્દ્રવિરચિત

[2] **મધુમતી**—દ્રાવિડવાસી નીલકાન્ત ભટ્ટના પુત્ર રામકૃષ્ણ ભટ્ટના શિષ્ય નરસિંહ કવિરાજનો રચેલો દ્રવ્યગુણ તથા ચિકિત્સા સબધી અમુદ્રિત ગ્રન્થ.

***યોગચન્દ્રિકા**—લક્ષ્મણવિરચિત ગોંડલના ઇતિહાસમા ઈ સ. ૧૬૩૩મા રચાયેલ છે એમ લખ્યુ છે

***યોગદીપિકા**—ગુજરાતના નાગર રણકેશરીનો લખેલો[3] ૩૯૦ શ્લોકનો ટૂંકો યોગસગ્રહ ગ્રન્થ. ગ્રન્થ જૂનો છે હાથપ્રત વૈદ્ય ભા ત્રિ આચાર્ય પાસે છે

***યોગમહાર્ણવ**—રામનાથ વિદ્વાને સગૃહીત

---

૧ વનૌષધિદર્પણની ઉપક્રમણિકા

૨ જુઓ 'ગુજરાતનું વૈદક સાહિત્ય' નામનો મારો નિબધ

૩ એજન

[1] યોગમહોદધિ—કર્તા અજ્ઞાત. અમુદ્રિત મળેલી હાથપતમાં નિઘંટુભાગ છે.

યોગરત્નમાલા—ગંગાધર યતીન્દ્રની ઈ. સ. ૧૫૭૪મા અમદાવાદમાં લખાયેલી હાથપ્રત ઇંડિયા ઑફિસ લાયબ્રેરીમાં છે.[2]

યોગરત્નાકર[3]—નયનશેખરનો ગુજરાતી ચોપાઈમાં ઈ. સ. ૧૬૮૦માં લખાયેલો ગ્રન્થ.

[4]યોગશતક—શ્રીકંઠદાસરચિત. આના ઉપર વરરુચિની અભિધાનચિંતામણિ નામની ટીકા છે.

* યોગસંગ્રહ—કર્તા અજ્ઞાત. અપ્રકાશિત.

યોગસમુચ્ચય—ગુજરાતી શ્રીગોડ બ્રાહ્મણ હરિરામના પુત્ર માધવનો લખેલો ટૂંકો ગ્રન્થ જેની હાથપ્રત સ્વ. તનસુખરામ મ. ત્રિપાઠીના સંગ્રહમાં હતી.

યોગસમુચ્ચય—વ્યાસ ગણપત. રચિત-ગુજરાતી ભાષાંતર સાથે રાજવૈદ્ય જીવરામ કાલિદાસે છપાવ્યો છે.

* રત્નાકરૌષધયોગ—કર્તા અજ્ઞાત. અપ્રકાશિત.

* રસકંકાલીય—કંકાલયોગી વિરચિત. આ ગ્રન્થ છપાયો છે.

- રસકલ્પલતા—મગ્નીરામવિરચિત.

રસકામધેનુ—વૈદ્યવર શ્રી ચૂડામણિ સંગૃહીત છપાયો છે. મુંબઈમા આયુર્વેદીય ગ્રન્થમાળા ( પુષ્પ ૧૬મુ )મા.

* રસકિન્નર—કર્તા અજ્ઞાત.

* રસકૌમુદી—શક્તિવલ્લભ વિરચિત.

રસકૌમુદી—જ્ઞાનચન્દ્રવિરચિત. આ ગ્રન્થ છપાઈ ગયો છે, લાહોરમાં.

---

૧ હાથપ્રત વૈ. જ. ત્રિ. આચાર્ય પાસે છે.

૨ જુઓ ગુજરાતનુ વૈદક સાહિત્ય નામનો મારો નિબંધ.

૩ એજન

૪ વનૌષધિદર્પણની ઉપક્રમણિકામાં તથા ગોડલના ઇતિહાસમાં નામ છે.

[1] રસકૌમુદી—માધવવિરચિત.

* રસજ્ઞાનમ્—જ્ઞાનજ્યોતિવિરચિત.

રસચંડાંશુ—દત્તાત્રેયે સંગૃહીત. છપાયો છે.

રસચિન્તામણિ—અનન્તદેવવિરચિત ભાષાટીકા સાથે વેંકટેશ્વર પ્રેસમાં છપાયો છે.

[2]રસતરંગમાલિકા—જનાર્દન ભટ્ટ-કૃત.

રસપારિજાત—ગોંડલના ઇતિહાસમાં વૈદ્યશિરોમણિ-કૃત એમ લખ્યું છે, ૨. સા. સં.માં નામ નથી.

* રસપ્રદીપ—પ્રાણનાથ વૈદ્યવિરચિત. ગોંડલના ઇતિહાસમાં ઇ. સ. ૧૪૮૩માં વીશલદેવે લખેલો છે એમ લખ્યું છે. ભાષાટીકા સાથે વેંકટેશ્વરમાં એક રસપ્રદીપ છપાયો છે.

રસબોધચન્દ્રોદય—કર્તા અજ્ઞાત. અમુદ્રિત.

રસમુક્તાવલિ—કર્તા અજ્ઞાત, અમુદ્રિત.

રસમંજરી—શાલિનાથ વિરચિત. ભાષાટીકા સાથે વેંકટેશ્વરમાં છપાયો છે.

રસરત્નકૌમુદી—કર્તા અજ્ઞાત, અમુદ્રિત.

રસરત્નપ્રદીપ—રામગજવિરચિત, શ્રી. ભાનુદત્ત વિદ્યાલંકારે લાહોરથી છપાવ્યો છે.

રસરત્નમણિમાલા—વૈદ્ય બાવાભાઈ અચળજી સંગૃહીત અમુદ્રિત

* રસરાજશંકર—રામકૃષ્ણ વિરચિત.

* રસરાજશિરોમણિ—પરશુરામ વિરચિત.

રસરાજસુન્દર—દત્તરામ સંગૃહીત છપાયો છે.

---

[1] વનૌષધિદર્પણની અનુક્રમણિકામાં નામ છે.

[2] ગોંડલના ઇતિહાસમાં નામ છે.

*રસસંકેતસિદ્ધાન્ત—ગોવિંદરામવિરચિત.

*રસસાગર—ક્ષેમાદિત્યવિરચિત.

*રસસારસંગ્રહ—કર્તા અજ્ઞાત. અમુદ્રિત.

રસાધ્યાય—કાશીસંસ્કૃત સીરીઝમાં ૧૯૩૦માં છપાયો છે.

રસામૃત—વૈદ્યેન્દ્ર પંડિત કૃત. ઈ. સ. ૧૪૯૫માં રચાયો છે એમ ગોંડલના ઇતિહાસમાં છે.

રસાયનપરીક્ષા—કર્તા અજ્ઞાત, અમુદ્રિત.

રસાલંકાર—ભટ્ટ રામેશ્વર વિરચિત. અમુદ્રિત.

રસાવતાર—કર્તા અજ્ઞાત, અમુદ્રિત.

રસાવતાર—માણિક્યચન્દ્ર જૈન વિરચિત. હાથપ્રત વૈદ્ય ગ. ત્રિ. આચાર્ય પાસે છે.

[1]રસાયન પ્રકરણ—મેરુતુંગ નામના જૈન સાધુનો ઈ. સ. ૧૩૮૭માં બનાવેલો ગ્રન્થ

*રસેન્દ્રકલ્પદ્રુમ—રામકૃષ્ણ ભટ્ટવિરચિત.

*રસેન્દ્રરત્નકોષ—દેવેન્દ્ર ઉપાધ્યાયવિરચિત

[2]રામવિનોદ—યદર ગકૃત–રસગ્રન્થ.

[3]રોગનિદાન—ધન્વન્તરિકૃત, અમુદ્રિત.

લોહપદ્ધતિ—સુરેશ્વર વિરચિત, આયુર્વેદ ગ્રન્થમાળામાં છપાયો છે.

[3]વાણીકરી—વાણીકવિકૃત.

[3]વિષોદ્ધાર—ગ્રન્થકાર અજ્ઞાત, અમુદ્રિત, વિવિધ વિષવિષયક ગ્રન્થ

---

૧ ગોડલના ઇતિહાસમાં આ ગ્રન્થનું નામ છે.

૨ ગોંડલના ઇતિહાસમાં નામ છે.

૩ વનૌષધિદર્પણની ઉપક્રમણિકામાં નામ છે.

[1]વૈદ્યકલ્પદ્રુમ—રઘુનાથપ્રસાદકૃત છપાયો છે.

વૈદ્યકૌસ્તુભ—શ્રીમેવારામવિરચિત, ૧૯૨૮મા છપાયો છે.

*વૈદ્યચિંતામણિ—કર્તા અજ્ઞાત

*વૈદ્યચિંતામણિ—કર્તા અજ્ઞાત.

,, (લઘુ) ,,

વૈદ્યદર્પણ—અમુદ્રિત, કર્તા કલ્યાણ ભટ્ટના પુત્ર, પ્રાણનાથ વૈદ્ય.

વૈદ્યરત્ન—કેદાર ભટ્ટ સંગૃહીત. વેંકટેશ્વરમાં છપાયો છે.

વૈદ્યવલ્લભ—હસ્તિરુચિકૃત ભાષાટીકા સાથે વેંકટેશ્વરમાં છપાયો છે. આ ગ્રન્થ ઈ. સ. ૧૬૭૦મા રચાયો છે એમ ગોંડલના ઈતિહાસમાં લખ્યું છે. કર્તાનું નામ હસ્તિરુચિને બદલે હસ્તિસૂરિ લખ્યુ છે.

વૈદ્યવૃન્દ—નારાયણકૃત, અમુદ્રિત

વૈદ્યાવતંસ—શ્રી રાજસુન્દર વૈદ્યવિરચિત. સિલોનમા છપાયો છે.

શતયોગ—કર્તા અજ્ઞાત, ગોંડલના ઈતિહાસમા નામ છે.

સર્વવિજયીતંત્ર—કર્તા અજ્ઞાત. ગોંડલના ઇતિહાસમાં નામ છે.

સિદ્ધાન્તમંજરી—બોપદેવકૃત છે એમ વનૌષધિદર્પણની ઉપક્રમણિકામા લખ્યુ છે. અમુદ્રિત.

*સૂતપ્રદીપિકા—કર્તા અજ્ઞાત.

[1]હરિતાલ કલ્પ—

હંસરાજનિદાન—હંસરાજકૃત ભાષાટીકા સહિત. વેંકટેશ્વરમાં છપાયો છે.

હિતોપદેશ—જૈનાચાર્ય શ્રીકંઠસૂરિવિરચિત. વેંકટેશ્વરમા છપાયો છે.

હિતોપદેશ-પરમશૈવાચાર્ય શ્રીકંઠ શિવપંડિતવિરચિત. અમુદ્રિત.

૧ ગોંડળના ઇતિહાસમા નામ છે.

## આધુનિક સમય

આધુનિક સમયનો આરંભ કયા વર્ષથી ગણવો એ મોટો પ્રશ્ન છે. રાજકીય ઇતિહાસમાં બ્રિટિશોની રાજ્યસત્તા જે સાલમાં આ દેશમાં સ્થિર થઈ તે ઈ. સ. ૧૭૫૭ થી બ્રિટિશ અથવા આધુનિક સમયનો આરંભ ગણવામાં આવે તે ઘણાં કારણથી ભલે યોગ્ય હો, પણ સાંસ્કૃતિક ઇતિહાસમાં એ તારીખ કશા મહત્ત્વની નથી. મારા મતે તો આયુર્વેદના ઇતિહાસમાં આધુનિક સમયનો આરંભ ઈ. સ. ૧૮૩૫–૩૬ થી ગણવો જોઈએ, કારણ નવી સ્થપાયેલી મેડિકલ કૉલેજ ઑફ બેંગાલમાં ઈ. સ. ૧૮૩૫ માં એક બંગાળી બ્રાહ્મણ પં. મધુસૂદન ગુપ્તે મડદું ચીરીને શારીર શીખવવાનો આરંભ કર્યો[1] અને એ જ મધુસૂદન ગુપ્ત કલકત્તામાં તરતમાં સ્થપાયેલ સંસ્કૃત કૉલેજનો અધ્યાપક થયો અને તેણે જ ઈ. સ. ૧૮૩૬ માં સુશ્રુતને પહેલીવાર છાપ્યો. આ બે બનાવ— આયુર્વેદના અધ્યાપન સાથે આધુનિક વિજ્ઞાનનો સંસર્ગ અને આયુર્વેદિક ગ્રન્થનું પ્રથમ મુદ્રણ એનાથી આયુર્વેદના ઇતિહાસના આધુનિક સમયનો હું આરંભ ગણું છું.

આયુર્વેદનો આ ઇતિહાસ વાંચનારને ચરકસુશ્રુતની સંહિતાઓના કાળમાં આયુર્વેદીય વિજ્ઞાનની પરમ ઉન્નતિ થઈ હતી એ કહેવાની જરૂર નથી. સંહિતા પછીના કાળમાં મનુષ્યશરીરને થતા રોગો અને તેની ચિકિત્સા સંબંધમાં નવું કહેવાય એવું ભાગ્યે જ શોધાયું છે એ પણ જોયું. શારીર આદિ ઉપાંગો તો પાછળથી ખેડાતાં બંધ થઈ ગયાં અને ધીમેધીમે એનું જ્ઞાન ક્ષીણ થઈ ગયું; છતાં

---

૧ મધુસૂદન ગુપ્તની આ હિંમત માટે ધન્યવાદ આપવા અર્થે કલકત્તામાં ફોર્ટ વિલિયમ ઉપરથી એ દિવસે તોપ ફોડવામાં આવી હતી. (જુઓ ભાનુમતી, વ્યાખ્યાસહિત સુશ્રુત સૂત્રસ્થાન (૧૯૩૯ નિ. પ્રે, )નો ઉપોદ્ઘાત, પૃ. ૧૩)

પ્રાચીન ગ્રન્થો સમજવાનો તથા એમાંથી મળતા જ્ઞાન વડે વૈદક વ્યવહાર કરવાનો માર્ગ ચાલુ રહ્યો જૂના ગ્રન્થોમાથી વીણેલા થોડા સદ્ય ફલપ્રદ ગણાતા યોગો વડે વૈદક કરી ખાનારા ઓછુ ભણેલા વૈદ્યો જોકે મધ્યકાળમા વધારે હતા, પણ જૂના ગ્રન્થોમાં તલસ્પર્શી અવગાહન માટે પ્રયત્ન કરનારા વિદ્વાન વૈદ્યો પણ કોઈ કોઈ થઈ ગયા છે વળી શસ્ત્રચિકિત્સા જેવાં કેટલાંક કર્મો વૈદ્યોમાથી નીકળી ગયા પણ રસવિદ્યાના વિકાસ સાથે તથા મુસ્લિમો આવવા સાથે કેટલાક નવા ઔષધોનો વૈદ્યોને લાભ મળ્યો અહીં કહેવુ જોઈએ કે પ્રસૂતિકર્મ, અગ્નિકર્મ, શસ્ત્રકર્મ, જળો મૂકવી વગેરે વૈદ્યોમાથી નીકળી ગયા પણ એ કર્મો પોતે લોકમા રહ્યા હતા જેમ સુવાવડ કરાવનારી દાઈઓ કે કે સુયાણીઓનો વર્ગ થયો, તેમ પાટાપીંડી કરનારનો પણ એક વર્ગ નીકળ્યો મધ્યકાળની લડાઈઓમા આ વર્ગનો ઉપયોગ જરૂર થતો પણ તે તે કર્મ સાથે વિજ્ઞાનનો યોગ જે પ્રાચીન કાળમા હતો તે નીકળી ગયો, એટલું જ નહિ પણ ઘણીવાર અવનતિ પણ થઈ.

ભારતના સામાન્ય સાસ્કૃતિક ઈતિહાસ ઉપર દૃષ્ટિ નાખતાં ગુપ્તયુગને મધ્યમા નાખીને ઈ સ બીજાત્રીજા શતકથી સાતમા આઠમા શતક સુધી આ દેશ સસ્કૃતિના શિખર ઉપર હતો એમ કહી શકાય આયુર્વેદની બાબતમાં આ યુગના આરભમા સહિતાઓ રચાઈ ત્યારે શિખર આવી ગયેલુ ઈ સ સાતમાઆઠમા શતક પછી આ દેશમાં વિદ્યાકલાની અવનતિ શરૂ થઈ છે અલબત્ત બધી વિદ્યાકલાઓ એકસાથે અવનતિને પથે પડે એ સભવિત નથી પણ ધીમેધીમે પ્રત્યેકમા અવનતિના ચિહ્ન જોઈ શકાય છે આયુર્વેદની બાબતમા સહિતાકાળ પછી ઉપર કહ્યુ છે તેમ વૈજ્ઞાનિક બુદ્ધિની અવનતિ શરૂ થઈ ખરી, છતાં કેટલાક કાળ સુધી વિદ્યા રહી હતી પરતુ છેલ્લા સત્તરમાઅઢારમા સૈકાઓમાં તો

વિદ્યા પણ ઘણી ક્ષીણ થઈ ગઈ. સામાન્ય રીતે આ દેશની બુદ્ધિશક્તિ છેક નીચલે પગથિયે અઢારમા શતકમાં પહોંચી ગઈ હતી એમ મને આ દેશનો ઇતિહાસ જોતાં લાગે છે. યુરોપમાં જે સૈકાઓમાં આધુનિક વિજ્ઞાનનો ભારે વિકાસ થયો હતો તે સૈકાઓમાં જ આપણે ત્યાં ગાઢ અંધકાર જામ્યો હતો.

બ્રિટિશો સાથેના સંસર્ગ પછી આપણા લોકોના ચિત્તને જે પહેલો ધક્કો લાગ્યો તે ધક્કાથી જેની પહેલી આંખ ઊઘડી તે, બંગાળાના રાજા રામમોહન રાયથી ગુજરાતના કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ અને કવિ નર્મદ સુધીના સર્વને આ દેશ વહેમ અને અજ્ઞાનના અંધારા ખાડામાં પડેલો લાગ્યો હતો.

આયુર્વેદની બાબતમાં પણ આધુનિક યુગના આરંભ પહેલાંના સૈકામાં સ્થિતિ છેક નીચલે પગથિયે પહોંચી ગઈ હતી. જૂના ગ્રન્થોમાંના શારીર, શસ્ત્રકર્મ જેવા ભાગો તો ઘણા વખતથી સમજાતા મટી ગયા હતા, પણ મોટા ભાગના વૈદ્યોમાં ખાસ કરીને ગુજરાતમાં તો ચરકસુશ્રુતનું અધ્યયનઅધ્યાપન પણ વિરલ થઈ ગયું હતું. દવા તરીકે વપરાતી વનસ્પતિઓને ઓળખનારા વૈદ્યોને શોધવા મુશ્કેલ હતા. ગાંધીઓને ત્યાંથી જે મૂળિયાં, લાકડાં વગેરે મળે તેના ઉપર વિશ્વાસ રાખવામાં આવતો. મહારસો, ધાતુઓ, ઉપરસો વગેરેમાં પણ ઘણી સંદિગ્ધતા પેસી ગઈ હતી. રસવિદ્યાની ક્રિયાઓ થોડી જ વ્યવહારમાં જળવાઈ રહી હતી. નાના નાના યોગસંગ્રહોમાંથી યોગો ચૂંટીને ઘણાખરા અને કેટલાક તો પોતાના કુટુંબમાં વડવાઓએ લખી રાખેલ યાદી ઉપરથી જ વૈદક કરતા. લઘુત્રયીનું ઠીક અધ્યયન કર્યું હોય એ સારું ભણેલો વૈદ્ય ગણાય. એ સ્થિતિ પચાસ-સાઠ વર્ષ ઉપરના વૈદ્યોએ ગુજરાતમાં જાતે જોયેલી. સંસ્કૃત ન જાણનાર વૈદક ન કરી શકે એવું તો હતું જ નહિ; ડોશીઓ પણ દવા બતાવી શકતી અને દેશી ભાષાના સાહિત્યના વિકાસ

સાથે છેલ્લાં ત્રણસો-ચારસો વર્ષમા દેશી ભાષામાં વૈદ્યક ગ્રન્થો લખાયા છે. ગુજરાતમાં ખાસ કરીને જૈનોને હાથે[1] આ દેશી ભાષાના ગ્રન્થો વાંચીને પણ વૈદ્યક ધધો કરનારા ઘણા હતા. ટૂંકામાં વૈદ્યકના સિદ્ધાન્તો લગભગ ભુલાઈને યોગો અને નુસખાઓ ઉપર વૈદ્યક આવી ગયું હતું. હજી એ અંધકારયુગની અસર છે, પણ જેને બ્રિટિશ અમલનો પહેલો ધક્કો લાગ્યો તે બંગાળામા પહેલાં અને પછી ધીમેધીમે બધે સો વર્ષથી આધુનિક યુગનો સૂર્યોદય થયો છે.

આ સૂર્યોદય સાથે આયુર્વેદનું અધ્યાપન, પાશ્ચાત્ય વૈદ્યકનો સંસર્ગ, ગ્રન્થપ્રકાશન વગેરે જે પ્રવૃત્તિઓ ચાલુ થઈ તેમાથી કેટલીકનું નમૂના તરીકે અવલોકન કરવાથી આધુનિક સમયની આયુર્વેદિક સ્થિતિનો સામાન્ય ખ્યાલ આવી જશે.

**ગ્રન્થપ્રકાશન**—ઈ. સ. ૧૮૩૬ મા ઉપર કહ્યુ છે તેમ સુશ્રુતસંહિતા પહેલીવાર કલકત્તામાં છપાઈ પછી તો ચરકસંહિતા આદિ આયુર્વેદના ગ્રન્થો કલકત્તામાં, પૂનામા, મુબઈમાં, લાહોરમાં એમ ઝપાટાબંધ મૂળ તથા સટીક પણ છપાવા માંડયા. કેટલાક ગ્રન્થોની તો અત્યારે અનેક આવૃત્તિઓ મળે છે પહેલા કલકત્તામાં બંગાળી લિપિમાં કેટલાક ગ્રન્થો છપાયેલા, પણ પાછળથી તો દેવનાગરીમા છપાવા માંડયા છે. વળી શરૂઆતમાં ગ્રન્થો છાપી નાખવા એટલું જ પ્રકાશકોનુ લક્ષ્ય હતું. પણ પછી અનેક હાથપ્રતો મેળવી સાચો પાઠ શુદ્ધ રૂપમા છાપવાનો આદર્શ લક્ષ્યમાં રાખીને ઘણા ગ્રન્થો છપાયા છે. નિર્ણયસાગર પ્રેસમાથી તથા આ. મા. જાદવજી ત્રિકમજી આચાર્યને હાથે સંપાદિત થયેલા ગ્રન્થો એ આયુર્વેદિક સાહિત્યના ઉત્તમ પ્રકાશનના નમૂના છે એમ ખુશીથી કહી શકાય.

૧ ઉપર આપેલી યાદીમા યોગરત્નાકર નામના એક ગુજરાતી ગ્રન્થની ખાસ નોંધ લીધી છે.

